ભાગ્યોદયના ગ્રાહકોને પ્રથમ વર્ષની ભેટ.

# તપસ્વી રાજકુમાર

અથવા

## “પદ્મિની”નો ઉપસંહાર.




લખનાર,

ડાહ્યાભાઈ રામચંદ મહેતા.

તંત્રી ભારતજીવન માસિક.





પ્રકાશક,

જેઠાલાલ કૃપાશંકર વૈદ્ય.

તંત્રી, ભાગ્યોદય-અમદાવાદ.




મૂલ્ય રૂ. ૧-૦-૦

"ભાગ્યોદયની પ્રથમ વર્ષની ભેટ."

# તપસ્વી રાજકુમાર.

અથવા

## પદ્મિનીનો ઉપસંહાર.



લખનાર,

**ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા,**

તંત્રી ભારતજીવન-મુંબઈ.

સને ૧૯૧૩. પ્રત ૨૦૦૦.

પ્રકાશક,

**જેઠાલાલ દેવશંકર દવે.**

તંત્રી ભાગ્યોદય-અમદાવાદ.

કી રૂા. ૧.



"VIRTOUS LIFE IS A REAL SOURCE OF HAPPINESS."

"Hard lot of man! to toil for the reward
Of virtue, and yet lose it!—Wherefore hard?
He that would win the race, must guide his horse
Obedient to the customs of the course
Else, though unequalled to the goal he flies,
A meaner than himself shall gain prize."

*Truth William Cowper*



આ પુસ્તક પટેલ મોતીલાલ કાશીરામે ડિસ્ટ્રિક્ટ કોર્ટ પાસેના
પોતાના શ્રી સત્યનારાયણ પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.



# સમર્પણ.

અનંત કૃપાનિધિ, અનંત દયાળુ

## પરબ્રહ્મ પરાયણ પરમાત્માસ્વરૂપ

# શ્રીમદ્ સદ્ગુરૂ દેવ.

જેની કૃપાથી મન, વાણી અને કર્મ, પવિત્ર
ગતિ ધારણ કરે છે તેમનાજ ચરણ
કમળમાં તેજ મન, વાણી અને
કર્મનું ફળ સમર્પણ.

લિ. ચર્ણરજ
લેખક
અને
પ્રકાશક.



# પ્રસ્તાવના.

ગુર્જર પ્રજામાં વાંચનની પ્રવૃત્તિ વધતી જાય છે અને વાચનનાં સાધનો-ગ્રંથો-પણ વધતાં જાય છે એ આનંદની વાત છે. જે દેશની પ્રજામાં ઉત્તમ પ્રકારનુ વાંચન પ્રવર્ત્તે છે તેજ દેશની પ્રજા આદર્શરૂપ થાય છે, અને તેજ પ્રજા ઉન્નતિના શિખર ઉપર સુખવિભવ ભોગવે છે. ઉચ્ચ મનોવિચાર અને નિર્મળ પવિત્ર મનોવિકારવાળા ગ્રન્થો વાચકવર્ગના હૃદયમાં ઉચ્ચ સંસ્કારોની છાપ પાડે છે, ધર્મશાસ્ત્ર કથિત નીતિ, ધર્મ અને સભ્યતા શિખવે છે. ભારતવર્ષ એક વખત ઉચ્ચ સંસ્કારી પ્રદેશ હતો. કાળ ચક્રના ઉલટ સુલટ આંટામાં અટવાઇને તેજ ભારતવર્ષના ઉચ્ચ સંસ્કારો આજે કાળના ચક્ર નીચે દબાઇ ગયા છે. પરંતુ પાછલાં થોડાંક વર્ષ થયાં એ ઉચ્ચ સંસ્કારોને ખિલવવા દેશના જુદા જુદા વિદ્વાન નર નારીઓ યત્ન કરી રહ્યા છે. અને તે મહાન ઇશ્વર એવો દિવસ સત્વર બતાવે કે જે દિવસ ભારતવર્ષ પોતાની પ્રાચીન ઉચ્ચ આદર્શ સંસ્કારોથી સંસ્કૃત થઇ જગતની સર્વ સમાજમા ઉચ્ચ આદર્શરૂપ થાય. તેમજ ભારતને અસભ્ય-જંગલી-અર્ધનગ્ન-આદિ વિશેષણો આપી ત્હેને તુચ્છ ગણનાર સમાજ સમક્ષ પોતાનાં ઉચ્ચ નીતિ, ધર્મ બતાવી ત્હેમનીજ દૃષ્ટિમાં ઉચ્ચ આદર્શ સ્વરૂપ ગણાય. ભારતવર્ષની સમગ્ર પ્રજાએ સ્વાત્માભિમાન રાખીને પોતાના પ્રાચીન નીતિ, ધર્મ પ્રમાણે વર્તવું અને ઉચ્ચ આદર્શરૂપ થવું એ તેમના પોતાનાજ હાથમાં છે. જ્યાં સુધી તેમ નહિં થાય ત્યાં સુધી સભ્ય ગણાતી પાશ્ચાત્ય સમાજમાં તેમનું સ્થાન નથી, તેમનું માન નથી અને તેમને માટે જે અધમ વિચારો પ્રવર્ત્તે છે તે વિચારો પણ બદલાશે નહિં. અને એવા વિચારો-વિકારો બદલાશે નહિં ત્યાં સુધી તેઓ સુખી પણ થશે નહિં એ

નિશ્ચયજ. તેટલા માટેજ કહેવામા આવે છે કે ગુર્જર ભાષામા ઉત્તમ પ્રકારના ગ્રન્થો પ્રકટ થાય અને ગુર્જર પ્રજા પોતાના ગ્રન્થકારોને ઉત્તેજન આપી સાહિત્ય ભાણ્ડારમાં વૃદ્ધિ કરે તથા તે ગ્રન્થો વાંચી પોતે સભ્ય મનુષ્યની ગણનામાં ગણાય, અને સભ્ય દેશોની પ્રજા જેટલાજ સમૃદ્ધિવાન થાય. ઉત્તમ પ્રકારના ગ્રન્થોના વાચન મનન વડેજ પાશ્ચાત્ય સમાજ જ્ઞાન સુખ અને વિભવના શિખર ઉપર ચઢયો છે તે ગુર્જરી પ્રજાએ વિસરવું જોઇતુ નથી.

પ્રસ્તુત નવલકથા "**તપસ્વી રાજકુમાર**" વાંચતા ગુર્જરી પ્રજાને તેઓના કેટલાક અનિષ્ટકારક સાંસારિક રિવાજોનુ ભાન થશે જ્યાં સુધી એવા હાનિકારક રિવાજોમા ફેરફાર થશે નહિં અને પ્રત્યેક જ્ઞાતિ પોતાની જ્ઞાતિમાં સુધારા કરશે નહિં ત્યાં સુધી તેઓ સુખી થશે નહિં. ઘણી ઉચ્ચ જ્ઞાતિયોમાં એક પત્નિ જીવતી છતાં અને તે ભરયુવાવસ્થામાં હોવા છતાં સંતાન પ્રાપ્તિની ઉતાવળમાં ઝટ બીજી પત્નિ કરે છે, અને બે હોવા છતાં ત્રીજી પત્નિ કરે છે. આ રિવાજ મહા અનિષ્ટકારક છે. જ્યાં સુધી પ્રથમ પત્નિનુ વય ગર્ભ ધારણને માટે યોગ્ય જણાય ત્યા સુધી બીજી પત્નિ કરવી એ તો મહા ક્રૂર રિવાજ છે. એમાં કંઈ પણ શકા નથી. પ્રસ્તુત ગ્રંથ લખનારે એવા અનેક ઉદાહરણો જોયા છે તેમાનુ એકજ ઉદાહરણ અત્ર દર્શાવવું યોગ્ય થઈ પડશે કેઃ—બ્રાહ્મણ જ્ઞાતિના ૩૦ વર્ષના એક યુવાનને ૧૬ વર્ષની એક પત્નિ હતી છતાં તે ૧૨–૧૩ વર્ષની બીજી પત્નિ પરણ્યો. તે બન્નેને સન્તાન ન હોવાથી ત્રીજી પરણવાની તૈયારીમાં છે ! એવે સ્થળે તેને જ્ઞાતિઓએજ જો ચોક્કસ પ્રકારના નિયમો ઠરાવ્યા હોય તો એક પછી એક પત્નિઓનું લશ્કર ભેગું કરવામાં આવે નહિં અને યુવાન બાળાઓનો ગૃહસંસાર વિષવત્ થાય નહિ ? પ્રત્યેક જ્ઞાતિના આગેવાનોએ શુદ્ધ અંતઃકરણથી પોતાની જ્ઞાતિમાંના એવા અનિષ્ટકારક રિવાજો બંધ પાડવા જોઇએ અને

તેને બદલે તેઓને સર્વ પ્રકારે ઇષ્ટકારક હોય એવા રિવાજો દાખલ કરવા જોઇએ. આ નવલકથામાંથી ઇતિહાસ સાથે સાંસારિક ગૃહસ્થાશ્રમનું પણ દિગ્દર્શન થશે અને તે ઉપરથી ગુર્જર સમાજને કંઇક જાણવાનું શિખવાનુ મળશે.

"ગુજરાતી" ની ભેટ "પદ્મિની" અથવા "ભસ્મીભૂત ચિતોડ" નામક નવલકથા મ્હારા વાંચવામાં આવી તે વખતેજ તેમાં એક પ્રકરણની ખામી જોવામાં આવી. રાજસ્થાનનો ઇતિહાસ વાંચક વર્ગ જાણે છે કે ચિતોડના બાળક મહારાણા લક્ષ્મણસિંહના રાજ્યનો સર્વ કાર્યભાર તેમના કાકા મહારાણા ભીમસિંહ ચલાવતા હતા. તેઓ સિંહલદ્વીપવાસી ચોહાણ વંશીય હમિરશંગની કન્યા પદ્મિની સાથે પરણ્યા હતા." આવું સ્પષ્ટ વાક્ય વાચવાથી શંકા ઉત્પન્ન થાય કે ક્યાં મેવાડ અને ક્યા સિંહલદ્વીપ? ક્યાં મહારાણા ભીમસિંહ અને ક્યા પદ્મિની? તેમની વચ્ચે ઘણા માઇલનું અંતર છે. એટલે એ એનાં લગ્ન થવાનુ કંઇક કારણ દર્શાવવામાં આવ્યુ હોત તો વાંચક વર્ગને શંકાનુ સ્થાન રહેત નહિં. એ સંબંધી "પદ્મિની" નવલકથામાં કંઇક લખાવું જોઇતું હતું. પરંતુ તેમ થયુ નથી એટલે સ્વાભાવિક રીતેજ એ સંબંધી એકાદ નવલ કથા લખવાની મ્હારી ઇચ્છા થઈ હતી. પરંતુ થોડા વખતમાંજ શ્રીયુક્ત યોગિન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનુ બંગાલીમા લખેલુ "તાપસ કુમાર" નામક પુસ્તક મહારા વાંચવામાં આવ્યુ. તે પુસ્તકમાં મ્હારી શંકાનુંજ સમાધાન જણાયુ. અને તેના ફળ સ્વરૂપ આ નવલકથા વાંચક વર્ગ સમક્ષ સાદર થાય છે. આ નવલકથામાં ઇતિહાસનુ વસ્તુય કિંચિત હોવા છતાં તેના મૂળ બંગાળી લેખકે જે ખુબીથી વસ્તુ સંકલના શબ્દ ચાતુર્ય અને વર્ણન શકિત દર્શાવી છે તે ઉપરથી વાંચક વર્ગને ઉત્તમ પ્રકારનુ સાહિત્ય મળશે એમ જાણીનેજ પ્રસ્તુત નવીન કથા લખવાનું સાહસ કર્યું છે. ગુણજ્ઞ ગુર્જરી પ્રજા તેનો આદર

સત્કાર કરશે એવી આશા છે. ગુર્જર ભાષામાં ઉત્તમ પ્રકારનું વાંચન પ્રકટ થાય અને ગુર્જર બંધુઓ ત્હેને ઉત્તેજન આપી તે દ્વારા ઉચ્ચ સંસ્કારો પ્રાપ્ત કરી માતા ભારતિનુ ગૌરવ વધારે એજ મનોભાવના છે. ઇતિ.

ભારતજીવન-મુંબઈ. } ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.
વટસાવિત્રી.
૧૯૬૯.

---

# પ્રકાશકના બે બોલ.

"ભાગ્યોદય" ના ગ્રાહકોના કરકમળમાં હિંદના લોકપ્રિય વાઇસરૉય ના. લૉર્ડ હાર્ડિંગ સાહેબના સ્મરણીય જન્મ દીવસ-"ચિલ્ડ્રનડે"-ના શુભ દિવસે તેની પેહેલા વર્ષની ભેટ તરીકે આ એક અતિ ઉત્તમ ઐતિહાસિક અને સાંસારિક નવલકથા ભેટ આપતા હર્ષ થાય છે.

વાચકોને જેવું જોઇએ તેવુંજ પુસ્તક પ્રથમ વર્ષની ભેટ તરીકે આપવાનો સુયોગ પ્રાપ્ત થવાથી કોને હર્ષ નહિ થાય?

શ્રીયુત ડાહ્યાભાઈ રામચંદ્ર, મુંબાઇ, ભારતજીવન માસિકના અધિપતિ છે અને વળી એક વિદ્વાન લેખક છે, તેમણે આ નવલ-કથા અમારા વાચકોને જેટલી વહેલી મળવી જોઇએ તેટલી વહેલી તૈયાર કરી આપી છે તે માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

આ પુસ્તક વાચકોને પ્રિય થઈ પડશે એવી આશા છે, અને આવતે વર્ષે પણ એક અતિ ઉત્તમ નવલકથા સારા સફેદ કાગળ ઉપર છપાવી વાચકો સમક્ષ રજુ કરવાને પ્રયત્ન કરીશ.

તા. ૨૦-૬-૧૩. } જેઠાલાલ દેવશંકર દવે.
અમદાવાદ. } તંત્રી-ભાગ્યોદય.

# વિષયાનુક્રમણિકા.







# અગત્યનો સુધારો.

પ્રસ્તાવનાના પૃ૦ ૨ જામાં ૨૨ મી લીટીમાં, "એવે સ્થળે તેને જ્ઞાતિઓએજ" એમ છે તેને બદલે "એવે સ્થળે તે તે જ્ઞાતિઓએજ" વાંચવું.

પૃ૦ ૩ જામા ૧૦ મી લીટીમાં, "હમિગરાગની કન્યા" એમ છે તેને બદલે "હમિરશંકની કન્યા" વાંચવું, અને એજ પૃ૦ ની ૧૯ મી લીટીમાં "યોગિન્દ્રનાથ અદ્યોપાધ્યાયનું" એમ છે તેને બદલે "યોગિન્દ્રનાથ બંદ્યોપાધ્યાયનું" વાંચવું.

પા. ૧ લીટી ૨. "સ્પર્શ કરવા લાગ્ય કરી રહ્યાં છે" તેને બદલે "સ્પર્શ કરવા હાથ લાંબા કરી રહ્યા છે." વાંચવું.

॥ श्री सद्गुरवे नमः ॥

# તપસ્વી–રાજકુમાર.

## ઉપક્રમણિકા.




જમેર પ્રદેશાંતર્ગત, આરાવલ્લી પર્વતનાં, ઉન્નત શ્રુંગો જાણે નીલ આકાશને સ્પર્શ કરવા હાથ લાંબ કરી રહ્યાં છે. સ્થળે સ્થળે મૂલ્યવાન પત્થરના કટકા, અપૂર્વ પ્રભા વિસ્તારી રહ્યા છે. પર્વતમાંથી વહેતાં પાણીનાં ઝરણો, જાણે પ્રકૃતિ દેવીના કાનની તૃપ્તી કરવાને, મધુર વીણા વગાડી રહ્યાં છે. પર્વતની ચારે દિશાઓમાં મનોહર બગિચો બની રહ્યો છે. કોઇક સ્થળે રજતપિણ્ડ સમાન સફેદ પત્થરના બે કટકા થઈ, પોતાની પ્રભાવડે કાનનભૂમિને પ્રતિબિંબિત કરી રહ્યા છે. પર્વતોની ગુહાઓ, નિત્ય અંધકારવડે ઢંકાયલી હોવાથી ત્હેને "અંધારી રાતનું કેદખાનું" કહીએ તો તે અતિશયોક્તિ નથી. પર્વતનાં ઉંચાં માથાઓનું ખરૂં માધુર્ય, વેગળેથીજ, સ્પષ્ટ રૂપે જણાય છે. જાણે મ્હોટા મ્હોટા વીર યોદ્ધાઓ, કોઈ શત્રુનો અહંકાર ઉતારવા તૈયાર થઈ રહ્યા છે! તેમની પાસે પડેલા શીલાખણ્ડના કટકા જાણે તેમનાં અસ્ત્રશસ્ત્ર રૂપ પડ્યા છે! પર્વતની ચારે દિશામાં–નિર્જન બગિચામાં–

સિંહ, વાઘ, વગેરે હિંસક પશુઓનાં ટોળેટોળાં, સ્વતંત્રપણે વિહાર કરે છે. તેમની ભયંકર ગર્જનાવડે સમસ્ત વનપ્રદેશ કમ્પાયમાન થઇ રહ્યો છે. આવી ભયકર ગર્જના સાંભળવા છતાં પણ પાસેનાં સ્થાનોમાં વિહાર કરતાં હરણનાં ટોળાં નિર્ભયપણે જગલનું લીલું ઘાસ ચરતાં જણાય છે. આ કેવું આશ્ચર્ય ! આ સ્થળે શું હિંસા થતી નથી ? સિંહ અને વાઘનું હમેશનું ભક્ષ્ય ગણાતા હરણો તેમની પાસે થઇને ચાલ્યાં જાય છે, છતાં તે વનરાજ તેમના તરફ નજર પણ કરતો નથી. શું આ સ્થળ, પ્રકૃતિદેવીનુ વિલાસ ભવન છે ? શુ ત્યાં પ્રકૃતિ દેવીએ સર્વેના કાનમાં મોહનમંત્રની ફૂંક મારી છે ? શું તે દેવીએ પોતાનાં બાળકોને " એક બીજાનાં ભાઈ " બનાવી રાખ્યાં છે ? એક સિંહ, એક હરણને નજરે જોવા છતાં તેનું ભક્ષ્ય કરવાની લાલસા ઉત્પન્ન થતી નથી ત્હેનું કારણ શું ? શુ સિંહે પોતાની હિસા કરવાની ટેવ છોડી દીધી છે ? હા, તેમજ છે. આ પ્રદેશમાં વસનાર પ્રત્યેક પશુ એક બીજાને સહોદરરૂપ ગણે છે. પછી એક ગમે તેટલો બળવાન હોય, અને બીજુ ગમે તેટલુ નિર્બળ હોય તો પણ તે એક માતાના સન્તાન જેવાં થઈ રહ્યાં છે. પોતાના પ્રદેશમાં તેમણે " ભાઇબંધી " બાંધી છે. જાતી સ્વભાવ તજ્યો નથી પરંતુ પોતાના પ્રદેશમાં નહિં ! ત્યાં તો સર્વે એક બીજાના બંધુરૂપ થઈ પડયાં છે. આ મનોહર દ્રષ્ય જોઇ કોણ કહે છે કે જગતનાં ભયંકર પશુઓમાં પણ દયા, માયા નથી ! ફાડી ખાનાર પશુઓમાં દયા, માયા છે. અજ્ઞાન, અવાક્ પશુઓમાં દયા, માયા છે. નથી માત્ર શહેર ગામનાં મનુષ્ય પ્રાણીમાં ! નથી માત્ર શીખેલા, ભણેલા, જ્ઞાની સ્ત્રી, પુરૂષોમા !

આ ગાઢ વન–જંગલમાં મનુષ્યનો પગરવ નથી. તેમ છતાં પણ વૃક્ષલતાની ઝાડીમાં, આ એક ત્રણ દિવસનું બાળક કયાંથી આવ્યું ? જૂવો, જૂવો ! એક મનોહર બાળક નિરાધાર, નિરાશ્રયપણે વન–જંગલમા કયાંથી આવ્યું ? એની માતાની કેવી પત્થર જેવી છાતી હોવી જોઇએ ? શું તે નિર્દય, ધાતકી માતા હશે ? શું તે કોઇ રાક્ષસી કે પિશાચિણી હશે ? શું તેના હૃદયમાં પોતાના વ્હાલા બાળક ઉપર પ્રેમ નહિ હોય ? ગમે તેવી હોય પણ તે એક માતા હતી. ત્હેનામાં પુત્ર—પ્રેમ ન હોય એ કેમ બને ? જૂવો, તે બાળક ભૂખના દુઃખે રડે છે ! તેના કમળનાં બિડાયલાં ફૂલો જેવાં કોમળ નેત્રોમાથી આંસુની ધારા ચાલી જાય છે. જૂવો, જૂવો, તે રડતો રડતો આમ તેમ તરફડીયાં મારે છે! તેની સ્થિતિ જોઈને પાષાણ પણ પીગળી જાય તેમ છે ! શુ આ પર્વતના કઠણ પત્થરોમાંથી નિકળતાં પાણીનાં ઝરણુ તે પત્થરમાથી નિકળતા આંસુ તો નહિ હોય ? અહિં તે બાળકનું રડવું સાંભળે તેવું બીજું કોણ છે ? માત્ર આરાવલ્લીના પત્થર ! તેથીજ તેનું હૃદય પીગળી જઈ આંસું કહાડી રહ્યા છે ! તે બાળકને રડતાં છાનું રાખે એવું કોણ છે ? કોઇ નહિં ! આ જંગલનાં પશુઓ ત્હેને છાનું રાખતાં નથી ! મ્હોટાં ન્હાનાં વૃક્ષો અને કોમળ લતાઓ તેને છાનુ રાખતાં નથી ! સુગંધિત પુષ્પો ઉપર ગુન ગુન શબ્દ કરી ભમતા, મધુલોલુપ ભમરો પણ તેને છાનું રાખતા નથા ! તે બાળકને ભૂખ લાગી છે તેથી તે રડે છે છતાં પણ ભ્રમરો તેના મોઢામાં ફૂલમાંથી ચુસેલું મધ રેડતા નથી ! શું ભ્રમરોને પણ દયા નહિં હોય ? કે તેના રડવાનો અવાજ સાંભળતા નહિં હોય ? આ દેખાવ જોઈ એવીજ ધારણા થાય છે કે જગતમાં બધાંજ પોતપોતાના સુખને માટે મેહેનત કરે છે !

કોઇને પારકાના દુઃખનું ભાન થતું નથી. કોઇ પારકાના દુઃખ કાપવા મેહેનત કરતું નથી. સૌ સ્વાર્થનાં દાસ છે. કોઈને પરમાર્થનું જ્ઞાન નથી. કદાચ કોઇ પરમાર્થ કરતું પણ હશે તો તેમાં પણ તેનો સ્વાર્થ રહેલો હશે! મનુષ્યના મનની વાત કોણ જાણે છે? ફક્ત તે સર્વજ્ઞ ભગવાન!

અરેરે! કોણ અભાગિની, આ બાળકને જંગલમાં મુકી ગઇ હશે! તેનો રડવાનો અવાજ, જંગલને કમ્પાવી મુકી આકાશમાં સમાઇ જાય છે! અરેરે! તેને કોઇ છાનું રાખતું નથી! ચારે દિશામાં હિંસક પશુઓના ટોળેટોળા આમ તેમ ફરે છે, તે પણ બાળકના રડવાનો અવાજ સાંભળતા નથી! રડી રડીને તે બાળકનું ગળું બેસી ગયુ છે, તેનો કોમળ અવાજ ખોખરો થઇ ગયો છે! તેનું સુવર્ણમય શરીર ઝાંખું પડી ગયુ છે. તેનો ચંદ્ર જેવો સ્નિગ્ધ ચ્હેરો કર્કશ થઈ ગયો છે. તેના ગળાની નસો સુઝી ગઈ છે. હવે ત્હેનામાં રડવાની શક્તિ નથી. તે બહુ રડયું છે! ઘણું રડયું છે! બેહદ રડયું છે! તેણે રડી રડીને કોઇ મદદગારને માટે બુમો પાડી છે! પણ અહિં સાંભળે કોણ! અહિં તો સૌ પોતપોતાનુ ભક્ષ્ય શોધવાની ધૂનમાં છે. સૌ પોતાનો સ્વાર્થ સાધવામાં મશગુલ છે. વનદેવિ! મા! તમારા શાન્તિમય નન્દન વનરાજ્યમાં, ત્રણ દિવસનું નિરાધાર બાળક પડયું છે! ભૂખે તે દુઃખી થાય છે! દેવિ! તે મરણતોલ થઈ પડયું છે! ત્હેની રક્ષા કરો મા! હે જગધાત્રી માતા! ત્હમે ત્હેની માતા થાઓ મા! ત્હમારા આ હિંસા–દ્વેષ વગરના શાંતિ–રાજ્યમાં કોણ પાપી આ બાળકનો પ્રાણ લેવા તૈયાર થયું હતું! મા! શું ત્હેના હૃદયમાં દયાનો એક છાંટો પણ નહિં હોય? એનું

પ્રફુલ્લ મુખકમળ જોતાંજ નિર્દય મનુષ્યના હૃદયમાં પણ સ્નેહની અમૃતધારાઓ ફુટી નિકળે એમ છે. જેનું મુખકમળ જોતાજ જળનાં કમળ પણ લજ્જા પામે એમ છે. જે બાળકનું મુખારવિન્દ જોતાં તપેલા મનુષ્યનુ હૃદય પણ શીતળ થાય એમ છે. ક્ષુધા અને તૃષા પણ ઉડી જાય એમ છે દેવિ! તેજ કોમળ કમળફૂલ જેવા મનોહર, નયનારામ, કોમળ પ્રાણના બાળકનો વિનાશ કરવા, કોની ઇચ્છા થઇ હશે ? શુ તે પાપીનું હૃદય પત્થરથી ઘડેલું હશે મા ? ઓહો ! જણાય છે કે તે પાપાત્મા—દુરાત્મા—ક્રૂરથી પણ વધારે ક્રૂર હોવો જોઈએ ! ધિક્ક એવા પાપાત્માને ! ધિક્ક એવા પાષાણ હૃદયને !

કોમળ બાળકનો રડવાનો અવાજ જંગલનાં હિંસક પશુઓને કાને પહોચ્યો છે! એક પછી એક ત્યાં આગળ આવી પહોચ્યાં છે. કોઇ સિંહ બાળકનો રોદનધ્વનિ સાંભળી જાણે આંખમાંથી પાણી—આંસુ—કહાડતો હોય તેમ બાળકના સ્હામુ જોતો ઉભો છે! એક વાઘ લાબી પુંછડી ઉંચી કરી જાણે બાળકને દુઃખી કરનાર નિર્દય માતા ઉપર ગુસ્સે ભરાયો હોય તેમ રાતી આંખો કરતો ઉભો છે. એક હરણ જાણે તે બાળકની નિર્દય માતાની શોધ કહાડવા જવાની તૈયારીમાં હોય તેમ ફાટી આખે આમતેમ જોતું ઉભું છે. કેટલાંક હરણનાં બાળકો, રડતા બાળકના દુ.ખમા સહાનુભૂતિ દર્શાવતાં હોય તેમ ત્હેની આસપાસ વિંટળાઈને ઉભાં છે! બીજા કેટલાક સિંહ, કેટલાક વાઘ અને કેટલાંક હરણો બાળકની આસપાસ વિંટલાઇ ત્હેના દુ.ખનું કારણ શું હશે ? તેની મીમાંસા કરવા બેઠા છે; અને જાણે ઉંડા વિચારમાં પડી ગયા હોય તેમ સ્થિર નેત્ર

એક બીજાના સ્હામું જોયાં કરે છે. વનદેવીને પણ જાણે દયા આવી હોય તેમ ઠંડા પવનને સાથે લઇ, બાળકના માથા ઉપરનું મ્હોટું ઝાડ હલાવી, ત્હેને પવન નાંખવા લાગ્યાં ! અનેક ઝાડોના હાલવાથી સૂર્યનાં કિરણો ત્યાં પ્રવેશ કરી શકયાં નહિં. શાંતિમયી વનદેવીના શાંતિ–નિકેતનમાં પ્રવેશ કરવાથી સર્વનાં અંતઃકરણ મુગ્ધ થઇ જાય છે. કારણ કે સૃષ્ટિકર્ત્તાએ આ તપોવનમાં, સર્વે મનોહર વસ્તુઓનું પ્રદર્શન ભરી શોભામાં વૃદ્ધિ કરી છે. આ નન્દન કાનન સમાન વનવાટિકા એ ઋતુરાજનું રાજભવન છે. આ સ્થળે સર્વે ઋતુઓ સમાન રીતે પ્રફુલ્લ થયલી જોવામાં આવે છે. સર્વે પ્રાણીઓ સુખપૂર્વક દિવસો નિર્ગમન કરે છે. અહિં દુખ નથી, પરિતાપ નથી ! અહિં કોઇ કોઇનો રાજા નથી, કોઇ કોઇની પ્રજા નથી ! અહિં કોઇ કોઇનો વિશ્વાસઘાત કરતું નથી, કોઈ કોઇની ચોરી કરતું નથી. અહિં દુકાળ નથી, મરકી નથી ! અહિં કોઇને કર ભરવો પડતો નથી ! કોઇ કોઇને પકડીને કેદખાને નાંખતું નથી ! અહિં કોઇ કોઇની ચાડી ચુગલી કરી શકતું નથી, અહિં કોઇ કોઇની કાનભંભેરણી કરી શકતું નથી ! અહિં કળીયુગ પ્રવેશ કરી શકતો નથી, અહિં પક્ષપાતપણું પાસે આવી શકતું નથી ! અહિં તો સદા સુખ, સદા આનંદ, સદા સુકાળ અને સદા સત્યુગ ચાલે છે ! જેને જેમ ફાવે તેમ આહાર વિહાર કરી શકે છે. અહિં યોગમગ્ન થયેલા યોગીઓની ક્ષુધા નિવારણ કરવા માટે આ વનદેવીએ વૃક્ષો ઉપર અનેક પ્રકારનાં ફળ, ફૂલના ઝુમખા તૈયાર કરી રાખ્યા છે. અનેક પ્રકારનાં મીઠા કંદમૂળની ઉત્પત્તિ કરી રાખી છે. પહેરવાને માટે અનેક ઝાડની છાલ તૈયાર છે. સુગંધિત ફુલોથી લચી પડેલાં ઝાડો પણ બાળકને દુઃખે દુઃખી થઇ, ભવિષ્યમાં કોઇ વિપદ ન–

આવી પડે તેની શંકામાં જ, પોતાનાં વિધવિધ પ્રકારનાં લીલાં પાંદડાં, રાજછત્ર રૂપે, બાળકના માથા ઉપર ધરી રહ્યાં છે ! ફળવાળાં સર્વ વૃક્ષો જાણે બાળકનો ક્લેષ સહન નહિં કરી શકતાં હોય અને પવનના સપાટાથી વખતે એકાદ ફળ બાળકને વાગતાં તેને દુઃખ થાય તેવી આશંકાથી સીધાં ટટાર–મડદાં–જેવાંજ ઉભાં રહ્યાં છે ! તરૂશાખા ઉપર બેઠેલા બપૈયાઓ, હુ–હૂ–હુ–હૂ–શબ્દ બોલી, વનદેવીને પોતાનો શોક જણાવી રહ્યા છે. બપૈયાનો તે મર્મભેદી હુ–હૂ શબ્દ–ધ્વનિ સાંભળતાંજ જાણે અંતઃકરણનાં અનેક બંધનો શિથિલ થઇ જાય છે. બપૈયાનો શોક–ધ્વનિ સાંભળી બીજાં વૃક્ષો ઉપર બેઠેલા કોકિલ પક્ષીઓ પણ સહન કરી શક્યા નહિં. તે પણ મીઠા ગળામાંથી પંચમસ્વરે એવોજ શોક–ધ્વનિ કરી જગતનાં પ્રાણીમાત્રને શોક–સમાચાર આપવા લાગ્યા. તેઓ જાણે કહેવા લાગ્યા કેઃ " હે જગત્ નિવાસી લોકો ! હવે આ બાળકનું દુઃખ અમારાથી જોઇ શકાતું નથી ! શું કરવું ? શું કરવું ? દોડી આવો ! દોડી આવો ! " આવા શબ્દો કહેતાં ચીસો પાડવા લાગ્યા. તે નિર્દોષ પંખી ! વળી જાણે સ્ત્રીઓને કહેતાં હોય કેઃ " હે સ્ત્રીઓ ! સન્તાન એ કેવી અમૂલ્ય વસ્તુ છે તેની તમને ખબર નથી. હમણાં તમને જણાવીશું નહિં. જ્યારે તમને બાળક થશે ત્યારેજ તમે તેની કિંમત જાણી શકશો. " વળી ઉંચે સ્વરે બોલે છે કેઃ " જુવાનીના તોરમાં મકમસ્ત થયલી યુવતિ વહુ લક્ષ્મી ! તમને બાળક થાઓ, બાળક થાઓ. " એવું કહીને જાણે રડવા લાગી ! અયિ દયામયી કોકિલાઓ ! ધન્ય છે તહમને !

મધમાખીઓ આખો દિવસ પરિશ્રમ કરી, મધ એકઠું કરી,

એક ઝાડની ડાળી ઉપર મધપૂડો બનાવતી હતી. વનદેવીનો કેવો અનન્ત મહિમા! પવનની સહાયતાવડે ઝાડની ડાળીઓ હલાવી હલાવી તે મધપૂડો બાળકના માથા ઉપર લટકાવ્યો છે. મધમાખીઓને પણ દયા આવી. તેમણે દયા કરી બાળકના મ્હોમાં એક એક ટીપું કરી મધ રેડવા માડયું છે. જાણે તે બાળકને " બાલામૃત " જ આપવા માંડયુ છે! ત્હેનું જીવન-રક્ષણ કરવા માંડયું છે. અહા! પ્રકૃતિ દેવીનો કેવો અદ્‌ભૂત મહિમા! હમણાં ઝાડની ડાળીપર બાઝેના મધપૂડામાંથી એક પછી એક મધનાં ટીપાં બાળકના મ્હોમાં પડતાં હોવાથી તે ચાટી જાય છે, અને જરા જરા હસતું હસતું મ્હોડું પ્હોળું કરી બીજાં ટીપા પડવાની વાટ જૂવે છે. જેમ જેમ ટીપાં પડે છે તેમ તેમ આનંદપૂર્વક ગળે ઉતારે છે આનંદમાં મગ્ન થઇ ટુંકા ટુંકા હાથ પગ હલાવે છે. બદામની સફેદ બીજ જેવાં પ્હોળાં નેત્રે આમતેમ જુવે છે અહા કેવું સુદર! કેવું સુંદર! મધ પીવાથી તેની ક્ષુધાદેવી શાન્ત થઇ. બીડાયલું કમળ પ્રફૂલ્લિત થયું બાળક આટલીવાર સુધી આખો બંધ કરી રડતું હતું. ત્હેની ભૂખ શાંત થતાં તે હવે પ્રકૃતિદેવીની સુંદર લીલા નિહાળે છે. તેના મુખ ઉપર હમણાં તેજ જણાય છે હવે તેનો ક્લેશ દૂર થયો છે. વનદેવીએ પણ તેને સાન્ત્વન આપી પોતાનુ મોહિની સ્વરૂપ ધારણ કર્યું. વાચક! એક વખત પેલા બાળક-કમળની શોભા જૂવો! જૂવો તે કેવું પ્રફુલ્લ જણાય છે. જૂવો, સૂર્યદેવને પણ જાણે બાળકના દુઃખે દુઃખ થયું હોય તેમ પશ્ચિમ આકાશના એક ખુણામાં તે ભરાવા લાગ્યા.છે. હવે તેનો તે સખત તાપ નથી. જોતજોતામાં તે ઝાડની ઘાડી ઘટામાં સંતાઇ જાય છે. ન્હાનાં બાળકને સાન્ત્વન આપવા આકાશમાં પણ એક પછી એક તારાઓ ફુટી

નિકળ્યા છે. થોડીવારમાં રજની-પતિ ચન્દ્રદેવ પણ નિર્મલ-આકાશમાં ઉદય થઇ અમૃતમય, રજતધારા વરસાવવા લાગ્યા. વનદેવીએ આજે જાણે આકાશને, પોતાનાં રાજ્યનું એક મણિમય ચન્દ્રાતપ બનાવી દીધું છે વસન્ત-વાયુ આજ્ઞાકારી સેવકની પેઠે નાના પ્રકારનાં ફુલોની સુગંધ લઇને ચારે દિશામા વહેવા લાગ્યો છે. રાતે પ્રફુલ્લ થનાર પુષ્પોની કલિકાઓ એક પછી એક ખીલવા લાગી. બાળકે પણ આનંદમાં મસ્ત થઇ હાથ પગ પછાડી પોતાની ક્રિડા કરવા માંડી. રક્ષણ કરનાર હિંસક પશુઓ બાળકની આસપાસ શયન કરી ગયાં. જાણે તે તેનો ચોકી પ્હેરો ભરતાં હોયની !

મધ્ય રાત્રિનો સમય થયો છે. ચન્દ્રનાં શીતલ કિરણોવડે જંગલની શોભામા વૃદ્ધિ થઇ છે. બાળકનાં નેત્રો બિડાઇ ગયાં છે. તે નિદ્રાદેવીના ખોળામાં વિશ્રાંતિ લે છે "જેનું કોઇ નથી તેનો ઇશ્વર છે," એ સૂત્ર સિદ્ધ કરી આપે છે. આવા ઘાડા જંગલમાં એક જટાજૂટ ધારી, લાંબી દાઢીવાળો, શાન્તપ્રકૃતિ, એક તપસ્વી પુરૂષ, બન્ને હાથનું સંપૂટ વાળી બાળકની પાસે બેઠો છે. એ કોણ? તે ક્યારનો બેઠો છે? શું તે સંસારસુખને જલાંજલી આપી, પરમ પિતાના પવિત્ર ચરણનો આશ્રય લેવા માટે યોગાસને બેઠો છે? અહો! તે કેવો શાન્ત પ્રકૃતિનો જણાય છે! બાહ્ય દ્રષ્ટિ નથી! બાહ્ય જ્ઞાન નથી! બાહ્ય શ્રવણશક્તિ નથી! હાય! જો તેને સાંભળવાની શક્તિ હોત તો આ ન્હાના બાળકનો રડવાનો અવાજ યોગીનો યોગ-ભંગ કરી શકત નહિં? વાચક! જો તમારે એ યોગીરાજનાં દર્શન કરવાં હોય તો સુખેથી કરો! તે નેત્રો બંધ કરીને કેવા શાંત ચિત્તે બેઠા છે? તે ઇન્દ્રિય, મન, પ્રાણ અને બુદ્ધિને, જગતના અનેક વિષયોમાંથી ખેંચી લઇ,

જાગરણ, સ્વપ્ન વગેરેમાંથી નિવૃત્ત થયા છે. જુવો ! તે કેવા લાંબી જટાજાલવાળા છે, તેમણે ઝાડની છાલનાં વલ્કલ પહેર્યાં છે. જગત્‌ની અનેક માયાવી તૃષ્ણાઓમાંથી નિવૃત્ત થઇને માત્ર શ્રીહરિનાં પ્રેમની પ્રાર્થના કરે છે. યોગમાં મગ્ન છે તેથી શું તેઓ પેલા બાળકરૂપ પરમાત્માનો રડવાનો અવાજ સાંભળી શકતા નથી ? મધ્ય રાત્રે તે બાળકને તૃષા લાગી છે, તેથી તે રડે છે. તે હાથ લાંબા કરી ચન્દ્ર લેવા ચાહે છે. ચન્દ્રમાં અમૃત છે. અમૃતપાનથી તરસ મટે છે. એ જ્ઞાન બાળકને કોણે આપ્યુ હશે ? તે વાત તો ભગવાન જાણે. અમે તો એટલું જ જાણીએ કે ન્હાનાં બાળકો ચન્દ્ર જોઇને હાથ લાંબો કરે છે. તેને બાળકો " ચાંદા મામા " કહે છે. તે બાળકની માતાનો ભાઈ થાય છે કે નહિં તે અમે જાણતા નથી. કારણ કે જગતની કોઈ સ્ત્રીને પેટે એવા " ચાંદા મામા "નો જન્મ થયો હોય એમ સાંભળ્યું નથી ! ગમે તેમ પણ નિદ્રામાંથી ઉઠેલુ બાળક રડતું રડતું " ચાંદા મામા " તરફ હાલ લંબાવે છે. જાણે કાંઈ અરજ કરે છે !

અહા ! યોગીનો મન-ભ્રમર આ વખતે બ્રહ્મ-પદ કમળમાંથી મધુપાન કરે છે. તેનું મન-પ્રાણ બ્રહ્મમાં તલ્લીન થયું છે. શું તેથી જ બાળકનું રડવું સાંભળતા નથી ? બાળક અને બ્રહ્મ એ બન્ને તો એક જ છે. એક બ્રહ્મનાં અનેક રૂપ છે. એ સર્વનો એકાકાર થઇ એક અદ્વિતીય બ્રહ્મ થયો છે. અનેક ન્હાની દોરડીઓનું એક મ્હોટું દોરડું વણાયું છે અને એક મ્હોટા દોરડાનો વિસ્તાર થતાં અનેક ન્હાની દોરડીઓ થઈ છે. શુદ્ધ સ્વચ્છ દોરડીઓનું એક મ્હોટું શુદ્ધ, સ્વચ્છ દોરડું થાય છે. મેલી, ગંદી દોરડીઓ તે

ઝ૫૯ઝ



શુદ્ધ, સ્વચ્છ દોરડામાં હોવા છતાં જુદી પડી જણાઈ આવે છે. શુદ્ધ, સ્વચ્છ દોરડીઓ તે એક દોરડામાં એકાકાર થઈ જાય છે. જન્મથીજ પાપ નહિં કરનાર જીવ—બ્રહ્મ તે એક સચ્ચિદાનંદ—બ્રહ્મમાં તદાકાર થઇ જાય છે—એકાકાર થઈ જાય છે. ત્હેને પુનઃ જીવન મરણ નથી. જેઓ કાયિક, વાચિક કે માનસિક, પાપાચરણ કરે છે તે મેલી, ગંદી દોરડીની પેઠે એક બ્રહ્મથી વિખુટા પડી જાય છે, ભવ—જંગલના અંધારા માર્ગમાં અથડાય છે. પણ આ બાળક! તે તો શુદ્ધ—સ્વચ્છ પવિત્ર છે તે બ્રહ્મરૂપ છે. એ બ્રહ્મનો રડવાનો અવાજ યોગીના હૃદયકમળમાં અથડાયો છે. ધીમે ધીમે ત્હેમની સમાધિ છુટી છે. તેમણે ચંચળ નેત્રે ચારે દિશા તરફ નજર ફેરવી હિંસક પ્રાણીઓને જોયાં. એકાએક તે બાળકને પણ જોયું. તેના માથા ઉપર લટકતી ડાળ ઉપર મધપુડો જોયો. પવન વડે તેને હાલતી જોઈ બાળકના મુખમાં મધ આવે છે તે પણ જોયું. એકાએક યોગીનું શરીર કમ્પાયમાન થયું. સ્થિર નેત્રે ત્હેના સ્હામું જોઇ મનમાં ને મનમાંજ વિચારવા લાગ્યાઃ " અહો ! આ બાળકનું મુખકમળ જોવાથી, ગમે તેવા સંતાપિત મનુષ્યનું હૃદય શાંત થાય છે. જગત્માં એવું કોણ નિષ્ઠુર મનુષ્ય છે કે આવા કોમળ બાળકને આ જંગલમાં મુકી ગયું છે ! કોણ પિશાચિણી માતા, પોતાનાં આવાં બાળક રત્નને જંગલમાં નાંખી ગઇ છે ? ના, ના, તે તો પિશાચિણી નહિં હોય ! પિશાચિણી શું પોતાનાં બાળકને તજી દે ? ત્યારે તે વાઘિણી હોવી જોઇએ ! ના, ના, તે પણ પોતાના બાળકને આમ ફેંકી જાય નહિં. તે તો પોતાના બાળકને મનઃ પ્રાણપૂર્વક યત્ન કરે છે. ત્યારે શું જગત્માં એવાં કોઇ નિષ્ઠુર માનવીઓ હશે કે જે પોતાનાં બાળકને આ પ્રમાણે મારી નાંખવા

તૈયાર થાય ? પિશાચિણી અને વાઘિણી કરતાં પણ નિષ્ઠુર જીવો જગતમાં છે કે ? સર્પિણી પણ પોતાનાં બાળકનું રક્ષણ કરતી નથી! ત્યારે શું એવા નિષ્ઠુર જીવો સર્પિણી કરતા પણ નિર્દય ? હત-ભાગ્ય બાળક ! ત્હેં કઇ પિશાચીના ગર્ભમાં જન્મ લીધો હશે ? ત્હારો હતભાગ્ય પિતા ક્યાં ? તું કોઇ સાધારણ બાળક નથી ! ત્હારૂ મુખ જોતાં કોઇ રાજપુત્ર જણાય છે. ત્હને જોતાં ત્હારાં માતા પિતા પણ કોઈ સાધારણ સ્ત્રી પુરૂષ જણાતાં નથી ! ત્હારા માતા પિતાને પણ દોષ આપવો ઉચિત જણાતું નથી. ત્યારે આ જંગલમાં મૂકી ગયું કોણ ? રે ! આ શું ? એના બાહુ જાંગ સુધી લાંબા છે ! પહોળું કપાળ છે ! કણ્ઠસ્વર સુલલિત છે. બાળક ! તુ કોઇ સાધારણ નથી, ત્યારે તું કોણ ? ત્હને કોણ આ જંગલમાં ફેંકી ગયું ! ત્હારૂં ચંદ્ર સમાન મુખ જોતાં પાષાણ પણ પીગળી જાય તેમ છે. એક તો આ ભયંકર જંગલ અને ચારે દિશામાં હિંસક પશુ પક્ષીઓ ફરી રહ્યાં છે. મનુષ્ય આ સ્થળે આવી શકે તેમ નથી. તરૂલતાઓ ગગનને સ્પર્શ કરશે એવી બ્હીકથી વનદેવીએ ત્હેમને શાખા-પ્રશાખા-રૂપ હાથ આપી તે આડા લંબાવ્યા છે. મ્હોટા મ્હોટા બળવાન યોદ્ધાઓનો પણ અહિં અહંકાર ઉતરી જાય તેવી ભયાનકતા છવાઇ રહી છે. ત્હને આ સ્થળે કોણ પાપી માણસ નાંખી ગયું હશે ? કુમળાં પાંદડાંનો ઢગલો કરી તેમાં ત્હને કોણ સુવાડી ગયું છે ? અહા ! મનુષ્ય નિર્દય, નિષ્ઠુર થાય છે પણ હિંસક પશુઓ કેવાં દયાળુ છે ? તેણે ત્હારી આસપાસ કેવી ચોકી રાખી છે ? મનુષ્યને જોતાંજ તેને ફાડી ખાય તેવા વાઘ અને સિંહના હૃદયમાં કેટલી દયા ઉત્પન્ન થઇ છે ! અહા ! મનુષ્યનું હૃદય એથી પણ નિષ્ઠુર છે. એવું ભયાનક ? બાળક ! તું કોણ છે ? કેમ ઉત્તર આપતું નથી ? લાવ,

હું જ્ઞાનચક્ષુથી જોઉં કે તું કોણ છે? ત્હારા પિતા માતા કોણ છે?"

એટલું કહીને યોગીરાજે ધ્યાન ધર્યું. વાચક! આ બાળકનું સર્વ વૃતાન્ત ધીમે ધીમે તમારા જાણવામાં આવશે. ઉતાવળે આંબા પાકતા નથી.

## પ્રકરણ ૧ લું.

## રાણા ભીમસિંહ.



વિદ્યા, બુદ્ધિ અને બલ-વિક્રમ, એ ચીરકાલ, સમાન રહેતાં નથી. સમયે સમયે તે સમસ્ત વિપરીત થઈ પડે છે. સમયનો એવોજ મહિમા છે. તેમ ન હોત તો આર્યગૌરવની આવાસભૂમિ-રાજપુતસ્થાનની આવી દુર્દશા થાયજ કેમ? એક સમય જેમના શૌર્ય-વીર્ય વડે પૃથિવિ કમ્પાયમાન થતી હતી, મોગલો અને મરાઠાઓ જેમના પ્રબળ પરાક્રમ વડે, એક સમયે, મુસલમાન, સુદ્ધાં પદદલિત અને અપમાનિત થયા હતા, જે આર્ય જાતિનાં બલ-વિક્રમ જોઈને એક સમયે-શત્રુઓ વેગળે ન્હાસતા હતા, આજે તે રાજપૂતો ક્યાં છે! રાજપૂતોનું અધિષ્ઠાન ક્ષેત્ર તે રાજપૂતાનાનું સૌ-

ન્હઈ કયાં જતું રહ્યું છે? જે રાજપૂતોની તલવાર હેમની શય્યા હતી, ઢાલ એ ઓશિક હતું, પરાક્રમ અને સાહસ એજ જેમની નિદ્રા કહેવાતી હતી, આજે તેજ રાજપૂતોની દુર્દશાની સીમા આવી રહી છે. રાજપૂતો! તમેજ એક સમયે સાક્ષાત્ કાળમૂર્તિ ધારણ કરીને પ્રબળ પરાક્રાન્ત મુસલમાન રાજાઓને પરાજિત કર્યા હતા કે? આજે તમેજ શત્રુ સહામ્ લડાઈ કરતાં પરાજિત થઈ, શત્રુની તલવાર વડે માથાં કપાવો છો? તમારા પૂર્વજોનું તે વીર્ય, શૌર્ય કયાં ગયું? તેથીજ કહેવામાં આવે છે કે કોઈ પણ વસ્તુ ચીરકાલ, સમાન ભાવે રહેતી નથી. સમયના નેત્રમાં કાંઇ પણ સહન થતું નથી. સમય એ કોઇને પણ સમાન સ્થિતિમાં રાખતો નથી. તેથીજ કવિઓ કહે છે કે સમય અદેખો છે. રાણા ભીમસિંહ પણ સમયની અદેખાઈના અંધારા કુવામાં પડયા છે. હમણાં તે મનુષ્યની દ્રષ્ટિથી વેગળા છે. એક સમયે, એજ મહારાણા ભીમસિંહ, ચિતોડના સિંહાસન ઉપર બેસી ઈશ્વરી સંકેતથી પ્રજાનું પાલન કરતા હતા, દુઃખીનાં દુઃખ મોચન કરતા હતા. અનેક પરોપકારનાં કામો કરી જગત્‌નાં માનવીઓના હૃદયમાં પ્રાતઃસ્મરણીય થઇ ગયા છે. આર્ય ધર્મ એ તેમના હૃદયનો અલંકાર–રૂપ હતો. દેવ અને દ્વિજ ઉપર તેમને અચલ ભક્તિ હતી. પરાક્રમમાં ભીમસિંહને બીજો ભીમ કહેતાં અત્યુક્તિ થતી નથી. દુર્બળ મનુષ્યોને અભયદાન અને બળવાન ઉપર બળ અજમાવી પરાજય કરવો એજ તેમનો સ્વાભાવિક ગુણ હતો. મહારાણા ભીમસિંહમાં આટલા બધા સદ્‌ગુણો હોવા છતાં તેમને એક મ્હોટી ખોટ પડી હતી, અને તેને લીધેજ તેમનું હૃદય ખિન્ન હતું. તેથીજ તેઓ વખતો વખત વિચાર સાગરમાં ગોથાં ખાતા હતા. આટલા બધા ઐશ્વર્યના અધિપતિ હોવા છતાં

તેમનું મન વિષાદથી ભરેલું રહેતું અને ચિન્તાની ચિતામાં હમેશાં બળ્યા કરતું હતું. જેટલા દિવસ મનનું અસ્તિત્વ, તેટલા દિવસ ચિન્તા ખરીજ! ચિન્તા સર્પિણીના વિષમ વિષથી મહારાજાનું મન ગરલમય બનતું અને તેમા ને તેમાંજ તેઓ ઉત્સાહભંગ થતા, રાણા ભીમસિંહને કોઈ વસ્તુની ખોટ નહોતી. માત્ર સંસારનો સાર, પ્રાણનો આનંદ વધારનાર ફક્ત એક પુત્રરત્ન નહોતું. વિધાતાને ઘેર સવાશેર માટોડીની ખોટ પડી ગઇ હતી કે શું? પરંતુ એટલી ખોટ મહારાણાના જીવનમાં મ્હોટી ખોટ ગણાઈ હતી. એ ખોટને લીધે તેઓ હમેશાં, છેદાઇ ભોંયે પડેલી વૃક્ષ–શાખા જેવા થઇ પડતા. તે મનમા ને મનમાંજ વિચાર કરતા કે, હું કેવો નરાધમ? મ્હારૂં ભીમસિંહ નામ કદી પણ "રાણા" કહેવડાવવાને યોગ્ય નથી. ધિક્કાર છે મ્હને! હું મહા પાપી! મ્હારા જીવનથી પિતૃઓ સંતોષ પામશે નહિ. હા સ્વર્ગીય પિતા!! હા માતઃ! તમારા કુલાંગાર સન્તાન ભીમસિંહથીજ હવે પરમપવિત્ર રાણા વંશનો ઉચ્છેદ થઇ જશે. પ્રિયતમ મહારાણી સુશીલા માત્ર એક પુત્રરત્નને માટે સર્વદા શાસ્ત્ર વિધિયુક્ત દાન, ધર્મ, જપ, તપ કરે છે; એકાંત ચિત્તે પ્રભુભક્તિ કરે છે પરંતુ હા જગદીશ! તેમ છતાં પણ તમારા અપાર દયા–સાગરમાંથી એક બિંદુ દયા મેળવી શકીશ નહિં? પ્રભો! આવા અસહ્ય મનઃદુઃખમાં પીડાઇ હજુ કેટલો સમય નિર્ગમન કરવો પડશે? હે દયામય! મ્હારી સાધ્વી, પતિવ્રતા, ભક્ત પત્ની ઉપર કૃપા કર! "ભીમસિંહ" આ પ્રમાણે ચિંતા કરતો કરતો ગળગળો થઈ ગયો. તેને કાંઈ પણ સારૂં લાગતું નહિ; જાણે સુખ વિભવ તેની નજરે દુઃખરૂપ ભાસવા લાગ્યાં. જેના મનમાં ચિન્તાએ ઘર કર્યું છે તે ગમે તેવો જ્ઞાની છતાં તે અજ્ઞાનાંધકારમાં ગોથાં ખાતો જણાય છે! માનવ હૃદયનું એવુંજ

રહસ્ય છે. સંસારમાં જેને પુત્ર નથી તેને પોતાનું ઘર સ્મશાન તુલ્ય જણાય છે. ગરીબ અને રાજા ગમે તે હોય પણ પુત્રના દર્શનની અપેક્ષા–બન્નેને સરખીજ હોય છે. પુત્ર એજ સંસારની શોભા, પુત્ર એજ ઘરનું ધન, પુત્ર એજ નારીહૃદયનો આનંદ અને પુત્ર એજ જગતમાં પિતા માતાનો નેક ટેક રાખનાર અપૂર્વ સાધન ગણાય છે. પુત્ર પણ સત્પુત્ર હોવો જોઈએ. સત્પુત્ર હોય તોજ માતાપિતાનું મુખ ઉજ્વળ રાખે છે, વંશની માન–મર્યાદા વધારે છે, અને માતા–પિતાના નામની કીર્તિ ચારે દિશામાં ફેલાવી જયઘોષ કરાવી મૂકે છે. સત્પુત્ર ન હોય તો પુત્ર–હીન રહેવું એજ સારૂં છે.

વિચારમાં ને વિચારમાં વખત વીતવા લાગ્યો. ભીમસિંહે વખત નહિં ગુમાવતા અંતઃપુરમાં ગયો. પોતાની પ્રણય–પ્રતિમા, જીવન–સંગિની, પ્રાણાધિક પત્ની મહારાણી સુશીલાની પાસે ગયો. ત્યાં તેણે જોયું કે સુશીલાનો મુખચન્દ્રમા ઝાંખો પડી ગયો છે. પુત્ર વગર તેનું હૃદય હમેશાં ચિન્તાતુર રહેતું હતું. આજે પણ તે ચિન્તાની વિષમય જ્વાળાએ એ કોમળ લતિકાને કરમાવી નાંખી છે. તે ખિન્ન હૃદયે ભોંયપર પડી આળોટે છે તેણે સુવર્ણ–મુક્તાના અલંકારો તથા સારાં વસ્ત્રો કાઢી નાંખ્યા છે. રાહુથી ઘેરાયલો ચંદ્રમા પૃથ્વી ઉપર આવી પડયો હોય તેમ જણાય છે. ભીમસિંહે મહારાણીની આવી દુરાવસ્થા જોઈ તેના શરીરે સ્પર્શ કર્યો અને કહ્યું:– “ પ્રાણા-ધિક સુશીલે ! આ શું પ્રિયે ! તું ચિતોડની રાજરાણી થઈને સાધારણ માણસની પેઠે અધીરી થઈ જાય એ કેમ ચાલશે ?” સુશીલાના અંત-કરણમાં ઘણા દિવસથી એક પ્રકારની નિરાશા ભરાઈ બેઠી હતી. વૃક્ષ હોવા છતાં ફળ થયાં નહિં ! પતિ પત્ની બન્ને હોવા છતાં સન્તાન-

સુખ થયું નહિં ! ભવિષ્યમાં તેમને દત્તક પુત્ર લઇ રાજવંશનું નામ રાખવું પડશે, એ બહુ પરિતાપની વાત થઇ પડી હતી ! સાધવી સુશીલા જાણતી હતી કે સન્તાનસુખ એ માત્ર દૈવના હાથની વાત છે. તેથીજ તેણે દૈવને પ્રિય થાય તેવાં કામોમાં મન પરોવ્યું છે અલંકારાદિથી ત્હેને આનંદ થતો નથી. મહારાણાને પાસે બેઠેલા જોઈ સુશીલા સત્વર બેઠી થઈ, અને તેમને આનંદ આપવા માટે મનના વિચાર મનમાંજ સમાવી દઇ બોલી: "નાથ ! શરીર ઘણું તપી ઉઠયું છે, તેથી થોડીવાર ભોંય ઉપર સુતી હતી. માટોડીની જમીન ઉપર સુવાથી ઠંડક વળે છે. હવે જરાક ઠંડક વળી છે." ભીમસિંહે પ્રિયતમાને ઘોર વિષાદના સાગરમાં ગોથાં ખાતી જોઇ કહ્યું. "પ્રિયતમે! સર્વ વિધાતાની લીલા છે, તેણે જેનાં ભાગ્યમાં જે કાંઇ લખ્યુ હશે તે પ્રમાણેજ થયાં કરશે. વિધાતાના લેખ ફેરવી શકે એવું ત્રિભુવનમાં કોઇ નથી. વિધિના લેખ અખણ્ડનીય સમજવા. પૂર્વ જન્મે આપણે કેટલાંએ મહાપાપ કર્યા હશે તેથી આ જન્મે આપણે સર્વસુખ વિભવ છતાં પુત્રરત્નનું સુખ મેળવી શકયાં નથી. એમાં મનુષ્ય શું કરે? તેમ છતાં મનુષ્ય જે. કાંઇ કરી શકે છે, મનુષ્યથી જે કાંઇ થઈ શકે છે, મનુષ્યની જેટલી શક્તિ છે, તે સઘળાં કાર્યોનું અનુષ્ઠાન કર. દેવ અને દ્વિજ ઉપર ભક્તિ-શ્રદ્ધા રાખ. દૈવી કાર્યો કરવાથી અસમ્ભવિત કામો સમ્ભવિત થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે; "न च दैवात् परं बलं ।" કાય, મનોવાક્યે, ભક્તિપૂર્વક દેવ-બ્રાહ્મણની સેવા કરવાથી તે સેવા કદી પણ મિથ્યા જતી નથી, નિષ્ફળ થતી નથી. પ્રિયે ! પ્રાણાધિકે ! મ્હને આ રાજ્ય અને આટલો બધો ઐશ્વર્યભોગ નકામોજ જણાય છે. મ્હને એનાથી સુખ જણાતું નથી; રાજકીય વસ્તુઓ સાચી લાગતી નથી, તેમાં

આનંદ જણાતો નથી. પુત્રરત્ન વગર સઘળુ નિરસ લાગે છે. આજે કેટલાક દિવસ થયાં, પુત્ર વગર મ્હારૂં અંત કરણ અતિ દુઃખી થઇ પડ્યું છે. પરંતુ શું કરવું પ્રિયે ? અદ્રષ્ટનો પ્રતિકાર કરવો એ મનુષ્યના હાથમાં નથી. માત્ર શોક કરવાથી કાંઇ ફળ નથી.” આવા આવા અનેક શબ્દો વડે ભીમસિંહે મહારાણીને આશ્વાસન આપ્યુ.

ભગવાન, અન્તર્યામીની લીલા કોણ જાણી શકે છે? તેની લીલા અનત છે, તે અકળ છે, તે અકથ્ય છે આ જગતમાં કેટલા નર નારી, પુત્ર વગર મનમાં ને મનમાં બળીને ખાખ થતા હશે? તેની કોણે ગણત્રી કરી છે ? વળી કેટલાંક માતાપિતાની આસપાસ ઘણાં પુત્ર–પુત્રી ફરી વળવા છતાં તે તેમને પેટ ભરીને અન્ન પણ ખવાડી શકતાં નથી ! તે પોતાનાં સન્તાનની ભૂખનું દુઃખ જોઇ આંખમાંથી આંસુ પાડી રહ્યાં છે ! કહેવત છે કે. “ધાના ત્યાં પાના નહિ અને પાના ત્યાં ધાના નહિ !” જ્યાં ધન છે ત્યાં છોકરાં નથી, જ્યાં છોકરાં છે ત્યાં ધન નથી ! તેથીજ કહેવામાં આવે છે કે જગતમાં સર્વ પ્રકારનાં સુખ કોઇને મળતાં નથી. અનેક લક્ષાધિપતિ પુત્ર વગર નિર્વંશ મરણ પામે છે, અને અનેક પુત્રવાળા મનુષ્યો ધન વગર ભૂખે રખડે છે! ભગવાન કોઇને સર્વ પ્રકારનાં સુખનું દાન કરતો નથી ! રાજાથી રંક–દરિદ્રી પર્યંત સઘળાં એક એક પ્રકારનું દુખ ભોગવતાંજ જણાય છે. જગતનાં કોઇ પણ મનુષ્યને પૂછો. પ્રત્યેક માનવી એક એક પ્રકારના દુઃખની જ્વાળાથી દગ્ધ થતું જણાય છે. મહારાણા ભીમસિંહ અખૂટ ધનભણ્ડારના અધિપતિ છે છતાં એક પ્રકારના દુઃખે તેઓ દગ્ધ થાય છે. તેમનું હૃદય સર્વદા પુત્ર-શોકે ભસ્મ થાય છે. શયન કરતાં, સ્વપ્નમાં, જાગૃતમાં, આહાર કરતાં, વિહાર કરતાં, તેઓને પુત્રનીજ ચિંતા થયાં કરે છે.

પતિ અને પત્ની બન્નેને એ ચિન્તાએ ઘેર્યાં છે અનેક દિવસે વિત્યા છે. એક દિવસ પતિ પત્ની નિદ્રાવશ થયાં હતાં. મધ્ય રાત્રે મહારાણાને એક ભયંકર સ્વપ્ન આવ્યું: "જાણે તેમનુ મરણ થયું છે. ભયંકર કાળ-દૂતોએ આવી તેમને બાંધી લીધા છે. ભીમસિંહ ભયથી કમ્પે છે છતાં એક શબ્દ બોલી શકાતો નથી. કોઈએ જાણે ત્હેમનુ મ્હોડું બાંધી લીધું છે. પાણીની તૃષા વડે તેમનું ગળું સુકાઇ જાય છે. એવીજ સ્થિતિમાં જમ-દૂતો મહારાણાને યમાલયમાં લઈ ગયા. સ્હામેજ વૈતરણી નદી વહે છે. તેમાં લોહી, માંસ, કીડા જણાય છે. જેણે અનેક દાન-પુણ્ય કર્યા નથી તે વૈતરણી નદી પાર ઉતરી શકતા નથી ભીમસિંહે ઘણાં દાન-પુણ્ય કર્યા છે, તેને વૈતરણી નદી પાર ઉતરવામાં અડચણ આવી નહિ, કોઈ પણ જાતનું દુઃખ પડયું નહિ. ત્યાર પછી પૂન્નામ-નરકકુણ્ડ આગળ આવી પહોંચ્યા. ત્યાં ભીમસિંહે જોયું કે અનેક પાપીઓને તેમાં નાંખી પાપનું પ્રાયશ્ચિત કરાવે છે. તે પાપીઓ મ્હોટી મ્હોટી ચીસો પાડે છે. અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે. મ્હોટા મ્હોટા કીડા આવી ત્હેમને શરીરે ડંખ મારે છે, તેથી તેઓ ભયંકર ચીસો પાડે છે. એવાં મનુષ્યોની ચીસોથી કાન બહેર મારી જાય છે. તેમનું દુઃખ જોઈ નેત્રમાંથી આંસુ સરી પડે છે. આ જોતાંજ ભીમસિંહનું હૃદય ખળભળી ઉઠયું. તેનું ચિત્ત ભ્રમિત થયું. ત્હેને ચારે દિશામાં અંધકાર જણાવા લાગ્યો. આ કુણ્ડમાં પડેલાઓ નિઃસન્તાન મનુષ્યો હતાં. પુત્રના પિણ્ડદાન વગર ત્હેમનો કોણ ઉદ્ધાર કરે? મહારાણાનું હૃદય કમ્પવા લાગ્યું. ત્હેને પુત્ર નથી. કોણ પિણ્ડદાન કરશે અને કોણ આ દુઃખમાંથી છોડાવશે? કમ્પતા કમ્પતાજ નરકકુણ્ડમાં પડવું પડયું; લોહી પીવાને તલપી રહેલા કીડાઓ જાણે ત્હેને વળગી પડયા! અનેક ડંખ વાગવા લાગ્યા. દુર્ગંધે છાતી

ફાટી જવા લાગી. પ્રાણ આકુલવ્યાકુલ થવા લાગ્યા. પરંતુ દેહમાંથી પ્રાણ બહાર નિકળ્યો નહિ! જાણે યમના દૂતો મુદ્‌ગળનો માર મારવા લાગ્યા. અનેક વીર યોદ્ધાઓને કમ્પાવી નાંખનાર વીરરાણો યમ-દૂતોને કાંઈ કરી શકતો નથી. તેનું શરીર શિથીલ થઇ ગયું છે! દુઃખના ત્રાસથી ભયંકર ચીસો પાડે છે એક ચીસ મોટેથી પડાઇ ગઇ. તેજ વખતે પતિવ્રતા સાધ્વી સુશીલા જાગી ઉઠી. તેણે પતિને શરીરે હાથ મુક્યો. રાણો થરથર કમ્પે છે. રાણાએ આંખો ઉઘાડી છે છતાં બ્હીકને લીધે કાંઈ બોલી શકતો નથી. સ્વપ્નની વાત કહી શકતો નથી. સુશીલાનું હૃદય પણ કમ્પવા લાગ્યુ. તેણે સ્વામીને કહ્યું: "નાથ' આજે આમ કેમ કરો છો? એકાએક મધ્ય રાત્રે કેમ નિદ્રા ભંગ થઈ? દાસીને કહો. મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે નાથ!"

મહારાણાએ ચારે દિશામાં નજર ફેરવી. ત્યાં યમદૂત નથી, ત્યાં નરકકુણ્ડ નથી. ત્યાં કીડા નથી, કોઈ ત્હેનું માંસ ચુંટી ખાતું નથી. ત્યાં યમના હાથમાંના મુદ્‌ગળો નથી! તે કંઇક સ્વસ્થ ચિત્ત થયો. તેણે પાસું ફેરવ્યું. સુશીલાને સ્વપ્નની વાત કહેવાથી હૃદયમાં દુઃખ થશે, તેથીજ તેણે સુશીલાને બીજી વાતો કહી સમજાવી દીધી. ભીમસિંહે રાણીને સમજાવી તો દીધી પણ તેનું હૃદય, રાત્રે જોયલા સ્વપ્નથી વિહ્વળ થઈ ઉઠયું. તે ભયંકર ચિત્ર ત્હેની છાતી-માં કોતરાઈ ગયુ. તેની છાતીમાં અનેક પ્રકારની ચિતાઓ ભડ-ભડાટ બળી ત્હેને બાળવા લાગી. ત્હેને રાજ્ય કરવું સારૂં લાગ્યું નહિં. સર્વ વસ્તુઓ જાણે તેની આંખમાં ખૂંચવા લાગી. તે મનમાંજ ચિંતા કરવા લાગ્યો· "શા માટે હું આ બધું "મ્હારૂં, મ્હારૂં" કહીને અમૂલ્ય જીવન વ્યતીત કરૂં છું? કોને માટે આ સઘળા

ધન-ઐશ્વર્યની વૃદ્ધિ કરૂં છું? આ બધું કોણ ભોગવશે? બાકી રહેલું જીવન, ઇશ્વિરની સેવામાં ગાળવાથી, પરલોકમાં સુખ મળશે. દયાળુ ભગવાનને ત્યાં જમે થશે. બસ, હવે જ્યાં એ પગ લઈ જશે ત્યાં ચાલ્યો જઇશ." આવા વિચારો કરતાં કરતાં સુશીલાના વિચારો આવવા માંડયા: "અરે! સુશીલા મ્હારા પ્રાણથી અધિક છે. તે મ્હને પ્રાણપૂર્વક ચ્હાય છે. તે મ્હારા વગર જીવશેજ કેમ? ત્હેને મ્હારા વગર પળ પણ ચાલતું નથી. જો મ્હને આવતાં વાર લાગે છે તો તેના પ્રાણ ઉડી જાય છે! મ્હારા વગર તે અહાર, નિદ્રા, સુખ, વિભવ, સુંદર વસ્ત્ર, અલંકારનો ત્યાગ કરે છે! તરફડે છે. હું ત્હેનો જીવન આધાર છું ત્હેના રોમેરોમમાં હું વ્યાપ્યો છું મ્હારા હૃદયમા પણ ત્હેની દેવીમૂર્તિ વિરાજી રહી છે. ત્હેને એકલી મૂકી હું કયાં જઇશ? તે મ્હારા વગર એકલી રહેશેજ કેમ?" આ પ્રમાણે એક પછી એક વિચારતરંગોએ આવી ત્હેના હૃદય-સમૂદ્રને ખળભળાવી મૂકયો! આખો દિવસ આવાજ વિચારો ત્હેમના હૃદયમાં ઉથલપાથલ મચાવી રહ્યા!

ધીમે ધીમે સુર્યનારાયણ ભગવાન, મહારાણાનું દુ:ખ નહિં જોઈ શકવાથી, અસ્તાચલ ઉપર ગયા. ત્યાંથી પશ્ચિમ આકાશમાં સંતાવા લાગ્યા. જાણે મહારાણાના દુખે દુખી થયા હોયની! અંધકાર રૂપી વસ્ત્રો પહેરી રાત્રિ-દેવી જગત્ ઉપર ઉતરી પડી! ભીમસિંહે ચારે દિશામાં નજર ફેરવી. સર્વત્ર અંધકાર છે. તેણે વિચાર્યું: "બસ, આ વખત સારો છે. આ સમયેજ ઇચ્છામાં આવે તે સ્થળે ચાલ્યા જવું જોઇએ."

તરતજ શરીરે પહેરેલા હિરા, માણેક, સુવર્ણ અને મુક્તાથી

જડેલા અલંકારો કાઢી નાંખ્યા. તરતજ શરીરે વિભુતિ ચોળી દીધી! ગળામાં લટકતી કીમતી મોતીની માળા કાઢી નાંખીને તેને બદલે રૂદ્રાક્ષની માળા ધારણ કરી. જ્યાં સુગંધિત તેલ, અત્તર, ફુલેલ ચોળાતાં હતાં તે માથાના વાળમાં ભસ્મ ચોળવામાં આવી છે. જ્યાં કીમતી રેશમી લુગડાં પહેરાતાં હતાં ત્યાં બે સફેદ વસ્ત્રો પહેર્યાં છે. જે હાથે સોના ચાંદીના પ્યાલામાં પાણી પીવાતું હતું તે હાથમાં એક તુંબીપાત્ર લીધું છે જે પગમાં હીરા–માણેક જડેલી સુંદર મોજડીઓ પહેરાતી હતી તે પગમાં લાકડાની પાવડીઓ પહેરી દીધી છે ! આ વખતે મહારાણાનો વેશ જોયો હોય તો એમજ જણાય કે જાણે મહાત્મા પરિક્ષિત, બ્રહ્મશ્રાપ વડે બળી જઈ, મુક્તિ મેળવવા માટે સંસાર–ધર્મને જલાંજલી આપી, પરલોકમાં મુક્તિ અપાવનાર, પતિતોદ્ધારિણી, ભાગિરથીને કિનારે જવા તૈયાર થયા છે!

ચારે દિશામાં નિસ્તબ્ધતા પથરાઈ રહી છે. ચારે દિશામાં અંધકાર છવાઈ ગયો છે. સઘળા જીવજન્તુ ગાઢ નિદ્રામાં ઘોરે છે. સઘળાં નિદ્રાદેવીના કોમળ ખોળામાં આળોટે છે ! આ સમયેજ મહારાણા ભીમસિંહ, શાંતિ–મુક્તિ મેળવવા માટે રાજમેહેલમાંથી એકલાજ બહાર નિકળ્યા છે. જાણે મહાદેવ તપશ્ચર્યા કરવા જતા હોયની ! ક્યા જાય છે તે કોઈ જાણી શકતું નથી !



## પ્રકરણ ૨ જું.

### યૌવનમાં વિરાગ !




ન એજ દેહ-રાજ્યનો રાજા છે. મન કઈ વખતે કેવા વિચારો કરશે તે કહી શકાતું નથી. મનુષ્યના મન જેવી આશ્ચર્યકારક વસ્તુ બીજી નથી. શરીર-સમુદ્રમાં મન-તરંગો કઈ વખતે શાંત હશે, કઇ વખતે અશાંત હશે, કઈ વખતે તોફાન કરશે, કઈ વખતે સમાધાન કરશે! તે પરમાત્મા સિવાય કોઈ જાણી શકતું નથી।

ક્યાં એક વખતનો રાજા અને ક્યાં આજે તેજ રાજા ભિખારી! કોઈ પોતાના મનની ઇચ્છાથી થાય છે, કોઇ પારકાની ઇચ્છાથી થાય છે! ગમે તેમ પણ તે બધા મનના વ્યાપાર છે. તે મન પોતાનું હો કે પારકું ! પણ મન વડેજ રાજા કિંવા ભિખારી થઈ શકાય છે એ તો સત્ય ! મન એજ બંધન અને મોક્ષનું કારણ છે. મહારાણા ભીમસિંહ મેહેલમાંથી બહાર નિકળ્યા છે. રસ્તામાં-ગમે ત્યાં ચાલ્યા જાય છે. તેને દિશાનું જ્ઞાન નથી. કેટલાં ગામ, કેટલાં નગર પસાર કરી એક મહિના પછી સમુદ્રને કિનારે આવી પહોંચ્યા છે. આ વખતે નિરંકુશ મન વચમાં આવ્યું. મનની નહિં રોકાય એવી ગતિ રોકાઈ ગઇ. સમૂદ્રને કિનારે આવતાંજ જ્ઞાનશૂન્ય થયા. આગળ જવાનો રસ્તો નથી. જ્યાં જુવો ત્યાં જળ, જળ ને જળ

જણાય છે. સમુદ્રનાં તરંગો–ગર્જના કરતાં–ઉંચાં ઉછળી પાછાં જળમાંજ પડે છે જાણે અંધારી રાત્રે જળદેવતા નૃત્ય કરી રહ્યા હોય! તરંગોના તાણ્ડવ નૃત્યથી કિનારાની જગ્યામાં મ્હોટા મ્હોટા ખાડા પડ્યા છે! મદમસ્ત હાથીના માથા જેવા કાળા પત્થરો, ભાંગીને ચૂર્ણ વિચૂર્ણ થાય છે. કિનારા ઉપર ભયંકર ગર્જના કરતાં તરંગો ઉંચે સુધી ઉછળી ઉછળી જાણે કોઈ દુશ્મન સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા, દોડતા હોય તેમ જણાય છે. પણ અહંકારી પ્રાણીઓનો અહંકાર જેમ પરમાત્મા ચૂર્ણ વિચૂર્ણ કરે છે તેમ દોડતા, ઉછળતા જળ-તરંગો, કિનારાના પત્થર–રૂપી દુસ્મનો સાથે અથડાતાંજ ચૂર્ણ વિ-ચૂર્ણ થાય છે. સમુદ્રની વચમાં પાણીનો મ્હોટો ગોળો ઉછળી જાણે પાતાળમાં પેસવા નીચે પડતો હોય તેમ જણાય છે. પાણીમાં થતાં મ્હોટાં કુંડાળાં જાણે કુદરતની મ્હોટી ઘટીઓ હોય તેમ જણાય છે. જાણે મેઘની ગર્જના થતી હોય તેમ પાણીનો ઘુઘવાટ સાંભ-ળતા કાન બ્હેરા થઇ જાય છે. કલ્પના કરનારા માણસો, સમુદ્રનાં આવાં તોફાનો જોતાં ત્હેને કલ્પનાનો ભણ્ડાર માને છે. જળમાં ઉ-ઠતાં તરંગો જાણે પોતાના હાથ લંબાવી જળદેવીના ચરણ કમળમાં, પરપોટા રૂપી પુષ્પો અર્પણ કરે છે. સૂર્યના કિરણો સમુદ્રની છાતી ઉપર કેવી અપૂર્વ શોભા કરી રહ્યા છે! અહા! કેવી સુંદર શોભા? પરપોટાની હાર ઉપર તે કિરણોનો પ્રકાશ પડતા જાણે કિમતી હિરાની માળા ધારણ કરી હોય તેમ સમુદ્ર પોતાના મનથીજ ફુલાતો ફુલાતો મસ્તાન હાથી પેઠે ડોલી રહ્યો છે. આવી સુંદર શોભા પૃથિવિ ઉપર બીજે ક્યાં છે?

ભીમસિંહ થોડી વાર સ્તબ્ધ થઇને સમુદ્રની શોભા જોતો ઉભો

રહ્યા. પછી પોતાના મન સાથેજ વાત કરવા લાગ્યો:—"અહા! આ તો સમુદ્ર! એનાં જળનો છેડો ક્યાં છે? મગરમચ્છ જેવા અનેક જળ-જન્તુઓ ચારે બાજુએ દોડાદોડ કરી રહ્યા છે. વિચક્ષણ નાવિકની મદદ મળે તોજ આ સમુદ્રને પેલેપાર જઇ શકાય. પરંતુ મ્હારો જીવન-સમુદ્ર પાર ઉતરવાનો રસ્તો શું? સંસારની અનેક ભયંકર ઉપાધિ આવી જીવન-સમુદ્રને તોફાની બનાવી મૂકે છે નિત્ય નિત્ય નવાં ભયંકર તરંગોનો સમૂહ, હૃદયને ઉથલાવી નાખે છે! કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિ હિંસક જંતુઓ મ્હને ખાઇ જવા મહેનત કરી રહ્યા છે. આ સમયે ભક્તિરૂપ હોડીમાં બેસીને, પરમાત્માના નામસ્મરણ રૂપ નાવિકની સહાયતાથી, ઉદ્ધાર પામવા સિવાય બીજો રસ્તોજ નથી! ઋષિ મૂનિઓએ કહ્યું છે કે સંસારસમૂદ્ર તરવાનો એ સિવાય બીજો રસ્તોજ નથી. ત્યારે હું હવે અહિં બેઠો છું શા માટે? અનેક ઉપાધિ રૂપ ઝેરી જીવ-જન્તુને વેગળા કર્યાં છે શા માટે? એ તોફાની જીવન-સમુદ્ર તરવાનેજ માટે! ત્યારે હવે હું સ્તબ્ધ થઇ ગયો શા માટે? હું નિર્જન વન-જંગલમા જઇશ. ત્યાં ભગવાનની ભક્તિ કરતા યોગીઓનાં દર્શન કરીશ. એક ચિત્તે તેમની સેવા કરીશ. એક ચિત્તે પ્રભુનુ ધ્યાન ધરીશ, અને તેમનો આશિર્વાદ મેળવી જીવન સાર્થક્ય કરીશ જેઓ સંસારનાં મોહમાં ફસાયલાં મનુષ્યોનો ત્યાગ કરી-નિર્જન અરણ્યમાં બેસી-પરમાત્માનું ધ્યાન ધરે છે, તેમની કૃપા મેળવીશ. આશિર્વાદ મેળવીશ. હરિ-ભક્તિથી હૃદયને શાંત કરીશ. હવે મ્હારે બીજી ચિન્તા કરવાનું શું પ્રયોજન? હવે મ્હારે અનેક ચિન્તાની ચિતામાં બળ-વાનું શું કારણ? સંસાર સમૂદ્ર તરવાનો સ્હેલો ઉપાય ભગવદ્-ભજન છે. એ જાણ્યા પછી હવે હાથ પગ જોડી બેસી રહેવાનું શું

કારણ? હવે હૃદયમાં જે દુઃખ થાય છે તે સહન થતું નથી. સઘળાં દુઃખો અને સઘળી ચિન્તાઓને એકદમ વેગળે ફેંકી દઇશ."

મહારાણા ભીમસિંહે આગળ ચાલવા માંડયું. અરણ્યનો માર્ગ લીધો. જેટલા દિવસ પરમાત્માની કૃપા થતી નથી તેટલા દિવસ મનુષ્યથી જીવન–સાફલ્ય થવાના માર્ગે જવાતું નથી. સુખ–શાંતિની આશાના આશ્વાસનને લીધે તેઓ આમ તેમ ભટકે છે, અથડાય છે. અનેક પ્રકારના ઉદ્યમો કરે છે; પરંતુ તે સર્વ વૃથા! ગમે તે કરો પણ ભાગ્યદેવી પ્રસન્ન નહિં થાય ત્યાંસુધી સર્વ વ્યર્થ! તેમાંથી કાંઈ સુફળ મળતું નથી. પરમાત્માની કૃપા એજ સર્વ સુખનું મૂળ છે.

ચાલતાં ચાલતાં ભીમસિંહે એક ઘાડા જંગલમાં પ્રવેશ કર્યો. જ્યાં ઝાડનાં ઝુંડ ને ઝુંડ સિવાય બીજું કાંઈ જણાતું નથી. ઝાડોની ઘટામાં ઘણે વેગળે સુધી ગયા પછી એક મનોહર તપોવન જોવામાં આવ્યું. જાણે શાન્તિ–દેવી પોતાની મૂર્તિ ધારણ કરીને તપોવનમાં સમસ્ત પ્રાણીઓમાં શાન્તિ વેંહેંચી આપે છે. અહા! કેવું મનોહર સ્થાન! અહા! કેવું શાન્ત રમણિય સ્થાન! ભીમસિંહને થાક લાગ્યો હતો તેથી યોગીઓના સ્થાનમાં પ્રવેશ કરતાંજ ત્હેના હૃદયમાં શાન્તતા થઈ. જાણે સંસારનું સમસ્ત દુઃખ ભૂલી ગયો.

મધ્યાન્હ થયા છે. પ્રચણ્ડ તાપ પડતો હોવાથી ન્હાનાં હરણો થોડાક વિશ્રામ લેવાને વૃક્ષોની શીતળ છાંયામાં આલોટે છે. પક્ષીઓ પોતપોતાના માળામાં બેસી કિલબિલાટ કરી રહ્યાં છે. પક્ષીઓનો આનંદજનક કલરવ સાંભળતાંજ, આવા તપોવનમાં, હિંસા, દ્વેષ રહિત દેખાવ જોતાંજ, મન ઉદાસ થઈ જાય છે. પ્રાણમાં જાણે

સ્વાભાવિક રીતેજ ભગવાનનો અપૂર્વ મહિમા જાગૃત થાય છે ! મનમાં એવુંજ લાગે છે કે જાણે આજ સ્વર્ગ છે ! જે સ્થળે સ્વાર્થ નથી, ભેદ, અભેદ નથી. જ્યાં પાપ નથી, પ્રપંચ નથી, તેજ સ્વર્ગ ! જ્યાં સિંહ અને શિયાળમાં બંધુત્વ છે ત્યાંજ સ્વર્ગ ! જ્યાં પશુ, પક્ષી, એક બીજાને બંધુભાવની નજરે જુવે છે ત્યાંજ સ્વર્ગ ! જ્યાં નબળું કિવા સબળું, સર્વ સમાન છે ત્યાંજ સ્વર્ગ ! વાંચક ! તમારે જીવતાં સ્વર્ગ મેળવવું હોય તો આવો, આ તપોવનમાં આવો, આ શાન્તિ–નિકેતનમાં આવો ! અહિં આવી સર્વ જીવજન્તુઓની પેઠે હૃદય પવિત્ર કરો. જે સ્થળે બળવાન ગર્વ કરતા નથી તે સ્થળે આવો ! જે સ્થળે રંક જનોને કચડી નાખવામાં આવતા નથી તે સ્વર્ગીય સ્થળે આવો ! જે સ્થળે લોકોનું કલ્યાણ કરનાર સાધુ પુરૂષો છે, જે સ્થળે મનુષ્યો અને હિંસા કરનાર જીવજન્તુ, હિંસા–દ્વેષ–નો ત્યાગ કરી એકઠાં રહે છે, જે સ્થળે સર્વ સંપથી રહે છે, જે સ્થળે સર્વ એક સરખાં ગણવામાં આવે છે, જે સ્થળે ભક્તના હૃદયમાંથી સતત્ ભક્તિનો પ્રવાહ વહે છે, જે સ્થળે ભગવદ્‌પ્રેમમાં ઉન્મત્ત થયેલા યોગીઓ ભગવન્નામ–કીર્તન કરે છે, તેજ ભગવાનનું પ્રિય સ્થાન છે. ભગવાને પોતેજ ભક્તશિરોમણી નારદને કહ્યું છે કેઃ–

**"नाहं तिष्ठामि वैकुण्ठे योगीनां हृदये न च, मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥"** હરિ ! હરિ ! આવું સ્થાન બીજે ક્યાંય છે ? ભીમસિંહ ! આટલા બધા દિવસ પછી તું યોગ્ય સ્થાને આવ્યો છે. આ સ્થળે ત્હારાં સમસ્ત દુઃખો, સમસ્ત મનોવેદના દૂર થશે. જેને માટે હેં સંસાર છોડયો છે, રાજસુખ છોડયું છે, તે સર્વ સુખો ત્હને સત્વર અહિં મળશે. તું જીવન સાર્થક કરી શકશે. જગત્‌માં આવું શાન્તિનું સ્થળ બીજે ક્યાંય નથી. ખરૂં સ્વર્ગ આજ

છે ! ખરૂં સુખ અહિંજ છે. ”

ભીમસિંહ, જો કે આ શાંતિમય તપોવનમાં આવી કાંઇક શાન્તિ મેળવી શકયો છે પરંતુ હેના અંતઃકરણમાં હજુ પણ તે રાતનું સ્વપ્ન ભૂલ્યો નથી વારંવાર હેના અંતઃકરણમાં સ્વપ્નની વાતો જાગૃત થઇ આવે છે તે દ્રશ્ય યાદ આવતા જ હેનું શરીર કમ્પાયમાન થાય છે ! જાણે તેજ જગાા દૂત, જાણે તેજ લોહી–કીડાથી ખદબદતી વૈતરણી નદી અને જાણે તેજ નર્ક કુંડમાં વેદના પામતા જીવોની ભયંકર ચીસો સંભળાય છે. પુત્ર વગર સંસારમાં રહેવા કરતાં, નિબિડ વન–જંગલમાં રહી ભગવદ્ભજન કરવું એજ સારૂં છે. હવે સંસારની જરૂર નથી સંસારના સુખ–ભોગની દરકાર નથી. બહુ સુખ ભોગવવામાંજ બહુ દુખનો અનુભવ થયો છે. તેથી તેને નવીન–જુવાનીમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો છે. દુખ પામ્યા વગર સુખકારક માર્ગ શોધાતો નથી પ્રાતઃકાળથીજ ચાલવા માંડેલુ હોવાથી ભીમસિંહને બહુ થાક લાગ્યો હતો. ભીમસિંહ આગળ ચાલી નહિ શકવાથી એક મ્હોટા વૃક્ષની શીતળ છાંયા નીચે બેસી ગયો. વિશ્રાંતિ લેવા લાગ્યો.

અનેક ચિન્તાઓને લીધે તેનું મન અત્યન્ત દુઃખી થવા લાગ્યું. મનમાંજ બોલવા લાગ્યાઃ અરે !શાંતિમય તપોવનમાં આવવા છતાં કોઇ મહાત્માનાં તો દર્શન પણ થયાં નહિ! ત્યારે શું મ્હારા ઉદ્ધારનો રસ્તો નથી ? જગદીશ ! શું મ્હારા જેવા પાપાત્માની સદ્દગતિ નથી ? વાચક ! જુવો ! જે ચિતોડનો અધીશ્વર, જેની સેવામાં અસંખ્ય દાસ, દાસીઓ હમેશાં હાજર રહેતાં, સોનાના પલંગ ઉપર, દુધના ફીણ જેવી નરમ તળાઇઓ ઉપર સુવા

છતાં જેને નિદ્રા આવતી નહોતી, આજે ત્હેની શી ગતિ થઇ છે તે એકવાર જુવો! તેથીજ કહીએ છીએ કે માનવ--મન, એ એક અપૂર્વ ભેદભરેલો ભંડાર છે. મન ઉદાસ થયું છે, તેથીજ ત્હેણે વૈરાગ્ય લીધો છે. તેથીજ મહારાણાની આવી સ્થિતિ થઈ છે. શું આ સ્થિતિ નઠારી છે? શું તે ધિક્કારવા યોગ્ય છે? ના, ના, તેમ નથી. આવી સ્થિતિ થવાથી દુર્દશાનો નાશ થાય છે. વિધવિધ પ્રકારનાં દુઃખ નાશ કરવાનો એ જ એક સરલ રસ્તો છે.

મહારાણા આવી ચિન્તા કરે છે, તેજ સમયે વેગથી એક સૌમ્ય મૂર્તિ, પગની પ્હાની સુધી જટા વિલમ્બિત, સફેદ દાઢી-મૂછવાળો, એક યોગી આવે છે. યોગીરાજનાં દર્શન થતાંજ મહારાણાનું હૃદય પ્રફુલ્લ થઈ ઉઠયું. અહા! કેવી શાન્ત મૂર્તિ! જાણે સાક્ષાત્ યોગેશ્વર મહાદેવ, મહારાણા ઉપર દયા કરીને તપોવનમાં આવી પહોંચ્યા હોય તેમ જણાય છે.

આટલી બધી ચિન્તા અને વિચારો કર્યા પછી આજે મહારાણાની આશા પૂરી થઈ. યોગેશ્વરનાં દર્શન થતાંજ તે ચમકયો. વૃક્ષ નીચેથી ઉઠી યોગેશ્વરના ચરણમાં દણ્ડવત્ પ્રણામ કર્યા. યોગી મુનીઓ દયાળુ હોય છે. તેમના ક્રોધમાં પણ દયા, અહંકારમાં પણ દયા અને નેત્રકટાક્ષમાં પણ દયાનો ભણ્ડાર હોય છે. યોગીઓ મહા દયાળુ હોય છે. તેમની દયા સ્હમજવાની શક્તિ જોઈએ. રાજાને પ્રણામ કરતો જોઈ પુછયું· "વત્સ! તું કોણ છે? ત્હને જોતાંજ કોઇ ઉચ્ચ વંશમાં જન્મેલો હોય તેમ જણાય છે. ચિન્તા ના કર. ઓળખ આપ."

યોગીરાજના આશ્વાસનના શબ્દો સાંભળી ભીમસિંહને શાન્તિ થઈ. તેણે કહ્યું: "પ્રભુ! હું ઘોર નરકનો જીવ છુ. નરકનાં દુખો-માંથી ઉદ્ધાર પામવા માટે જ સંસારનાં સુખો છોડી જગલનિવાસી થયો છું દેવ! આપની કૃપાથી મ્હને કોઈ વસ્તુની ન્યૂનતા નથી. રાજ્ય, ઐશ્વર્ય સર્વ છે. માત્ર પુત્ર નથી. તેથી સઘળું સુખ અને સઘળો વૈભવ નકામો લાગે છે. દયા કરો પ્રભુ!"

એટલું કહી ચુપ રહ્યો. યોગેશ્વરે બધી હકીકત જાણી લીધા પછી કહ્યું. "વત્સ! ત્હારા જેવા બુદ્ધિમાન રાજાએ આવું કરવું ઉચિત નહતું. પુત્ર નહિ હોવાથી રાજ્યસુખનો ત્યાગ કરવો એ કોઇ પણ રીતે યોગ્ય નથી. એક પુત્ર નથી તેથી કરોડો પુત્રને રડા-વવા એ રાજાને શોભાપ્રદ નથી. હજુ પણ વિચારી જો! તું સંસારી! સંસારના જેવુ બીજું ઉત્તમ સ્થળ નથી. સંસારી જીવોને ભોગ અને મોક્ષ બન્ને મળી શકે છે. વત્સ! નકામી બ્હીક રાખી શા માટે આલોક અને પરલોકનાં સુખથી વિમુખ રહે છે? વળી તું જેના હૃદયનો મણિ છે, મનનો દેવતા, શયનમાં નિદ્રા, દુઃખમાં શા-ન્તિ, ક્ષુધામાં આહાર, અને તૃષામાં જળ છે, ત્હારા વગર ત્હેની કેવી દુર્દશા થઇ છે તેનો એક વખત વિચાર કરી જો. જરા વિચારી જો. ત્હારા વગર ત્હારી પ્રિય પત્ની મહારાણીની કેવી દુઃખી સ્થિતિ છે? વત્સ! એ શું પાપ નથી! ન્યાય, નીતિ અને ધર્મપૂર્વક રાજ્ય કરવું એ શું રાજાનો ધર્મ નથી? ત્હારી પત્નીનું દુઃખ અને પ્રજા-જનો ઉપર થતો અત્યાચાર, એ શું ત્હને મુક્તિ મેળવવા દેશે? ત્હારા મુક્તિના માર્ગમાં તેમનાં નિઃશ્વાસ ઉચ્છ્વાસ કંટક રૂપ થઇ પડશે નહિ? રાજા એ ઇશ્વરનો અંશ છે. ઇશ્વરની ઇચ્છાથી ત્હારા

ઉપર પ્રજાપાલનની મ્હોટી ફરજ આવી પડેલી છે, તું શી રીતે ત્હેને પાછી ઠેલી શકશે? જા, વત્સ! ત્હારા રાજ્યમાં પાછો જા. પ્રજાનું પુત્ર પેઠે પાલન કર. તેથીજ ત્હારી સદ્‌ગતિ થશે. તેથીજ પરમાત્મા પ્રસન્ન થશે."

ભીમસિંહે બે હાથ જોડી, માથું નમાવી કહ્યું: "પ્રભો! પુત્ર વગર જ્યારે મારે પુન્નામ નામના નરકનાં દુ:ખો ભોગવવાં પડશે તે વખતે શું મારી પત્ની કે પ્રજાજન મ્હને તેમાંથી છોડવશે? પ્રભો! રાજ્ય મહેલ છોડતાં પહેલાં એક રાત્રે જે મ્હને ભયંકર સ્વપ્ન આવ્યું હતું, તે યાદ આવતાં હજુ શરીર થરથર કમ્પે છે. પ્રાણ ઉછળી જાય છે. રાજ્યમાં પાછા જવાની ઇચ્છા થતી નથી."

યોગેશ્વરે રાણાના વિચારો જાણ્યા પછી કહ્યું: "વત્સ! સ્વપ્નાની વાત કદી સાચી પડતી નથી. તે એક પ્રકારની ભ્રાંતિ છે. ત્યારે પછી વિનાકારણ શા માટે ચિંતા કરી આત્માને દુ:ખ આપે છે? પુત્ર નથી એમ જાણીને સંસાર ત્યાગ કર્યો તેથીજ શું ત્હારે નરકનાં દુ:ખો નહિં ભોગવવાં પડે? વત્સ! સંસાર જેવું કલ્યાણકારક સ્થળ બીજું કોઈ નથી. તેથીજ શાસ્ત્રવેત્તાઓએ સંસાર ધર્મનેજ સકળ ધર્મનો સાર કહ્યો છે. યોગીરાજ જનકરાજા સંસારમાં રહીને જ રાજર્ષિ કહેવાઈ ગયો છે. ભગવાનના ચરણકમળમાં અચળ ભક્તિ રહેવાથીજ સંસારનાં મનુષ્યો સહજમાં મુક્તિ મેળવી શકે છે. સંસારમાં રહેવું, પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, પ્રત્યેક આત્માને બંધુ સ્વરૂપ જાણી ઉપકાર કરવો, શક્તિ પ્રમાણે દાન-ધર્મ કરવાં અને પરમાત્માનું ધ્યાન ધરવું. તેમ કરવાથીજ મોક્ષ મળે છે. પ્રજા છે તેજ ત્હારા અનેક પુત્રો છે. તેનું કલ્યાણ કર. તેમને સુખ આપ. નરકનાં દુ:ખ નહિં ભોગવવાં પડે."

ભીમસિંહે યોગીરાજના શબ્દો સાંભળી કહ્યું: "દેવ! આપનાં વાક્યોથી મ્હને આશ્વાસન મળ્યું છે. મને સંતોષ થયો છે."

રાણાને વધારે કંઈ નહિં પૂછતાં યોગીએ કહ્યું: "વત્સ! હું ત્હારા ઉપર પ્રસન્ન થયો છું. હવે તું વિચાર ફેરવતો ના. હમણાંજ ત્હારા રાજ્યમાં જા મ્હારો આશિર્વાદ છે. સત્વર ત્હને પુત્ર—લાભ થશે પરંતુ દેવ—બ્રાહ્મણ ઉપર શ્રદ્ધા રાખજે. પ્રજાને પુત્રની પેઠે પાળજે, ધન—મદમા મસ્ત થઈ વિના કારણે વ્યર્થ ગુમાવતો ના અહંકાર અને મોહનો ત્યાગ કરજે. પ્રજાના સુખમાજ ત્હારૂં સુખ માનજે."

આ પ્રમાણે યોગીરાજે કેટલીક શીખામણો આપીને [illegible]ડની ઘટામાં ચાલવા માંડ્યું. થોડીવારમાં અદ્રશ્ય થઈ ગયા. પુન. તેમનાં દર્શન થયાં નહિ.

મહારાણાને અતિ આનંદ થયો છે. પોતાનો મનોરથ સિદ્ધ થયો છે. હવે એથી બીજો આનંદ કયો! અત્યાર સુધી તપોવનમા સ્વર્ગ હતું. હવે તે સ્વર્ગ મુઠ્ઠીમાં આવ્યું. મહારાણાનું હૃદય શતદલ કમળની પેઠે પ્રફુલ્લિત થયું. તેમણે ધીમે ધીમે જંગલ બ્હાર ચાલવા માંડ્યું.

રાજા જ્યારે પ્રજાવત્સલ હોય છે ત્યારે રાજાનો આનંદ તેજ પ્રજાનો આનદ માનવામાં આવે છે. રાજાના સુખમાંજ પ્રજા સુખ માને છે. પણ રાજા દુરાચરણી, સ્વાર્થી અને પ્રજાને માત્ર નીચોવી—પોતાની ત્રિજોરી—ભરવાનીજ ઇચ્છાવાળો હોય છે ત્યારે પ્રજા તેના

સુખમાં દુઃખ માને છે અને ત્હેના દુઃખમાં સુખ માને છે. તેવા દુષ્ટ રાજા, પ્રજાના નેત્રમાં કાંટા સમાન ખુંચે છે।

વાચક! પ્રજાવત્સલ મહારાણા ભીમસિંહને યોગીરાજે જે આશીષ આપ્યા તેથી આપણે આનંદ માનવો જોઈએ. આપણે તેમના મનોરથ સિદ્ધ થાય અને ત્હેમનું જન્મનું દુઃખ ટળે એવીજ પ્રાર્થના કરવી જોઈએ. ભગવાન! તેમનું કલ્યાણ કરે. તેમની મનોવાંચ્છના પૂર્ણ કરે.

## પ્રકરણ ત્રીજું.

### પ્રમોદ ઉદ્યાન.




હારાણા ભીમસિંહ ધીમે ધીમે તપોવનમાંથી બ્હાર નીકળી પોતાની રાજ્યધાની તરફ જાય છે. મનનો વેગ કેટલોક ઓછો થયો છે. ઋષિ-વાક્ય ઉપર ત્હેમને વિશ્વાસ ઉત્પન્ન થયો છે. સ્વપ્નની ભ્રાંતિ હવે તેમને દુઃખ દેતી નથી. હવે તેમના હૃદયમાં ચિન્તાની પ્રચણ્ડ જવાળા બળતી નથી.

સન્ધ્યા સમય થવા આવ્યો છે. સૂર્ય ભગવાન પશ્ચિમ આકાશમાં ઢળી પડયા છે. ન્હાના બાળકની પેઠે લાલ રંગના વાદળ સાથે રમત કરે છે. તેનું ઉજ્વળ હાસ્ય, હવે પૃથિવિના સમસ્ત

સ્થાનો ઉપર જોઈ શકાતું નથી. ઝાડનાં અને પર્વતનાં માથાં, ઉંચાં થઈ થઈને, અસ્ત પામતાં સૂર્યની અવસ્થા જોઈ હાસ્ય કરે છે। ખાંધે હળ લઈને ખેડુતો ઘર તરફ આવતા જણાય છે. જળાશયોમાંથી પાણી પીને ઘેર આવતાં ઢોરોના પગલાં વડે ધૂળના ગોટેગોટ ઉડી આકાશને આચ્છાદન કરી રહ્યા છે. પક્ષીઓ પોતપોતાના માળા તરફ ઉડે છે. આખા દિવસના થાકથી કંટાળેલા મજુરો ખાટલા ઉપર બેસી વિશ્રાંતિ લઈ રહ્યા છે.

ભીમસિંહ આખો દિવસ ચાલેલો હોવાથી તેને વિશ્રાંતિ લેવાનું મન થયું. રસ્તામાંજ એક મનોહર વાટિકા જોઈ તેમાં પ્રવેશ કર્યો. આ બગિચો ઘણો સુશોભિત હતો. તેની વ્યવસ્થા ઘણી મનોમુગ્ધકર હતી. શ્રીમંત લોકો જેમ બગિચા બનાવી તેની શોભા વધારે છે અને જૂદી જૂદી સગવડો કરે છે તેમ આ બગિચામાં પણ જૂદી જૂદી સગવડ કરી રાખી હતી. બગિચાની સ્હામુજ એક સ્વચ્છ સરોવર હતું, તેના ઉપર ચઢવાનાં આરસપહાણનાં પગથીયાં સ્વચ્છ–સુન્દર હતાં. પગથીયાં ચળકાટ મારતાં હોવાથી અનુમાન થતું હતું કે ત્યા લોકોની આવજા થતી હશે. બગિચાની ઉત્તર દિશામાં એક દેવાલય હતું. ચારે દિશામાં ઉંચી ભીંતો ચણેલી હતી. માત્ર દક્ષિણ દિશામાં એક ન્હાનું બારણું તથા પૂર્વ દિશામાં લોકોને જવા આવવાનો મ્હોટો દરવાજો હતો. દિવાલની ભીંતોની અડોઅડ નાના પ્રકારનાં સુગંધીવ ફુલોનાં ઝાડ શોભી રહ્યાં હતાં. બગિચાની બહાર પૂર્વ દિશામાં મ્હોટી પરસાળ સાથેનું ઘર હતું. તે જાણે કોઈ રાજભવન હોય તેમ અનુમાન થતું હતું. ઘણા દિવસ પછી ભીમસિંહે મનુષ્યોનું મ્હોં જોયું તેથી તેને આનંદ થયો. અને તે દિવસે ત્યાં રાતવાસો રહેવાનો તથા

સન્ધ્યાવંદન આદિ કરવાનો વિચાર કરી સરોવરમાં ઉતર્યો. સરોવરમાં ચઢવાનાં જેમ પગથીઆં હતાં તેમ પાણીમાં ઉતરવાને પણ પગથીયાંની ગોઠવણ રાખી હતી. પાણીમાં હાથ પગ ધોયા અને કિનારા ઉપર રોપેલા વિશાળ બકુલ ફૂલના ઝાડ નીચે બેઠો. બીજી તરફ સન્ધ્યાસમય થયો. રજનીદેવીએ આકાશમાં પોતાની દીપમાલા પ્રકટ કરી, પોતાના સૌન્દર્યનો વિસ્તાર કર્યો. શંખ, ઘંટા, ઝાંઝ, કરતાલ, ઢોલ વગેરે મંગલજનક વાદ્યો વાગવા લાગ્યાં. બગિચામાંના દેવાલયમા પણ દેવની આરતી ઉતરવા લાગી. ત્યાં પણ વાદ્યો વાગવા લાગ્યાં. તે વખતે બગિચાની બાજુમાંના માળ ઉપરથી સ્ત્રીઓ નીચે ઉતરી દેવાલયમા જઈ આરતી થતી હતી ત્યાં મહામાયાના દર્શનાર્થે ગઈ.

હિંદુ રમણીઓનો ધર્મ–ભાવ અતિશય પ્રગાઢ હોય છે. દેવ દેવીઓનાં નામ સાંભળતાંજ તેઓનું હૃદય ભક્તિથી ગદ્ગદ્ થઈજાય છે. તેમની ધર્મ–શ્રદ્ધા અચળ હોય છે. હમણાના સમયમાં એક રીતે ધર્મ–શ્રદ્ધા ઓછી થઈ ગઈ છે પરંતુ જે કાંઈ છે તે હિંદુ રમણીઓમાંજ વિશેષ રૂપે જોવામાં આવે છે. હિંદુસ્થાનના જે જે દેશોમાં જે ધર્મ–શ્રદ્ધા છે તે પુણ્ય પ્રતિમા, લક્ષ્મી સ્વરૂપા, હિન્દુ સ્ત્રીઓમાંજ છે. અને તે તેમના દેવ–દુર્લભ ગુણ વડેજ ટકી રહ્યો છે.

મહામાયાની આરતી થઈ રહી. સર્વેએ દેવીના ચરણમાં પુષ્પાંજલી અર્પણ કરી ઘર તરફ ચાલવા માંડયું. કોઈ બગિચામાં પેસી ચન્દ્રના અજવાળામાં ફૂલ ચૂંટવા લાગ્યાં આ બગિચામાં પર-પુરૂષને પ્રવેશ કરવાનો અધિકાર નથી. તેથીજ બગિચામાં રમણીઓએ પ્રવેશ કરી સ્વતંત્રતાપૂર્વક ફરવા માંડયું છે. જેઓ ફૂલ ચુંટતાં હતાં

તેમાં એક સ્ત્રીનું વય પંદર વર્ષનું હતું. હિંદુઓમાં વિવાહ થાય છે ત્યારે ગળામાં મંગળસૂત્ર બાંધવામાં આવે છે. આ પંદર વર્ષની યુવતિ રમણીના ગળામાં મંગળસૂત્ર જણાતું નથી. તેથી જણાય છે કે હજુ તેનું લગ્ન થયું નથી. તેની સાથે બે બ્હેનપણીઓ છે. યુવતિના સૌંદર્યની તુલના થઈ શકતી નથી. એના રૂપનું ચિત્ર ચીતરી શકાય તેમ પણ નથી. સૌંદર્યની તુલના કરવાને સૃષ્ટિમાં બીજી કોઈ રમણી કે બીજી કોઈ વસ્તુ મળતી નથી. રૂપની છબી ચીતરવાને અમે ભલભલા ચિતારાની કલમ નાલાયક ગણીએ છીએ. તેની લાવણ્યતાનું વર્ણન થઈ શકે એમ નથી. ભલભલા કવિઓની કલ્પનાશક્તિનો પરાજય થાય એમ છે. એનાં રૂપ-સૌંદર્યની રચના માટે વિધાતાએ જગતના સર્વ સૌંદર્યને નિતારી લીધા પછીજ તેમાં પોતાની અદ્ભુત કલમ બોળેલી હોવી જોઇએ. યુવતિના મુખને ચન્દ્રના ક્ષુદ્ર ચ્હેરા સાથે સરખાવતાં અમે શરમાઇએ છીએ. ચન્દ્રમાં કલંક જણાય છે-કંઇક કાળા ડાઘા છે આ યુવતિનો મુખ-ચન્દ્ર તદ્દન સ્વચ્છ, તદ્દન નિર્મળ અને તેજસ્વી છે. મુખ ઉપરનો રંગ અને તેની કોમળતાની સરખામણી ચમ્પાના ફુલો કિંવા માખણના પેંડા સાથે કરવાથી અમે પક્ષપાતી ઠરીએ એમ છે. ચમ્પાનાં ફુલોનો રંગ અને માખણની નરમાશ કરતાં પણ વિશેષ સુંદર રંગ અને વિશેષ કોમળતાની કલ્પના થાય છે. જેણે તલનાં ઝાડ ઉપર ઉગેલાં ફુલો જોયાં છે અને હાથમાં લઇ તેને તપાસ્યાં છે તેજ કહી શકશે કે નાસિકાની સુંદરતા તલના ફુલ કરતાં વિશેષ ઉત્તમ છે. બંને હાથ જાણે લાવણ્ય-સરોવરમાં ઉગેલાં કોમળ કમળનાલજ હશે. પરંતુ કમળનાલમાં વાદળી રંગની સ્હેજ સુરખી જણાય છે. આ કોમળ-ભુજ-કમળમાં તેમ નથી. તેમાં કમળનાલ જેવી શોભા કરતાં બીજું

કલંક નથી. જગતની બીજી વસ્તુઓ સાથે તુલના કરતાં આ યુવતિના બન્ને હાથ સાથે તુલના કરી શકાય એવી કોઇ બીજી વસ્તુ નથી. હાથની હથેળીની રતાશ જોતાં કમળ ઉપર ઉગેલા ફુલોની રતાશ લજ્જા પામે તેમ છે, ચમ્પાની કળી જેવી કોમળ આંગળીઓમાંની વચલી આંગળીએ હીરાની જડેલી વીંટી શોભી રહી છે. હમણાં તે યુવાવસ્થામાં પ્રવેશી ચુકી છે, તેથી તેના શરીર ઉપર એક પ્રકારની રતાશ આવી છે. લોહી સ્વચ્છ હોવાથી ચામડી ચળકાટ મારે છે. પહોળા કપાળમાં એક હીરાજડીત ટીલડી જાણે સ્વચ્છ આકાશમાં ન્હાનો સરખો ધ્રૂવ તારો ઉદય થયો હોય તેમ ચળકે છે. ગાલ ઉપરનો ગુલાબી રંગ જોઇ કેટલાંએ બગિચામાં ખીલેલાં ફુલ શરમાઇ, નીચુ મુખ કરી રહ્યાં છે. મુખ ચન્દ્રની મધુરતા, મનોહરતા અને કોમળતા વડે તે દિવ્યકાંતિવાળી યુવતિ સાક્ષાત્ દેવિ સ્વરૂપ જણાય છે. આવું રૂપ જોવાથી મન અને આંખોની સાર્થકતા થાય છે. મન બીજે ઠેકાણે ખસવા માગતું નથી. નયન બીજી વસ્તુ જોવા ચ્હાતું નથી. જાણે તે યુવતિનેજ જોયા કરીએ એવીજ વૃત્તિ થયાં કરે છે. હૃદય પ્રેમરસથી ભિંજાઇ જાય છે. હૃદયમાં પ્રેમનાં ઝરણાં વહ્યાં કરે છે, અને જાણે જીવાત્મા તે ઝરણમાં વારંવાર સ્નાન કરી તે પવિત્ર દેવિ–મૂર્તિનાં દર્શન કરવા તલપી રહે છે. આવું મનોહર રૂપ જોવાથીજ કેટલાંક મનુષ્યો કામાગ્નિમાં દગ્ધ થાય છે. ત્યારે કેટલાંક મનુષ્યો તેમને વારંવાર પ્રણામ કરી પરમાત્માના ગુણાનુવાદ ગાય છે. આવું મનોહર રૂપ જોઇ જ્ઞાની મનુષ્યો કહે છે કેઃ–"હે ભગવન્! તમે જ્યારે આવું સુંદર રૂપ બનાવી શકો છો ત્યારે તમારૂં રૂપ તેથી પણ કેટલું અધિક સુંદર હશે? પ્રભુ! અમને તમારૂં અતિ સુંદર, અતિ મોહક રૂપ બતાવી કૃતાર્થ કરો, પાવન

કરો. તમારી સૌન્દર્યજ્યોતિ વડે અમારા પાપ બળી ભસ્મ થશે, અમારી વૃત્તિઓ સાત્વિક થશે, અમને મોક્ષ મળશે. અજ્ઞાની જનો રૂપના ગુલામ છે. એવી સુંદર સ્ત્રીઓ જોતાંજ તેઓ શું કહેશે તે અમે કહી શકીશું નહિ. તેમની નીચ વાસના ઉત્તેજીત થઇ અનેક દુર્વાક્યો કહેશે. જવા દો એ વાત! તેમના હલકા શબ્દો સાંભળી આપણા કાન અને હૃદય અપવિત્ર કરવાની જરૂર શી ?'

બગિચામાં વિહાર કરતી, આનંદ કરતી, ફુલ ચુંટતી, પરસ્પર હાસ્ય કરતી, ગેલ કરતી, ત્રણે રમણીઓ પેલા બકુલ વૃક્ષ નીચે આવી પહોચી. આ તેજ બકુલ વૃક્ષ છે કે જ્યાં મહારાણા ભીમસિંહ બેઠા છે. ત્યાં આવતાંજ ચોભા ગએ મહારાણાને દિલગીરી ઉપજી. મનમાંજ બોલ્યા કે, " આવા સ્ત્રીઓના સ્થાનમાં આવવું યોગ્ય નહોતું. ગમે તેમ પણ આ બગીચો કોઇ રાજાનો હોવો જોઇએ. રમણીઓને માટેજ બનાવ્યો હશે. તેમ ન હોય તો એક પણ પુરૂષનું દર્શન કેમ થતું નથી! હવે શુ કરવું ? કવી રીતે બહાર ચાલ્યા જવું? આ સ્થળે કોઇ ઓળખીતું નથી. વળી રાત્રીનો સમય છે." મનમાં ને મનમાંજ વિચારોની ઉથલપાથલ કરી ત્યાંજ બેસી રહ્યા.

બ્હેનપણીઓની જોડે ફુલો ચુંટતાં ચુંટતાં એકાએક તે યુવતિની નજર પેલા ઝાડ નીચે પડી. ત્યાં અવધૂત વેશધારી મહારાણો બેઠો હતો. ચારે નેત્રો એક થયાં. બન્નેની દ્રષ્ટી એકત્ર થતાં જ બન્નેના શરીરમાં રોમાંચ થયો. મહારાણાનું સૌન્દર્ય, તેજસ્વીતા, ચ્હેરાની ભવ્યતા જોઇ યુવતિ મોહ પામી ગઇ, સ્ત્રીઓને મોહ ઉત્પન્ન થતાંજ લજ્જા ઉત્પન્ન થાય છે તેમજ થયું. યુવતિનું મુખ અને નેત્ર નીચાં ઢળી ગયાં. જે ફુલ ચુંટવા હાથ લંબાવ્યો

હતો તે ફુલ ઉપરજ આંગળી ઠરી ગઇ ફુલ ચુંટાયું નહિં. યુવતિએ નીચે મ્હોડે કેટલા બધા વિચાર કરી લીધા. સ્ત્રીઓને જે વસ્તુની જરૂર હોય છે તે જ્યારે નજર સ્હામું આવે છે ત્યારે તેમને અતિશય આનંદ થાય છે. તે આનંદનું વર્ણન કરી શકાય તેમ નથી. પરંતુ સ્ત્રીઓને ડગલે ડગલે દુઃખ છે. તેમનાં દરેક સુખનાં કામોમાં દુઃખનાં વાદળાં આવી પડે છે. એ યુવતિના હૃદયમાં પણ આનંદ અને ભય, એ બન્ને એકઠા થઇ જવાથી ત્હેને અકળાવી મુકી. મુઝાવા લાગી.

તેણે ધીમે સ્વરે પોતાની બ્હેનપણીને કહ્યું: “ માલતી ! વધારે રાત વીતી છે. માતા આપણને બોલાવવા માટે માણસો મોકલશે એમ જણાય છે. હવે અહિં વધારે થોભવું ઉચિત નથી. ચાલ ઘેર જઇએ.”

માલતી બાળવયમાંજ વિધવા થઇ હતી તેને બિચારીને યુવાવસ્થામાં પ્રેમનું સરોવર ભરાતાંજ કિનારા ભાંગી ગયા હતા. તેને હજુ પ્રેમનો અનુભવ થયો ન હોવાથી તે પ્રેમસાગરમાં સ્નાન કરવાની આશામાં હતી. તે કેવો પ્રેમ ? અમે તે કહી શકીશું નહિં. તે માલતીનું હૃદય જાણતું હતુ. દૈવી પ્રેમ હો કે પિશાચી પ્રેમ હો પણ એક જાતના પ્રેમની તે ભીખારિણી હતી. હમણાં તે ઘણી ચતુર થઇ ગઇ હતી. હાસ્ય, રંગ, રાગ, કૌતુક, એજ ત્હેને પ્રિય હતું. પોતાની બ્હેનપણીના શબ્દો સાંભળી કહ્યું: “ બ્હેન, હમણાં શું જવાનો વખત છે? થોડીવાર થોભ. ” એટલું કહીને માલતીએ ઝાડ નીચે બેઠેલા યોગીને પુછ્યુ : “ મહારાજ ! તમે કોણ છો ? શા માટે આ બગિચામાં છાનામાના પેશી ગયા છો ? આ સ્થળે સ્ત્રીઓ

સિવાય બીજું કોઈ આવી શકતું નથી. પુરૂષોને આવવાની આજ્ઞા નથી. તમને અહિં આવવાનું સાહસજ કેમ થયું ? તમારી મુખમુદ્રા જોતાં તમે કોઈ ધનવાન જણાઓ છો. જે હોય તે સાચું કહી દો મહારાજ!"

ભીમસિંહે વિધાતાની અપૂર્વ લીલા, રૂપસુંદરી, યુવતિને જોઈ ત્યારથી આત્મ–જ્ઞાન ભૂલ્યો હતો, તેનું ચિત્ત ભ્રમિત થયું હતું. પોતાની પત્ની સુશીલાનો પ્રેમ ભૂલ્યો હતો. આવી અપૂર્વ સુંદરી, ત્રિલોકમોહિનીને કેવી રીતે મેળવવી હેનીજ ચિંતામાં હતો. માલતીને ઉત્તર આપ્યું: "ક્ષમા કરજો દેવી! અમે સાધુ! અમારૂં ઓળખાણુ કેવું ? અમારૂં રહેવાનું ઠેકાણું જંગલ! અવધૂત વેશે દેશ દેશ ફરવું એજ અમારૂ કામ! આ સ્થળે પુરૂષોને આવવાની આજ્ઞા નથી એ હું જાણતો નહતો. તેમ છતાં સંધ્યા સમય થવાથી અજાણ્યા બગિચામાં માત્ર વિશ્રાંતિ લેવા જ થોભ્યો છું. સન્ધ્યા સ્નાન કરવાની ઇચ્છા છે. આપની આજ્ઞા હોય તો હમણાં જ ચાલ્યો જાઉં!" મહારાણો ઉત્તરની વાટ જોતો પણ મનમાં જ વિચાર કરવા લાગ્યો: "પ્રભુ, પ્રભુ! સાંજને વખતે બે ઘડી આરામ લેવાની અને રાત્રિ પડતાજ વસ્તીમાં જવાની ઇચ્છાથી આ બગિચામાં આવ્યો. ત્યાં પણ નશીબ બે ડગલાં આગળનું આગળ! અહા! જગતમાં શાન્તિ ક્યાં ? મેહેલમાં શાંતિ નથી! જંગલમાં શાંતિ નથી! તપોવનના ઋષિઓ પાસે ગયો ત્યારે ત્યાંથી પણ સંસારની માયા–જાળમાં પેસવાની આજ્ઞા મળી! ત્યાં પણ શાંતિ ના મળી! હવે શાંતિ ક્યાં? નહિં પોતાના ઘરમાં, નહિં પારકાના ઘરમાં! જ્યાં પુરૂષોને પ્રવેશ કરવાનો અધિકાર નથી ત્યાં હું શા

માટે આવ્યો ? એક સ્ત્રીને મ્હોડેથી આવાં વચનો સાંભળવાં પડયાં એ પણ પ્રારબ્ધની જ ગતિ !" માલતી તેના સ્હામું જ જોતી હતી. ઉત્તર આપતાં પહેલાં જ મહારાણાએ કહ્યું: "બાઇ, ગુસ્સે ન થશો. ક્ષમા કરજો, ક્ષમા કરજો. અમે જોગી લોક ! અમને માન કે અપમાનથી દુઃખ થતું નથી. રમણીઓ માટે આ બગિચો છે ત્યારે મ્હને હુકમ કરો. હું હમણાંજ ચાલ્યો જઇશ. દયા કરીને સન્ધ્યા સ્નાન કરવા દેશો તો ઉપકાર થશે."

માલતીએ પહેલાં કરતાં નમ્ર અવાજે કહ્યું: "મહાત્મન્ ! અહિં પુરૂષોને આવવાનો નિષેધ છે. છતાં ઘેર અતિથિ આવે તેને કહાડી મૂકવો એ આર્યોનું કામ નથી. આપ અજાણતાં આવી ચઢયા છો તેથી કહાડી મૂકાય નહિં. મ્હારી સાથે પેલાં ઉભેલાં રાજકુમારી પદ્માવતી છે. આ રાજ્યના રાજાની તે એક માત્ર કન્યા છે. તે રમણીકુલમાં આદર્શરૂપ છે. તે આપની ઓળખ માગે છે અડચણ ના હોય તો આપનુ ખરૂં ઓળખાણ બતાવશો" રમણીઓનું હૃદય એ કેવી સુંદર વસ્તુ ! તે હૃદયમાં એક વખત જે છબી ચિતરાઇ ગઈ તે પુનઃ ભૂંસાઇ શકતી નથી. રાજકુમારી પદ્માવતી એ જ્યારથી મહારાણાને જોયા છે ત્યારથી તેની સુંદરતા, ચ્હેરા ઉપર જણાતી વીરતા, નેત્રમાં જણાતી પવિત્રતા, ઉપર મોહ પામી હતી. તે મહારાણાના રૂપ સાગરમાં ડુબી ગઈ હતી. તેને ઘેર જવાની ઇચ્છા થતી નહતી પગ આગળ ચાલતા નથી, નેત્રો બીજી વસ્તુ જોવા ચ્હાતાં નથી. તેનું શરીર શિથિલ થઈ ગયું છે. હૃદયમાં અશાંતિ થઈ રહી છે. દૈવી પ્રેમ ઉત્પન્ન થવાથી મનુષ્યોની આવીજ સ્થિતિ થાય છે. તેણે મનમાં જ જાણી લીધું છે કે, આ

કોઈ ક્ષત્રીય વીર છે. ક્ષત્રીય કુમારિકાઓને યોગ્ય છે. છતાં મનમાં વિચાર કરે છે કેઃ "હું આ શુ કરૂં છું? એક અજાણ્યા યુવકને જોઈ મ્હારૂં હૃદય તેના તરફ ખેંચાય છે કેમ? શું આ મ્હારો ધર્મ છે? કદાચ તે ક્ષત્રીય ના પણ હોય? રૂપ તો વિધાતા નીચ કૂળમાં પણ આપે છે." વળી વિચાર કરે છેઃ "ના, ના, આવું રૂપ, આવું વિશાળ કપાળ, આવાં વીર નેત્રો, આવું સુંદર શરીર, આવી બોલવાની નમ્રતા, નીચ પુરૂષમાં હોય નહિં તે કોઇ એક રાજપુત્ર જ છે. અભાગિની પદ્માવતીના હૃદયનું ધન, વિધાતાએ કૃપા કરી, આટલા બધા દિવસ પછી મોકલાવી આપ્યું છે. ધન્ય પ્રભુ! અપાર તમારો મહિમા!"

ચંદ્રનો ઉદય જેમ આકાશને દીપાવે છે તેમ જગતનાં પ્રાણી માત્રને આનંદ આપે છે. પ્રેમનો ઉદય પણ એવો જ ચમત્કારિક છે. એકના હૃદય–આકાશમાં પ્રેમનો ચન્દ્ર ઉગ્યો એટલે બીજાના હૃદયમા, નેત્રમાં, અને આખા શરીરની નસેનસમાં તે આનંદ ઉછળી રહે છે. પ્રેમ એ ચમત્કારિક વસ્તુ જ છે. એને બે ચાર નેત્રોનો પ્રેમ એક બીજાના હૃદયમાં ઉતરતાં જ કંઇક નવો દેખાવ બતાવે છે. યુવતિ રાજકુમારીના હૃદયમાં ઉદય થયેલા પ્રેમચન્દ્રે, મહા-રાણાના હૃદયમાં પ્રકાશ પાડયો. મહારાણો મુગ્ધ થયો. રાજકુમારી પદ્માવતી મુગ્ધ થઈ. બન્ને સ્તબ્ધ થઇ ઉભા છે કોઈને મ્હોડેથી શબ્દ નિકળતો નથી. હૃદયમાં પ્રેમસાગરની લહેરો ઉઠે છે. હૃદયમાં પ્રેમતરંગોનો આઘાત પ્રતિઘાત થાય છે. હૃદયમાં પ્રેમનું તોફાન જાગ્યું છે. આ તોફાનને ગુપ્ત રાખવું મુશ્કેલ થઈ પડયું છે. બન્ને તપસ્ની હતાં છતાં કોઈ કોઈને પોતાના પ્રેમની વાત કહી

શકતાં નથી માલતી પણ સ્તબ્ધ થઈ ઉભી છે. એક તરફ રાજ-કુમારી, બીજી તરફ મહારાણો, વચમાં માલતી માલતી એક વખત મહારાણાના મુખ સ્હામું જુવે છે, બીજી વખત રાજકુમારીના નેત્રો સ્હામું જુવે છે તે એના હૃદયની પરીક્ષા કરે છે. હૃદયમાં જે વિ-ચારો થતા હોય છે તે નેત્ર અને મુખનાં ચિન્હ ઉપરથી જણાઇ આવે છે. ચતુર માણસો તે ઝટ પારખી શકે છે. હજારો માણસની વચમાં છુપાઈ બેઠેલાં પ્રેમીઓની પરીક્ષા કરવાનું સાધન તેમનાં નેત્રો અને મુખના ચિન્હ છે. પ્રેમ કદી છુપો રહેતો નથી. પ્રેમ કદી ઢાંકી શકાતો નથી. કોઈ સૂર્યને ઢાંકે તો મનુષ્ય પ્રેમને ઢાંકી શકે! સ્વર્ગીય પ્રેમની એજ બલિહારી છે બગિચામા બધું શાંત—સ્તબ્ધ છે. વચમાં વચમાં ઝાડ ઉપરનાં પાંદડાંનો ખરવાનો ખડખડાટ થાય છે. કોઇકિ વખતે ઝાડની ઓથમાં ભરાઈ બેઠેલાં પક્ષીઓની પાંખો ફડફડવાનો અવાજ સંભળાય છે. બધું સ્તબ્ધ છે. એ સ્તબ્ધતાને ભેદી કોઇકનો અવાજ સંભળાયો. કોઈકે બૂમ પાડી કહ્યું "બેટા, પદ્માવતી! હજુ આરતિ થઇ રહી નથી? રાત પડી ગઇ છે. હવે ફુલ ચુટવાનુ રહેવા દે બેટા!"

પદ્માવતી ચમકી! આ સુખના—આનંદના સમયે માતાનો શબ્દ સાંભળતાંજ તે ગભરાઈ, દિલગીર થઈ. બીજું કાંઈ નહિં બોલતાં—નીચી આંખોએજ—મહારાણાના સ્હામુ જોઈ બોલી: "માલતી, ચાલ, જો, માતાજી આવતાં હોય એમ જણાય છે."

માલતીને ચાલવાનુ કહ્યું પણ પોતાના પગ ઉપડતા નથી. હૃદય જાણે તેને ખેચી રાખતું હોય તેમ તે હાલી શકતી નથી. છતાં બેચાર વખત મહારાણાના સ્હામુ જોઈ લીધું. નેત્રો તૃપ્ત થયાં

નહિ. તે યુવકને જોવાની તૃષા શાંત થઈ નહિં. પદ્માવતી માલતીની પાસે જઈ તેનો હાથ ઝાલી ખેંચવા લાગી, છતાં તેનાં નેત્રો મહારાણાના સ્હામુંજ જોતાં હતાં. ત્યાંથી ખસવાનું મનજ થતું ન હતું. પરંતુ પાછળના ઝાડોમાં કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો. પદ્માવતી અને માલતી ઉતાવળે પગલે ચાલવા લાગ્યા. એટલામાં ઝાડમાંના બીજે રસ્તે થઈને મહારાણી ત્યાં આવી પહોંચ્યાં. ઝાડ નીચે બેઠેલા યોગીરાજને પૂછ્યું: "તમે કોણ છો ? રાજાના જનાનખાનાના બગિચામાં શામાટે પેઠા છો ? શું તમને મૃત્યુની બ્હીક નથી ?"

જેના હૃદયમાં પાપ નથી ત્હેને ભય કેવો ? ભીમસિંહ કોઈ નઠારી ઇચ્છાને લીધે બગિચામાં પેઠો નહતો. તેણે કહ્યું: "માતા ! હું કોઇ ચોર કે પાપી નથી સન્ધ્યાનો વખત થયો હતો, સ્હામે તળાવ દીઠું, તેથી સન્ધ્યાવન્દન કરવા અને બેઘડી વિશ્રાંતિ લેવા બગિયામાં પ્રવેશ કર્યો છે. જનાનખાનાનો બગિચો છે એવી ખબર નહતી માતા."

સ્ત્રીઓનાં અંતઃકરણ સ્વાભાવિક રીતે જ કોમળ હોય છે. તેમાં દયા અને માયા ભરેલાં હોય છે. રાણાનો શાંત સ્વભાવ અને નમ્ર શબ્દો સાંભળી મહારાણીએ અભયદાન આપતાં કહ્યું: "બેટા, જો તું રાત વિતાડવાજ આવ્યો હોય અને આશ્રય વગરનોજ હોય તો બગિયામાં રહેવાની જરૂર નથી. મ્હારી સાથે આવ બેટા."

એવું કહીને તે આગળ ચાલવા લાગી. ભીમસિંહ ઘણો થાકેલો હતો, તેથી બીજો કાંઇ વિચાર કર્યા વગરજ તે રાણીની પાછળ પાછળ ચાલતો રાજમેહેલમાં આવી પહોંચ્યો. એક સમયે ભરતખણ્ડમાં

અતિથિનું નામ સાંભળતાંજ એક પ્રકારનો ધર્મ-ભાવ પ્રકટ થતો, પરંતુ તે ધર્મ-ભાવ હવે નથી. હમણાં અતિથિનું નામ સાંભળતાં જ ગૃહસ્થાશ્રમીને કંટાળો ઉપજે છે. ભીમસિંહે રાણીની સાથેજ રાજમેહેલમાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૪ થું.

### સુખનું સ્વપ્ન !




જની જ્યોત્સ્નામયી! ચારે દિશામાં ચન્દ્રનો શીતલ પ્રકાશ પથરાઇ રહ્યો છે. ચારે દિશામાં નિઃસ્તબ્ધતા જણાય છે. સર્વ પ્રાણીઓ, સર્વ સન્તાપહારિણી નિદ્રાના કોમળ પાસામાં સુતાં છે. ચકોર પક્ષી, એક ચિત્તે, માત્ર ચન્દ્રનાં કિરણોમાંથી ઝરતું અમૃતપાન કરી રહ્યાં છે. કોઇક વખત, પહેરેગીરોના "ઑલ વૅલ" શબ્દવડે તેમજ દેડકાનાં ડ્રાંઉં-ડ્રાંઉં-શબ્દવડે રાત્રિની શાંતિનો ભંગ થાય છે. પોતાનો ચળકાટ બતાવી, આકાશના તારાઓની મશ્કરી કરતા "આગીયા" પક્ષીઓ, ઝાડનાં પાંદડાંઓ ઉપર એકઠાં થાય છે. વૃક્ષો જાણે ચળકતાં મણિ-માણેકથી અલંકૃત થઈ પોતાની શોભાનો અહંકાર કરે છે. પરન્તુ તેમનો આ અલંકાર જુવે છે કોણ? ઘોર રાત્રે જાગે છે કોણ? આખા દિવસની મેહે-

નતથી થાકેલાં જીવજન્તુઓ નિદ્રા લે છે. ઘણા માણસોના કોલાહલથી ભરપૂર રાજમેહેલ પણ શાંત ભાવ ધારણ કરી રહ્યો છે. એ રાજમેહેલ, દિવસે તો જાણે ઘણાં છોકરાંનો પિતા, ક્રીડા કરતો હોય તેમ જણાય છે. પરંતુ રાત્રે ?—જીવ વગરના સન્તાનના પિતા જેવી, જીવ વગરના પ્રચણ્ડ જડ–પ્રાણી પેઠે, માથું ઉંચુ કરી, પોતાની રાત્રિની સ્થિતિ માટે દિલગીર થતો ઉભો છે। ચન્દ્રનાં સ્નિગ્ધ કિરણોમાંથી પડતી રજત ધારાવડે રાજમેહેલના શીખરો સફેદ રંગે રંગાઇ જઇ પોતાની શોભા વધારી રહ્યાં છે. અહા! કેવું સુંદર દેખાય છે! ચંદ્રદેવે જગતની જડ વસ્તુઓને પણ કેવી નયન મુગ્ધકર–સુંદર બનાવી દીધી છે! જગતે સુષુપ્તિ દશા પ્રાપ્ત કરી છે. કોઇનો શબ્દ નથી. માત્ર ચિન્તાને જેણે બ્હેનપણી બનાવી છે, ચિન્તાએ જેના હૃદયને જર્જરિત કર્યું છે, તેમનેજ આવા શાંતિના સમયે, આનંદને સમયે નિદ્રા નથી. તેજ માત્ર આ સ્વર્ગીય સુખ ભોગવતાં નથી. તેમનાંજ વિરહી નેત્રોમાં ચન્દ્રની અમૃતમય શીતળતા પ્રવેશ કરતી નથી. કોઇ ધનનું વિરહી છે, કોઇ પુત્રનું વિરહી છે, કોઇ પતિ, પત્નીનુ વિરહી છે। એ વિરહી જનોના હૃદયને વિરહવેદના આવી વારંવાર ડંખ મારે છે, તેમનાં કોમળ કાળજાંને ફોલી ખાય છે. તેમના હૃદયમાં વિરહ–વિષની જ્વાળાના ભડકા ઉઠે છે, ત્યાં ચન્દ્રની ઠંડી જ્યોતિ પ્રવેશ કરતી નથી. તેથીજ તેમના હૃદયમાં શાંતિ નથી, સુખ નથી, આનંદ નથી. ચિન્તાતુર પ્રાણીઓ પાસે નિદ્રાદેવી પણ આવતી નથી.

આ સમયે રાજમેહેલના બીજા માળ ઉપરના એક ઝરૂખામાં એક રમણી ઉભી છે. તેનો ચ્હેરો ચિન્તાતુર છે. એક હાથ ગાલે

ટેકવી, ગંભીર વિચાર કરતી ચંદ્ર તરફ જોઈ રહી છે. આકાશમાં અનેક વાદળાં જા, આવ કરે છે તેમ રમણીના હૃદય આકાશમાં પણ અનેક વિચારનાં વાદળા જા, આવ કરી રહ્યા છે. તેનો મનોહર ચ્હેરો જોતાં જણાય છે કે પાપીણી ચિન્તાએ ત્હેના હૃદયને ઘેર્યું છે. તેને અનંત દુઃખ થાય છે. ચિન્તારૂપી ચિત્તાના પ્રચણ્ડ તાપથી ઘેરાયલી સુંદરીના કપાળ ઉપર પરસેવાનાં ટીપાં જણાય છે. રાત્રિના શીતળ સમયે પરસેવો કેવો ? અનેક પ્રાણીઓ શીતળતાનો લાભ લે છે ત્યારે આ કોમળ, સુંદર રમણીને કપાળે પરસેવો કેવો ? પરસેવાથીજ જણાય છે કે ત્હેના હૃદયમાં ચિન્તાની પ્રચણ્ડ ચિત્તા બળે છે. તે ચિન્તાના સાગરમાં ડુબેલી છે. શ્વાસપ્રશ્વાસથી હૃદય ઉછળતું નથી. આંખો પલક મારતી નથી. સ્થીર નેત્રે ઝરૂખામાં ઉભી ઉભી સ્હામેના રસ્તા તરફ જોઇ રહી છે. જેના શરીરને ચિન્તાની જ્વાળા લાગી છે તેનું રૂપ–લાવણ્ય–મધુરતા રહેતાં નથી, તેને સુખ હોતું નથી, તેને આનંદ સ્પર્શ કરતો નથી, તેને ચંચળતા રહેતી નથી. થોડા વખતની ચિન્તામાંજ જાણે આ રમણી એક પ્રકારે બદલાઈ ગઈ છે. તેની વિષાદમયી મૂર્તિ જોતાંજ જણાય છે કે જાણે તે ભયાનક ક્લેશ ભોગવે છે ! વાચક ! શુ તમે આ રમણીને ઓળખો છો ? એજ આપણી રાજકુમારી પદ્માવતી છે. રાજકુલમાં વિવિધ પ્રકારનાં સુખ–ભોગમાં ઉછરેલી, પ્રેમ અને આદરમાં લાડકી બનેલી, રાજવંશની એકની એક આશા–લતિકા, રાજપૂત્રીને આટલી બધી ચિન્તા શા માટે ? મ્હોં માંગી વસ્તુઓનો ઉપભોગ મળવા છતાં ચિન્તા કેવી ? તેને શી ઉણપ છે? રાજકુલમાં શેની ખોટ છે ? તેને સર્વ મળે છે. તે સર્વ ભોગવે છે છતાં ચિન્તા કેવી ? આવી ઘોર રાત્રે તેને નિદ્રાનું સુખ કેમ નથી ?

તે શા માટે કષ્ટ ભોગવે છે? અતુલ ધનશાલિની થવા છતાં આટલી ન્હાની વયમાં, આ રાજકુમારીને ચિન્તાનું દુઃખ કેવું! અવશ્ય ત્હેને કાંઇક ચિન્તા છે. તેથીજ ત્હેને દુઃખ છે. શું ધનવડે મનુષ્યના સર્વ મનોરથ-સર્વ સમયે સિદ્ધ થઇ શકે છે? અરણ્યમાં સોનાના કટકા વડે ભૂખ્યાને અન્ન, તૃષાતુરને જળ કે વસ્ત્રહીનને વસ્ત્ર મળી શકે એમ છે? મનુષ્યના જીવનમાં અનેક વસ્તુઓની જરૂર પડે છે; પણ તેમાંની ઘણી વસ્તુઓ ધનવડે મેળવી શકાતી નથી. રાજકન્યાને ઘેર અતૂટ ધન છે છતાં તે ધન વડે તેની મનોકામના મળી શકે તેમ નથી. તેથી જ ત્હેને કષ્ટ થાય છે. વાચક! આવો આપણે રાજકન્યાના દુઃખનું કારણ શોધીએ.

રાજકન્યાનો ઓરડો અનેક પ્રકારની મનોહર સામગ્રીવડે સુસજ્જિત થયો છે. દૂધના ફીણ જેવી શય્યા ઉપર ચન્દ્રનાં કિરણો રમત રમી રહ્યાં છે. હમણાં રાજકુમારી પદ્માવતી પથારીમાં એક પાસે સુતી છે. તેના હૃદયમાં ગભરામણ થતી હોવાથી શ્વસોચ્છ્વાસ લઈ શકતી નથી. જાણે જડ આરસ પત્થરની પૂતળી હોય તેમ પડી છે! જાણે ઝાડ ઉપરથી કપાયલી ડાંખળી પડી હોય તેમ સુઈ રહી છે! પથારીમાં ચન્દ્રનાં કિરણોએ પેસી જઈ શય્યાને શીતળ કરી છે. રાજકુમારી શય્યામાં પથરાયલી શીતળતાનો ઉપભોગ કરવા પથારી સાથે ચોંટી ગઈ છે. પરંતુ તેના શરીરમાં વિરહ તાપનું એટલું બધું જોર વધી ગયું છે કે શીતળ પથારી વારંવાર ગરમ થઈ જાય છે. તેથી તે વારંવાર તરફડે છે, આળોટે છે. એજ સમયે શીતળ પવનની લ્હેરકી આવી. પથારી ઉપરની ચાદર અને રાજકુમારીએ ઓઢેલું ઝીણું લુગડું ઉડવા લાગ્યું. ઓરડાની બધી વસ્તુઓ હાલવા લાગી.

પવને રાજકુમારીનો અંગ સ્પર્શ કર્યો. તેજ ક્ષણે રાજકુમારી કમ્પી ઉઠી. ઓઢેલું લુગડું ઉડી ગયું. પહેરેલુ વસ્ત્ર પણ ખસી ગયું. ઠંડો પવન આવતાં છતાં પણ તે સુખી થઈ નહિં. ઉલટી તે એક ઉંડો નિશ્વાસ નાંખી દુઃખી થઈ. તે ઉઠીને ઉભી થઈ. ઝરૂખામાં ગઈ પણ ત્યાં તેને શાંતિ મળી નહિં. કોમળ બિછાનામાં તેને કાંટા વાગતા હોય તેમ થતું. મ્હોડું છેક ઉતરી ગયું. ઝરૂખામાં કંઇ ગમ્યુ નહિં. પહેરેલું લુગડું શરીર ઉપરથી ખસી ગયું તેનું પણ ભાન રહ્યું નહિં. તેવે જ વેશે રાજકુમારી પથારીમાં જઈ પડી.

વિરહી યુવતીના હૃદયમાં બધી વસ્તુની ખોટ જ જણાવા લાગી. નેત્રોમાંથી અગ્નિ વરસતો હતો. ઓરડામાં ગોઠવેલી સુંદર વસ્તુઓ તેને ગમતી નહતી. ઠંડો પવન ત્હેનો શત્રુ, શીતળ સુધા વર્ષાવતો ચન્દ્ર ત્હેનો શત્રુ, કોકિલાના મધુર કુહુ-કુહુ-શબ્દો પણ ત્હેના શત્રુ થઈ પડયા ! તેથી જ તે સુખ લેવા જતાં દુઃખી થઈ પડી. ઘણા દુખે ઘેરાઈ તે બોલવા લાગીઃ રે ! શું નારી-જન્મ આટલો બધો પાપમય ? શું સ્ત્રીના જન્મમાં આટલાં બધાં દુઃખ ! વિધાતાએ પૂર્વે જન્મના અનેક પાપોનું પ્રાયશ્ચિત કરવા માટે જ સ્ત્રીની ઉત્પત્તિ કરી હશે ? તેમ ન હોય તો સ્ત્રીને જરા પણ સ્વતંત્રતા કેમ નથી ? સંસાર સમુદ્ર તરવાનું જે સાધન તે નારી જાતિ પોતાની સ્વેચ્છાથી મેળવી શકે નહિં એ કેટલી બધી ભયંકર પરતંત્રતા ? સ્ત્રીઓને ડગલે ડગલે પરતંત્રતા ! બાલ્યાવસ્થામાં માતા પિતાને આધિન, યુવાવસ્થામાં પતિના પ્રેમને આધિન અને વૃદ્ધાવસ્થામાં સન્તાનોને આધિન ! બસ, પરતંત્રતા જ ! અહા ! મ્હારા ભાગ્યમાં એ પરતંત્રતા પણ હજી આવી નહિં ! ભગવાને મ્હારા નશીબમાં એ દુઃખ

ઉપભોગ લખ્યો નથી. ભગવાને મ્હને સ્વામીને આધિત કરી નહિં. આ જન્મ વૃથા જશે એમ જણાય છે, યુવાવસ્થામા, પતિના સુખથી વેગળી રહેલી સ્ત્રીનું જીવન ફલરહિત જ છે. હે ભગવાન! નારી-જન્મનું એક માત્ર સુખ પતિસેવાનું જ છે, તે શું મ્હારા નસીબમા લખ્યું નથી! યુવાવસ્થામાં પતિસેવા વગર સ્ત્રીનો સમય શી રીતે જાય? પ્રભુ! દયા કરો! તમારી દયા વગર હું દુ:ખી કન્યા શી રીતે જીવી શકીશ? હે ભગવન્ન! આજે સન્ધ્યા સમયે, બગિચામાં જે સંન્યાસીની મૂર્તિ જોઇ છે તેજ મૂર્તિને પતિરૂપે મેળવી આપો. દેવ! તમે કલ્પતરૂ છો, ચિન્તામણિ છો, પારસમણિ છો. કલ્પના પૂર્ણ કરો પ્રભુ! ચિન્તા સમાવી દો પ્રભુ! મ્હારા જેવા લોહને કંચન કરો પ્રભુ! મેં તેમને જોયા છે ત્યારથી કોણ જાણે શા કારણથી મ્હારૂં હૃદય તેમણે ચોરી લીધું છે, મ્હને આકર્ષણ કર્યું છે. ઓહ! મારૂં હૃદય તેમના તરફ ખેચાય છે. જાણે મારૂં શરીર તેમના તરફ જવા ધસી રહ્યું છે. પ્રભુ! આ જુવો! તેમનાં દર્શનને માટે મારૂં મન તલપી રહ્યું છે. હે દેવ! મ્હારૂં શરીર થરથર કમ્પે છે. શા માટે? મેં તેમને જ્યારથી જોયા છે ત્યારથી મારૂં મન, યૌવન, દેહ અને જીવન સર્વસ્વ તેમના ચરણમાં જ અર્પણ કર્યું છે. ઇશ્વર! જો તમે સત્ય હશો તો અવશ્ય હું તેજ સંન્યાસીને પતિરૂપે મેળવીશ. અંતરાત્મા! જો તમે સત્ય હો તો મ્હને તેજ સંન્યાસીને પતિરૂપે મેળવી આપજો. દેવાધિદેવ મહાદેવ! જો તે સન્યાસી પતિરૂપે નહિ મળે તો હું જીવનપર્યંત કુમારિકા રહીશ. પરંતુ અન્ય કોઈ પતિના પત્ની થઇશ નહિં. એજ ધર્મ, એજ પ્રતિજ્ઞા. ભાગ્યદેવી પ્રસન્ન થશે તો સંન્યાસીની ચરણ સેવા કરીશ, તેમને ઇશ્વર ભજનનાં કામોમાં મદદ કરીશ. હું પણ ઇશ્વર ભજન

કરીશ. આ જીવનનું સાર્થક્ય કરીશ. મિથ્યા મોહ-માયાની જાળમાં પડી સંસારનાં અનેક દુખો ભોગવીશ નહિ. તેજ સંન્યાસી મ્હારો પતિ, તેનો ધર્મ એજ મ્હારો ધર્મ, ત્હેનો સુખભોગ એજ મ્હારો સુખભોગ. તેના સુખમાં જ સુખ માની મ્હારા પ્રાણ શીતળ કરીશ. મારા જન્મનું એક માત્ર સુખ પતિ. તેને જ સુખે સુખી થઇશ. તેમ નહિ થશે તો તે પ્રાણને આનંદ આપનાર મનોહર મૂર્તિનું હૃદયમાં ધ્યાન ધરી, કાળના કોમળ પાસમાં ચીર શાન્તિ મેળવીશ. જા, મન, તું તે મહાપુરૂષના મનમાં મળી જા! જાઓ નેત્રો! તમે તે મહા સિદ્ધ પુરૂષનાં નેત્રમાં મળી જાઓ. જા જીહ્વા! તે મહાપુરૂષની અમૃતમય વાણી કાઢતી જીહ્વામાં મળી જા! જા, પ્રાણ! તે પતિતોદ્ધારક મહાત્માના પ્રાણમાં એકત્ર થઈ જા! જાઓ, બન્ને કાન! તે હૃદયવિહારીના કાનમાં મળી જઈ નિરંતર પ્રભુ ભજન સાંભળો! અલખનાદ સાંભળી પવિત્ર થાઓ! જા—જા—શરીરનું સઘળું ચૈતન્ય! જા, તું તે મહા પુરૂષના ચૈતન્ય સાથે મળી જા. તેનાથી વિખૂટા રહેવામાં હવે શું ફળ છે? જેને જે અર્પણ કર્યું છે તેમનામાં મળી જાઓ! ભલે, આ જડ દેહ વેગળું પડી રહે! ભલે બાલ્યાવસ્થાની પરતંત્રતાના કાયદામાં જકડાઈ રહે! ભલે, સંસારી જનોના ઠપકાપાત્ર થવાય, તે કામ સમયે થઈ રહેશે. હમણાં તો મન, પ્રાણ, તમે સર્વ જાઓ. તે મહાયોગી પાસે જઈ તેમનામાં લીન થાઓ. તેમને મ્હારા "અચ્યુત પ્રભુની જય" કહેજો.

પદ્માવતી તેજ ક્ષણે મૂર્છિત થઈ. પલંગની પથારીમાં પડતાં પડતાં ભોંયપર પડી ગઈ. ગયું, તેનું મન ત્યાંજ ગયું. તેના પ્રાણ ત્યાંજ ગયા. ત્હેનું ચિત્ત ત્યાંજ ગયું. ત્હેનું હૃદય ત્યાંજ ગયું. ત્હેનું

ચૈતન્ય ત્યાંજ ગયું. તેજ-તેજ-મનમોહન યોગીરાજ પાસે ગયું. જડ દેહ ત્યા પડી રહ્યું. પ્રેમ ! ધન્ય છે ત્હને ! ધન્ય છે ત્હારી લીલાને ! ધન્ય છે ત્હારા અલૌકિક અદ્દભૂત પ્રભાવને !

કેટલોક વખત એમજ વીતિ ગયો. પવને દયા કરી વહેવા માંડયું. શરીરની ગરમીને ઉતારી ઠંડક કરી. કેટલીકવારે માત્ર ચૈતન્ય આવ્યું. તે જાણુતી હતી કે તેની માતા યોગીરાજને મેહેલમાં તેડી લાવી છે. પ્રાત કાળમાં તે યોગી ચાલ્યો જશે. ત્યાર પછી તેની શી ગતિ થશે ? પુન ત્હેનાં દર્શન કયાં થશે ? એક વખત ગયા પછી જીવનપર્યંત ત્હેનાં દર્શન થશે નહિ. સૂર્ય અસ્ત પામ્યા પછી કમલિનીની શી દશા થશે ?

પ્રેમના જેવી બીજી કોઈ મનોહર સામગ્રી જગતમાં નથી. પ્રેમ એ મોહિની છે. એના જેવી મોહિની બીજી કોઈ પણુ વસ્તુ-પ્રાણીમાં નથી. જેના હૃદયમાં એક વખત પ્રેમ ઉત્પન્ન થયો કે ત્હેને મોહિની લાગી જ ! એ મોહિની જીવન પર્યંત છૂટતીજ નથી. બાણુ-શય્યા ઉપર સુતા હોય કે તપેલી રેતીના રણુમાં ઉભા હોય, જળના ઉંડા ભાગમાં ડુબાડયાં હોય કે આકાશના ઉંચામા ઉંચા ભાગમાં ઉડયા હોય તોપણુ પ્રેમની મોહિની આકર્ષણુ કર્યા વગર રહેતી નથી. પ્રેમ ધૈર્ય ત્યજાવે છે, દઢ પ્રતિજ્ઞા ચળાવે છે, ગંભીરતા છોડાવે છે, મૌન તોડાવે છે, સમસ્ત સદ્દગુણુ ભૂલી જઈ, હિતાહિતનાં જ્ઞાનથી શૂન્ય બની, મનુષ્ય પોતાના પ્રેમીનાં દર્શન કરવા દોડે છે ! પ્રેમ એ, હૃદયને, મનને, આંખને, પગને, કાનને, હાથને અને આખા શરીરને ધકેલી આપી પોતાના પ્રેમીની પાસેજ ઉભું કરી દે છે ! પ્રેમ એ બન્ને પ્રેમીઓને મેળવી આપે છે. ચાર નેત્રો ભેગાં કરે છે. પ્રે-

મીઓ અમૃતમય વાણીથી હૃદયને શાંત કરે છે! પ્રેમ એ એવો અદ્‌ભુત કારસ્થાન કરનાર, અદ્રશ્ય દેવ છે! પદ્માવતી ઉઠીને ઉભી થઈ. જરાક શાંત ચિત્તે ઓરડામાં આમતેમ ફરવા લાગી. બધી વસ્તુઓ નિહાળવા લાગી. જ્યાં જ્યાં નેત્ર ફેરવતી ત્યાં ત્યાં હૃદય-વિહારી સંન્યાસીની મનમોહક મૂર્તિ જણાતી. તે શું જૂવે? જ્યાં નજર ફેંકે છે ત્યાં તેજ ચિત્તચોર સંન્યાસી! તે વિચારવા લાગી: "પ્રાતઃકાળમાં તો યોગીરાજ ચાલ્યા જશે રે! હૃદયમાં કાંઈ દુઃખ થાય છે." છાતી ઉપર હાથ રાખી ત્યાંજ ઉભી રહેતી વળી થોડી-વારે વિચાર કરવા લાગતી: "તે કોણ હશે? હું તેમને ઓળખતી નથી. મ્હારા અંતરાત્મા વારવાર મારા કાનમા કહે છે કે તે રાજ-પુત્ર છે. તે ક્ષત્રીયપુત્ર છે. તેમનાં દર્શન કરવાંજ જોઇએ. એક વખત મન ભરીને, તે હૃદયદેવતાનાં દર્શન કરી લઇશ. ગમે તેમ કરીને તેમનાં દર્શન કરી લઇશ." તેની આંખો કાંઇક વિચિત્ર રીતે ફરતી જણાઈ, પગના ચાલવામાં કંઇક ચપળતા પણ જણાઇ. શરમ દૂર થઈ. કોઈ એક દાસીને શોધવા લાગી. દાસીને સાથે લઇ તે પ્રાણાધિક, જીવીતેશ્વરને એક વખત મળી આવવાની મનોવાસના થઈ.

એક વખત નજરે નજર મળવાથી વિશુદ્ધ પ્રેમીઓનું હૃદય સંધાઈ જાય છે. એક ગમે ત્યાંનો હોય, બીજો ગમે ત્યાંનો હોય છતાં પણ પ્રેમના અલૌકિક કાયદા પ્રમાણે એ મનુષ્યોમાં પ્રેમ ઉત્પન્ન થાય છે. ચારે નેત્રો મળતાં જ એક બીજાની છાતીપર એક બીજાના હૃદય ચિતરાઈ જાય છે. પછી ભલે એક પ્રેમી બીજા પ્રેમીથી ગમે તેટલા વિખૂટાં પડે છતાં તે છબી અંતઃકરણમાંથી ભૂલાતી કે ભૂસાતી નથી. જાગૃતમાં, નિદ્રામાં કે સ્વપ્નમાં પણ પોતાના પ્રેમીની

મનોહર છબી નજર સ્હામે ઉભેલી જણાય છે. સુખમાં કિંવા દુઃખમાં, ગમે ત્યારે પણ તે બન્ને પ્રેમીઓને સમાન વેદના થતી જણાય છે. એક પ્રેમીને દુઃખે બીજું પ્રેમી દુઃખી થાય છે. પરદેશમાં રહેતા પોતાના પુત્રને દુખ થવાથી ત્હેનાં માતાપિતાના મનમાં દુ.ખ થાય છે. મુસાફરીએ ગયેલા પતિને દુ.ખ થવાથી ત્હેની પત્નીને દુઃખ થાય છે, તેમ બે પ્રેમી ગમે તેટલા વેગળા હોય છે છતાં એક બીજાનું દુઃખ સુખ જાણતાં સુખી દુખી થાય છે. આ બધું થવાનું કારણ મન છે. એ મન એક વખત બીજા મન સાથે આકર્ષાઈ ગયું એટલે પછી એક બીજાને સુખ દુઃખ થયા વગર રહેતું જ નથી.

એક તરફ રાજકન્યા પદ્માવતી અંતઃકરણમાં વેદના ભોગવે છે. તેજ પ્રમાણે મહારાણા ભીમસિંહની પણ અવદશા થઈ રહી છે. તે પથારીમાં તડફડે છે! આંખોમાં ઉંઘ નથી, હૃદયમાં શાંતિ નથી. આખી રાત એકજ ચિન્તા થઈ રહી છે. તે સુંદરી, તેજ મૃગનયની, તેજ મનોહર, નયન મુગ્ધકર, સ્વર્ગની અપ્સરા જેવી યુવતિ રાજકુમારી ત્હેના હૃદયમાં સૂક્ષ્મ રૂપે ઉતરી પડી, હૃદયમાં તોફાન મચાવી રહી છે. ઘણા યત્ન કરવા છતાં તે મનોહર છબી ભૂલાઈ જવાતી નથી, ભૂલાઈ જતી પણ નથી. તે કોણ ? કોની પુત્રી? શા માટે ત્હેને ચ્હાવી જોઈએ? શા માટે ત્હેના ઉપર આટલો બધો પ્રેમ? શા માટે આટલો બધો મોહ રાખવો જોઇએ? નહિ, પારકી પુત્રી ઉપર મોહ જોઇએજ નહિં છતાં જાણે સ્વર્ગના દેવતાઓ આવી ત્હેના કાનમાં કહેતા હોય તેમ સંભળાય છે કે, તે સ્વર્ગની દેવી છે, તે નિર્મળ પ્રેમની પ્રતિમા છે, ત્હેને બ્રહ્માએ ત્હારે માટેજ ઘડી છે. ત્હેનું હૃદય નિર્મળ પ્રેમથી ભરેલું છે. આહ! કેવી મનોહર આકાશવાણી?

કેવો વિધિનો સંકેત! એક તરફથી મહારાણો તેને ભૂલી જવાનો પ્રયત્ન કરે છે. ક્ષણવારને માટે રાજકુમારીને હૃદયનાં બારણાં ઉઘાડી બહાર કાઢી મૂકે છે ત્યારે બીજી તરફથી તેજ છબી, હૃદયને તેજ ઠેકાણે આવી ફરીથી ઉભી રહે છે. જાણે તે કહે છે કેઃ "મ્હારૂં આજ સ્થાન છે, મ્હારૂં આજ સ્થાન છે. હું કદીપણ ખસીશ નહિ! તમે મ્હારા હૃદયમાં એજ ઠેકાણે ઉભા રહ્યા છો. મ્હારા હૃદયના દરેક પડદામાં ત્હમે જ વિરાજમાન થયા છો."

મહારાણો જ્યાં નજર ફેંકે છે ત્યાં રાજકુમારીની મનોહર મૂર્તિ જણાય છે. હમણાં તે ભાન ભૂલ્યો છે. તે એક ચિત્તે આકાશના ચન્દ્ર સ્હામું જોઈ ત્હેમા રાજકુમારીની સુંદર મૂર્તિને નિરખી રહ્યો છે. ચન્દ્ર જેમ જેમ આકાશમાં મુસાફરી કરે છે તેમ તેમ રાજકુમારી ચાલતી જણાય છે. ચાલતાં ચાલતાં છેવટે જાણે તે મહારાણાના ઓરડામાં આવી મુસાફરીનો થાક ઉતારવાની હોય તેમ આશામાં ને આશામાં વાટ જોતો બેઠો છે. પૃથ્વીનો છેડો ઘર છે તેમ મુસાફરીએ નિકળેલી રાજકુમારી પણ છેવટે તેજ ઓરડામાં આવી પુગી દર્શન દેશે એવી તેની ખાત્રી હતી. તેમ છતાં થોડી થોડી વારે ત્હેનું ધૈર્ય ખૂટી જાય છે ત્યારે નિરાશ હૃદયે પથારીમાં પડી જાય છે. ચન્દ્રના સ્હામું જોવાનું બંધ કરી પોતાના ઓરડામાં જૂવે છે ત્યારે ત્યાંપણ તેને તેજ મનોહર રાજકન્યાની છબી, ત્હેની આંખો સ્હામે નૃત્ય કરતી જણાય છે. જાણે હૃદયમાંથી ધીમે ધીમે નિકળી દીપકની જ્યોતિમાં જાય છે અને ત્યાંથી મ્હોટું સ્વરૂપ લઈ મહારાણાને તલસાવે છે. ભીમસિંહનું ચિત્ત, રાજ-કન્યાનાં દર્શન કરવા તલ્પી રહ્યું છે. તેનો વિચાર–સાગર તોફાની થઈ ઉછળ્યો છે.

જે ભીમસિંહ સુશીલા સિવાય અન્ય સ્ત્રીને ચ્હાતો નહોતો, જે સુશીલા ત્હેના હૃદયની આરાધ્યદેવી હતી, જેના પ્રેમવડે ભીમસિંહ હમેશાં તૃપ્ત રહેતો તેજ સુશીલાને આજે કેમ ભૂલ્યો છે? તેજ હૃદય, તેજ મન, તેજ નેત્રો આજે સુશીલાને કેમ ભૂલ્યાં છે? તે હૃદય આજે કેમ બદલાયું છે? તે હૃદય આજે કેમ પદ્માવતીને ચ્હાય છે? તેજ હૃદય–મંદિરમા આજે સુશીલાને સ્થાને પદ્માવતી કેમ બેઠી છે? ઈશ્વર જાણે. અમે તો એટલુંજ કહીશું કે એમ થવામા ઈશ્વરનો કંઈ સદ્દહેતુ હશે. અમે તો પ્રેમનેજ ધન્યવાદ આપીએ છીએ! ધન્ય પ્રેમરાજ! ધન્ય તમારો મહિમા! ધન્ય તમારી લીલા! ધન્ય તમારી ઈન્દ્રજાલિક શક્તિ! પ્રેમ દેવતા! તમે મનુષ્યને એક વખત હસાવી નચાવી શકો છો, બીજી વખત મર્મસ્થાન છેદી ભેદી અનત ક્લેશ આપી શકો છો. તમે તેને નયનમાંથી નીકળતાં આંસુના સાગરમાં ડુબાવી શકો છો! જગતમાં તમે સર્વ કરી શકો છો. તમારી સત્તા અસીમ છે, અનન્ત છે. ભીમસિંહ જેવા વીર પરાક્રમીનો તમે પરાજય કર્યો છે, તેનું બળ અને પરાક્રમ તમે હરણ કર્યું છે. પ્રેમ! તમે તેને તમારૂં રમવાનું રમકડું બનાવ્યું છે. તમે જેમ ચ્હાઓ છો તેમ તે રમે છે. ભીમસિંહ જે સમયે પદ્માવતીને ભૂલી જવાનો યત્ન કરે છે તેજ ક્ષણે તમે તેનું મોહિની રૂપ તેના હૃદયપટ ઉપર ચીતરી તાજું બનાવો છો, અને તેના મોહમાં રાણાનું ભાન ભૂલાવો છો. મહારાણા રાજકન્યાના રૂપમાં મોહ પામી બોલ્યા: "ધિક્ છે મ્હને! ધિક્ છે મ્હારા સંન્યાસી ધર્મને! હું ધૈર્ય, ગભીરતા, વિનય, શિષ્ટાચાર, લજ્જા અને જિતેન્દ્રિયતાને માટે અહંકાર કરતો હતો, પણ મ્હારો તે અહંકાર ક્યાં છે? બધા પ્રકારના રાજ–ભોગોથી કંટાળી, તેમને તજી દઈ હું બહાર નિકળ્યો; પણ હમણાં તે સન્યસ્ત–ભાવ ક્યાં છે?

મેં મન અને નયનને વશ કરી પરમાત્માની આરાધનામાં જોડી દીધાં હતાં પણ તેજ મન અને નયન હમણાં કયાં જોડાયાં છે? હું આજ પર્યંત શાસ્ત્રના ગ્રંથો ભણ્યો છું પણ તેનું આ જ ફળ? શું હું જુવાનીનો દાસ થયો? શું એક સાધારણ કામિનીનો મને મોહ લાગ્યો! આટલા દિવસ પછી જાણી શકયો છું કે ષડ્રિપુને વશ કર્યાં વિના સન્યસ્ત લેવુંજ નહિં. તેથીજ આજે મ્હારી આ દશા છે. સ્ત્રીના રૂપનો મોહ લાગવાથીજ મનુષ્યની આવી દશા થાય છે. સ્ત્રીના ગુણનો મોહ લાગવાથી આટલી બધી પરાધીન સ્થિતિ થતી નથી. પણ સુંદર–રૂપનો મોહ મનને ભમાવી નાંખે છે, ધર્મભ્રષ્ટ કરે છે. કામના સપાટામાં આવવાથી જ્ઞાન, ધૈર્ય, તિતિક્ષા વગેરે વેગળાં જાય છે. મ્હારી ભૂલ હું જોઈ શકયો છુ બસ, હવે હું પ્રાતઃકાળમાંજ અહિંથી ચાલ્યો જઈશ. રાજકુમારીના રૂપને મ્હારા હૃદયમાંથી ભૂસી નાંખીશ. તે ચિત્રને જ્ઞાનના જળવડે ધોઈ નાંખીશ. ગમે તેમ થાઓ. હવે હું અહિં રહીશ નહિં. બસ, ત્હેને ભૂસી જઈશ."

એમ કરી આંખો બંધ કરી પથારીમાં સૂતો. થોડીક વાર સૂઈજ રહ્યો પરાણેપરાણે આંખો મીચી દીધી રાજકુમારીને ભૂલી ગયો. નિદ્રા દેવીનું આવાહન કર્યું. પણ નિદ્રા કયાં? થોડીવારમાંજ રાજકુમારીની મનોહર છબી ત્હેના હૃદય ઉપર ચિતરાઈ ગઈ. તેજ કોમળ સુંદર મુખ, તેજ મનમોહક સુંદર નેત્રો, જાણે તેના સ્હામુ તરસ્યા ચાતકપક્ષીની પેઠે જોઈ રહ્યા છે. જાણે ગરિઅડે ન્હેરે રાજકુમારી ઉભી ઉભી તેના પ્રેમની ભિક્ષા માગી રહી છે. જાણે મહારાણી નીચું મ્હોડું કરી બેસી રહ્યાં છે. તે તેને ભૂલી જવા માગે છે. તેમ તેમ રાજકુમારીનાં નેત્રમાંથી ટપ ટપ ટપ આંસુની ધારા પડે છે. તે છબી વાંકી વળીને

ત્હેના કાનમાં કહે છે કે; "યોગીરાજ! તમે યોગી થજો, હું યોગિની થઇશ. તમે પ્રભુનું ભજન કરજો, હું મંજીરા વગાડીશ. તમે મૃગછાલા પ્હેરજો, હું વલ્કલ પ્હેરીશ. તમે ફળ ભક્ષણ કરજો, હું કંદમૂળ ભક્ષણ કરીશ. તમે વિભૂતિ ચોળજો, હું વિભૂતિ ચોળીશ. તમે સમાધિ ચઢાવજો, હું તમારી સ્હામે જોઇ રહીશ. તમે જટાનો ભારો બાંધજો હું તેમાંથી કચરો વીણી કાઢીશ. તમે જંગલમાં શયન કરજો, હું કોમળ પાદડાની શય્યા કરી આપીશ. તમે પ્રભુ નામ સંભળાવજો, હું પવિત્ર થઇશ. પણ મ્હને ત્હમારી સાથે લઈ જાઓ. જોગીરાજ! મ્હને તમારી સાથે લઈ જાઓ. મ્હને આ રાજમહેલનાં સુખ ગમતાં નથી. મ્હને આ રાજમહેલના વિભવ ગમતા નથી. હું તો તમારી પાછળ જોગણ થઇશ. હું તો તમારી પાછળજ ભટકીશ હું તો તમારી સાથે ને સાથેજ રહીશ."

મહારાણાએ ઉંચું જોયું, પણ કોઇને દીઠું નહિ. વળી પાછું ત્હેનું મન ચલિત થયું. અહા! આવી કોમળ, સુકુમાર, બ્રહ્મચારિણી રાજકન્યા! તેને મળ્યા વગર જવું એ કેવું મહા પાપ! તેનાં નેત્રો કહેતાં હતાં કે મને મળવાની ઇચ્છા છે. વળી તે ઉઠી બેઠો થયો. જ્યાં જૂવે છે ત્યાં રાજકુમારીનાં ચિત્ર જૂવે છે. બારીનાં બારણાં ઉઘાડાં છે. કટેરાને અઢેલી ઢળી પડતા ચન્દ્રનાં કિરણો બારીમાં થઇને ઓરડામાં પ્રકાશ પાડે છે. ઠંડો પવન ધીમે ધીમે મહારાણાના શરીરને ઠંડક આપે છે. તેના કાનમાં હજુ રાજકુમારીના શબ્દોનો પડઘો પડે છે. જાણે વારંવાર તે કાન આગળ આવીને કહે છે કેઃ "તમે જોગી થયા છો તો હું જોગણ થઇશ. તમે મૃગછાલા પહેરશો તો હું વલ્કલ પહેરીશ." અહા! શું સાચુ

હશે ? તે વલ્કલ પહેરી શકશે ? તે જંગલનાં દુઃખ વેઠી શકશે ? તે ફળમૂળનો આહાર કરી શકશે ? કદાચ તે મ્હારી સાથે જંગલમાં આવે તો હું તેને માટે મશરૂની તળાઇઓ, સોનાના પલંગો, અત્તર ફુલેલની શીશીઓ, પકવાનની થાળીઓ ક્યાંથી લાવું ? ના, ના, તે હઠ કરે એમ જણાતું નથી. ”

આવા અનેક વિચારો કરે છે. પથારીમાં પાથરેલી સફેદ ચાદર જરા જરા ઉડ્યા કરે છે. એજ સમયે કોઇએ બારણું ઉઘાડ્યું હોય એવું જણાયું. કોઇનો પગલાંનો અવાજ સંભળાયો. કોઇએ ઓરડામાં પ્રવેશ કર્યો હોય એમ પણ જણાયું. ચન્દ્ર ઉપર એક કાળું વાદળું આવતું હતું. તેથી સમસ્ત પૃથિવિ ઉપર અંધકાર જણાતો હતો ઓરડામાં પણ અંધારૂં હતું. મહારાણા છાનામાના પથારીમાં સુઇ ગયા, અને આંખો બંધ કરી જાગતા જ પડી રહ્યા.

ધીમે ધીમે એક રમણી મૂર્તિ ઓરડામાં આવી ચન્દ્ર ઉપરથી કાળું વાદળું ખસી ગયું હતું. પાછો સ્નિગ્ધ પ્રકાશ પૃથિવિ ઉપર પથરાયો હતો. ઓરડામાં પણ પ્રકાશ આવતો હતો. બારીની પાસે જ પલંગ ઉપર પથારી કરેલી હતી મહારાણાનાં નેત્રો બધ હતાં, છતાં ચન્દ્રના પ્રકાશવડે તેમનું મનોહર મુખ અતિ મનોહર જણાતું હતું. તે રમણીએ મહારાણાના ચ્હેરા સ્હામુ જોયા કર્યું. જેમ કોઇ પ્રાણપ્રિય વહાલી વસ્તુને ઘણા દિવસ જોઇ ન હોય અને એકાએક જોવામાં આવતાં તરસી આંખો જેવી રીતે જુવે છે તે પ્રમાણે આ રમણી જોતી હતી. આંખોની પલક માર્યા વગર જોતી હતી. અમૃત પાન કરતાં કોણ ધરાયું છે ? તેમ વહાલી વસ્તુને જોતાં કોણ ધરાયું છે. જેના ઉપર અંતઃકરણનો પ્રેમ છે તે વસ્તુ અતિશય

વહાલીજ હોય છે. એવા પ્રેમમાં સ્વાર્થ નથી, તેમાં પક્ષપાત નથી, તેમાં પાપ નથી. એવો પ્રેમ ઇશ્વરી પ્રેમ કહેવાય છે દૈવી પ્રેમ કહેવાય છે એ પ્રેમ સુખજ આપે છે, તે પુણ્ય જ આપે છે.

વાચક ! શું તમે આ રમણીરત્નને ઓળખી શક્યા છો ? તે રાજકુમારી પદ્માવતી છે. પોતાના પ્રેમીનાં દર્શન કરવા માટે તે અધીરી થઇ છે, તેથીજ તે આટલી મોડી રાતે એકલી અહિ આવી છે. તેની એકજ ઇચ્છા હતી કે: "એક વખત મન ભરીને મહારાણાનાં દર્શન કરવાં." તે હમણાં મહારાણાનાં દર્શન કરે છે. એકી નજરે મહારાણાનાં સ્હામુ જોઈ રહી છે. તે વારવાર જૂવે છે. ચન્દ્રના કિરણો મહારાણાના મુખ ઉપર પડે છે તેથી ઘણું સુંદર જણાય છે. વાદળી રંગનું ઝીણું બન્નુસ ઓઢયું છે, તેથી જાણે પથારીનેજ તે આકાશ જૂવે છે. બન્નુસને તે વાદળાં જૂવે છે અને મહારાણાને પૃથ્વિનો ચન્દ્રમા જૂવે છે. એક ચન્દ્ર આકાશમા ઉગી ચાતકીને અમૃત પાઇ રહ્યો છે, બીજો ચન્દ્ર રાજમહેલના પલંગમાં ઉગી પદ્માવતીને દર્શનામૃત પાઇ રહ્યો છે. આકાશનો ચન્દ્ર અનેક પ્રાણીને અમૃત વહેંચે છે, રાજમહેલના પલંગ ઉપર ઉગેલો ચન્દ્ર માત્ર પદ્માવતીના હૃદયમાં જ અમૃત સિંચે છે. પદ્માવતી જાણે લોહચુંબક પાસે ખેંચાઇ આવી છે. મહારાણાના હૃદયમાં એટલું બધું પ્રેમનું આકર્ષણ છે કે તે બિચારીને અહિં સુધી ખેંચી લાવ્યા છે. તે મનમાં જ બોલી: "અહા ! કેવી સુંદરતા ! કેવી નિર્મળતા ! કેવી સાત્વિકતા ! સંન્યાસી મહારાજ ! ધન્ય છે તમારા પ્રેમથી ભરેલાં નેત્રોને ! એજ નેત્રોએ મ્હને અહિં સુધી ખેંચી લીધી છે ! પ્રભુ ! ઉઘાડો તે નેત્રોને ! હું ફરીથી તે નેત્રોની મનોહરતા જોઇ લઉં ! મહારાજ ! તમારા

મુખ ઉપરથી જણાય છે કે તમે હમણાં ઘણું કષ્ટ ભોગવો છો, તેમ ન હોય તો મ્હારૂં મન કેમ દુઃખી થય છે? મારૂં મન મુઝાય છે, માથું ચક્કર ચક્કર ફરે છે. મહારાજ! ઉઠો, બેઠા થાઓ. તમારા મનમાં શું દુ.ખ થાય છે તે કહો દેવ, ઉઠો, પ્રભુ ઉઠો."

પદ્માવતીનું મન ઉત્તર આપવા લાગ્યું: પદ્મી! એ સાધુ નથી, સંન્યાસી નથી, ત્હારો હૃદયદેવતા છે. શુ જીંદગી સુધી તું ત્હેની સેવા કરી શકશે?"

હમેશાં સ્ત્રીઓને ઘણી શરમ હોય છે. તેમના મનમાં ગમે તેવા વિચાર હોય છે છતાં તે કહી શકતી નથી. તમે તેને એક વસ્તુ આપવાની માંગણી કરો. તેમા તેની સંપૂર્ણ મરજી હોવા છતાં તે લેવાને ના ને ના જ કહેશે. તમે અનેકવાર પૂછો છતાં તે ના જ કહેશે. પણ તમે તેને બળાત્કારે તે વસ્તુ આપી દેશો ત્યારે જ તે પોતાનો આનંદ બતાવશે. જો તેને તે વસ્તુ ઉપર પ્રેમ હશે તો તેના મુખનાં ચિન્હ જુદાં જ જણાશે. જો તેને તે વસ્તુ ઉપર તિરસ્કાર હશે તો પણ તેનાં ચિન્હ જુદાં જ જણાશે. પુરૂષની ચતુરાઈ સ્ત્રીનાં આવાં મુખચિન્હ પારખવામાં જ છે. જે પુરૂષો આવી પરીક્ષા કરી શકે નહિં તેણે સ્ત્રીઓને બળાત્કારે કદી કોઈ વસ્તુ આપવી નહિં. તેમ થવાથી વખતે અપમાન સહન કરવાનો પ્રસંગ આવશે.

પદ્માવતી આટલે સુધી શા માટે આવી છે? તે યોગીરાજને ચ્હાય છે તેથી તેનાં માત્ર દર્શન કરવા આવી છે. તેણે શરમ છોડી છે શા માટે? યોગીરાજ ઉપરના અલૌકીક પ્રેમને માટે! છતાં તે કાંઈ પણ બોલી શકતી નથી. સ્ત્રીઓ કદી આવાં સાહસિક કામ કરી

શકતી નથી. છતાં પણ પદ્માવતી આટલે સુધી શા માટે આવી છે? માત્ર સંન્યાસી ઉપરના પ્રેમેજ ત્હેને હડસેલો મારી અહિં લાવી મૂકી છે.

ભીમસિંહ આટલીવાર સુધી ઢોંગ કરી સુઈ રહ્યો હતો. પણ હવે તેનાથી રહેવાયું નહિ. આટલીવારમાં તો પદ્માવતીના પ્રેમે તેના હૃદયને ખળભળાવી મુક્યું. અને તે ખળભળાટથી આંખો ઉઘડી ગઈ. ચારે આંખો એકઠી થઈ. થોડું થોડું અજવાળું આવતુ હતું. ચન્દ્ર પશ્ચિમ દિશા તરફ ઢળી ગયો હતો તેથી ચાંદનીનો પ્રકાશ સમેટી લીધો હતો છતાં તારાઓનો ઝાખો પ્રકાશ હજુ ગયો નહતો. પદ્માવતી શરમને લીધે સજડ થઈ ગઈ. તે ઓરડામાથી બહાર ચાલી જતી હતી તેજ ક્ષણે ભીમસિંહે કહ્યું: " આટલી બધી રાતે તમે કોણ છો?"

પદ્માવતીએ વિચાર્યું કે આ વખતે વાત નહિં કરવાથી ગડબડાધ્યાય થઈ જશે. વખતે સન્યાસીના મનમાં મ્હારે માટે કાંઈ નઠારા વિચાર ઉત્પન્ન થશે. તે હિમ્મતથી બોલી: "ચિન્તા કરશો નહિ. હું તે જ, બગિચામાં ફુલ ચુંટતાં જેના હૃદયને તમે ચોરી લીધું છે તે જ, હું તે જ, આ રાજમેહેલના માલિકની રાજકન્યા, પદ્માવતી."

ભીમસિંહના હૃદયમાં પાછો પ્રેમ ઉભરાઈ આવ્યો. તે બોલ્યો: "આટલી રાત્રે! દેવી! શા માટે?—કોણે!–કોણે હૃદય ચોરી લીધું?–અરે!–શું–ચોર?"

પદ્મા કંઈ બોલી શકી નહિ. પ્રેમીઓનો પ્રથમ મેળાપ થતાં તે પોતાના હૃદયની વાત સ્પષ્ટ કહી શકતાં નથી. મળવા પહેલાં હજારો વિચારો ગોઠવે છે. હું આમ કહીશ, હું તેમ કહીશ. પણ જ્યારે બન્નેનો મેળાપ થાય છે ત્યારે કંઈ કહી શકાતું નથી. બોલ-

વાની ઘણી ઇચ્છા થાય છે છતાં બોલાતું નથી. આજે પણ શરમે પદ્માની જીભ ખેંચી લીધી. શરમે ત્હેને મ્હોડે હાથ દીધો.

ભીમસિંહે કહ્યું: "દેવી ! રાજકુમારી ! હું તમારા મનના વિચારો જાણી શકયો છું. હું તમારાં જ દર્શન કરવાની ઇચ્છાથી આખી રાત ઉંઘ્યો નથી. હું જોઈ શકુ છું કે તમે પણ તેવીજ સ્થિતિ ભોગવો છો. તમને પણ ઉંઘ આવી હશે નહિ. પદ્મા ! તમારા પિતાના રાજ્યમાં ઉંધો કાયદો છે કે શું ? ઉલટો ચોર કોટવાલને દંડે છે કે શું ? મ્હારા જેવા સંન્યાસીની ચોરી કરવી અને ઉલટો મ્હને જ અપરાધી ઠેરવવો ?"

રાજકુમારી: "કેમ સંન્યાસી મહારાજ! ત્હમારી મેં શું ચોરી કરી ?"

સંન્યાસી: "તમારા બગિચામાં અજાણતાં પેસવાનું ફળ એજ મળ્યું કે તમે ત્યાં આવી મારૂં મન ચોરી લીધું. કોણ જાણે ત્હમારી આંખોમાં શું જાદુ છે કે નીચી, નિર્મળ આંખોએ પણ મારૂ મન હરણ કરી લીધું. તેથી તો મેં તમને પકડી પાડયાં છે. હવે તે પાછું આપો."

હવે પદ્માની શરમ જતી રહી. સ્મીત હાસ્ય કરતાં તે બોલી: "મહારાજ ! ચોર જયારે શાહુકારનેજ ચોર કહે ત્યારે તો ઘણી જ દિલગીરીની વાત ! કોણે ચોરી કરી છે તેને માટે મારી પાસે સાક્ષી પુરાવા છે. તમે સંન્યાસીના વેશમાં આવ્યા અને મ્હારૂં સર્વસ્વ ચોરી લીધું છે. જરા વિચારી જૂવો ! હું ચોરને પકડી મારી વસ્તુ પાછી લેવા આવી હતી. ત્યાં તો ઉલટી જ વાત સાંભળું છું."

ભીમસિંહ:–"દેવી ! હું બધું સમજ્યો છું, પણ હું તો સંન્યાસી છું. તમે રાજકન્યા છો. મ્હારી સાથે તમારે કેમ બનશે ?"

પદ્મા: "પ્રભો ! દેવ ! વિના કારણે શા માટે વહેમને હિંચોળે હિંચાવો છો ? કપાળમાં વિભૂતિ લગાડવાથી કાંઈ તેજ છુપ્યું રહેતું નથી. હું ખાત્રીથી કહું છું કે તમે સન્યાસી નથી પણ રાજપૂત્રજ છો. આપનાં દર્શન થયાં ત્યારથીજ આ હૃદય, મન, પ્રાણ આપને સમર્પ્યું છે. આપની ઓળખાણ આપો."

ભીમસિંહ: " રાજકુમારી ! તમે સાક્ષાત્ દેવી સ્વરૂપ છો. તમે બુદ્ધિમાન છો. તમને જોતાંજ મ્હેં તમારી બુદ્ધિની પરીક્ષા કરી લીધી છે. રાજપુતાનામાં મ્હારી રાજધાની છે. મારૂં નામ ભીમસિંહ. નશીબને યોગે હમણાં સંન્યાસી થયો છું."

પદ્મીની સ્તબ્ધ થઈ ગઈ. તેણે મહારાણા ભીમસિંહનું પ્રતાપી નામ સાંભળ્યું હતું. તેનું બળ–પરાક્રમ જાણતી હતી. મહારાણાએ જાણ્યું કે તે બ્હી ગઈ છે. તેથીજ કહ્યું: "પદ્મે ! બ્હીવાની જરૂર નથી. વિધાતાના એવાજ લેખ. પરમાત્માની કૃપા થઇ છે."

પદ્માવતીએ બે હાથ જોડી કહ્યું: " મહારાજ ! અજાણતાં ઘણા અપરાધ થયા છે. ક્ષમા કરજો. આપ સદ્ગુણી છો, વીર છો. અજ્ઞાન સ્ત્રીઓ તરફ દયા કરવી એ જ તમારો ધર્મ છે."

ભીમસિંહે કહ્યું: "પ્રેમના મ્હોડા આગળ રાજા, મહારાજાની ગણત્રીજ નથી. ત્યાં તો બધાં એક સરખા છે. પ્રેમરાજ્યમાં દુ:ખ નથી, ત્યાં ભય નથી, ત્યાં પક્ષપાત નથી, ત્યાં માન અપમાન નથી. એક પ્રેમીએ બીજા પ્રેમીના સુખ માટે યત્ન કરવો. અને તેમ કરતાં કરતાં પ્રાણ ચાલ્યા જાય તેની દરકાર નહિં કરવી એજ પ્રેમ રાજ્યનો કાયદો છે. પ્રેમ કરવો એનો અર્થ આત્મવિસર્જન કરવું એ જ છે. પ્રેમ કરનારાં દુ:ખને ગણતાં નથી. તે તો દુઃખને સુખ જ માને છે.

જ્યાં એક પ્રેમી પોતાના બીજા પ્રેમીને સુખી જોવા ચ્હાતાં હોય ત્યાં પછી દુઃખ એ કોઈ વસ્તુ જ નથી. તે તો માત્ર પોતાના પ્રેમીને સુખી જોવાને જ તલ્પી રહે છે અને તેવા જ યત્નો કરે છે. ગમે તે થઈ જાય, કા તો આકાશનો ચન્દ્ર તોડી મુઠ્ઠીમાં લાવવો હોય કે કાં તો પાતાળમાંથી ચૌદ રત્નો લાવી તેનો હાર કરવાનો હોય તેમ છતાં પણ તેમાં દુઃખ માનતો નથી. પોતાના પ્રેમીની ઇચ્છા પરિપૂર્ણ કરવા ગમે તેટલાં દુઃખ વેઠવાં પડે તેની ખરા પ્રેમીને દરકાર જ નથી. લજ્જા, આબરૂ, માન, અપમાન, એ બધું ખરા પ્રેમીને ગમતું જ નથી. પ્રેમીને મન તો તે બધું એક સરખું છે. તેની કાંઈ કિમ્મત જ નથી. તમે કાંઈ પણ મનમાં લાવશો નહિં. ત્હમારા જેવી ગુણવાન રમણી મેળવીને હું ભાગ્યશાળી થઈશ. તમારાં એક વખત દર્શન કરવાની પ્રબળ ઇચ્છા હતી. ભગવાને તે પૂર્ણ કરી છે. હવે પ્રાતઃકાળ થવામાં વિલમ્બ નથી. હું દ્વારપાળને કહી મ્હારા રાજ્ય તરફ જઈશ. ત્હમારી પાસે પણ રજા લઉ છું. મારા રાજ્યમાં ગયા પછી તમારા પિતાની પાસે કુળપુરોહિત મોકલી તમારૂં માગુ કરીશ, અને ત્હમને હૃદયરાજ્યમાં પધરાવી કૃતાર્થ થઈશ. ભીમસિંહ તમારો જ છે. તમારો અતિશય પ્રેમ હું કદી પણ ભૂલીશ નહિં. તમને રાજરાજેશ્વરી બનાવી એ પ્રેમનો બદલો આપીશ. રજા આપો દેવી!"

પદ્માવતી ભીમસિંહનાં સ્હામું જોઈ આનંદ પામતી હતી. હૃદયમાં પ્રેમનો સાગર ઉછળી રહ્યો હતો તે આંખમાં ઉભરાઈ આવ્યો. આખમાંથી પ્રેમનાં આંસુ ટપકવા લાગ્યાં. તે બોલી: "પ્રાણેશ્વર! રજા! હું કેમ રજા આપુ? હાથમાં આવેલા પારસમણિને કેમ ફેંકી દઉં? વરસતી અમૃતધારા નીચેથી કેમ ખસી જાઉં? દેવ! અહિંથી ગયા પછી આ દાસી હૃદયમાં રહેશે કે?"

ભીમસિંહે ત્હેના કમળ સમાન મુખ સામુ જોતાં કહ્યું "હૃદયે-શ્વરી! પદ્મે! મ્હારા ઉપર વિશ્વાસ રાખજે. ભીમસિંહ કદી પણ જુઠું બોલશે નહિ. રાજકુમારી! હવે ઢીલ કરો નહિ. રજા આપો. હસતે મ્હોડે રજા આપો."

ગમે તેટલું વિરહ દુઃખ થતું હતું છતાં રાજકુમારી હસતી હસતી બોલી: "પ્રાણધન, આ દાસીનું મન, પ્રાણ, સર્વસ્વ તમને અર્પણ કર્યું છે. એ બધું આપની સાથેજ વિદાય કરૂ છું. માત્ર શરીરનું ખોખું અહિં પડી રહેશે. યાદ રાખજો. ઘણા દહાડા મારે અહિં વિયોગના અગ્નિમાં તપવું પડે નહિ. પ્રભો! પધારો! પરમાત્મા ત્હમારૂં મંગલ કરો."

ભીમસિંહે પદ્માવતીનો કોમળ હાથ પોતાના હાથમાં લીધો, અને તે હાથ ઉપર એક બે ચુંબન કર્યાં. જાણે સૂક્ષ્મ રૂપે પદ્માના શરીરમાં ઉતરી પડ્યો. જાણે કાંઈ જાદુ મંત્ર કર્યો જાણે પરસ્પર આત્મા બદલી લીધો! હસતાં હસતા તે બોલ્યો: "ભીમસિંહ પણ પોતાનું મન, પ્રાણ તમને સોંપતો જાય છે. તેનું પણ માત્ર શરીર જ જાય છે. તમને મેળવીશ નહિં તેટલા દહાડા ચિત્ત સ્થિર થશે નહિ. જરાપણ ચિન્તા કરશો નહિ. ભીમસિંહ તમારો જ છે. તમારી માતાને મ્હારા પ્રણામ કહેજો."

એટલું કહીને વારંવાર તેના સ્હામુ જોતો જોતો તે ચાલ્યો ગયો. પદ્માવતી એકી નજરે તેમના જવાના રસ્તા તરફ જોતી ઉભી. તેના નેત્રમાંથી આંસુનો વર્ષાદ પડવા લાગ્યો. મહારાણાની પૂઠ દેખાતી બંધ થઈ એટલે ઉદાસ ચિત્તે બારીમાં બેસી ગઈ. ધીમે ધીમે પોતાના સુવાના ઓરડામાં ચાલી ગઈ. સુખનું સ્વપ્ન જોતી જોતી પથારીમાં પડી રહી. પ્રાતઃ સમય થઇ ગયો. સૂર્યનારાયણે પૂર્વાકાશમા રાતાં સોનેરી કિરણોનો પ્રકાશ બતાવી જગતને જગાડી મુકયું

---

## પ્રકરણ પાંચમું.

### સ્વરાજ્યમાં પ્રત્યાગમન.



મહારાણા ભીમસિંહ પદ્માવતી પાસેથી રજા લઈ ધીમે ધીમે પોતાના રાજ્યમા આવી પહોંચ્યા. રસ્તામાં તેજ પદ્માવતીનું મનોહર મુખ, તેના નેત્રમાથી ટપકતાં આંસુનાં ટીપા, તેના કોમળ હાથને ચુંબન કરવું, વગેરે યાદ આવવા લાગ્યાં. તેનુ કરમાઈ ગયલુ મુખ વારવાર નજર આગળ ચિતરાવા લાગ્યું. પદ્માવતીની છબી જ્યારે જ્યારે તેની નજર આગળ તરે છે ત્યારે ત્યારે ભીમસિંહના મનમા અતિશય દુખ થાય છે. પગ આગળ ચાલતા નથી. પોતાના રાજ્ય તરફ જવાને તેમનું મન ના કહે છે. મનમાં એવા જ વિચારો થાય છે કે અહિંથી જ પાછા જવું. તેજ રાજકુમારીના રાજમહેલમા જવુ, તેજ બગિચામા પાછા બેસવું, ત્યાં માલતી અને રાજકુમારી ફૂલ ચુંટવા આવે ત્યારે તેમનુ દર્શન કરવું, તેની માતા રાજકુમારીને તેડવા આવે ત્યારે તેમની સાથે રાજમેહેલના તેજ ઓરડામાં જવું, અને મધ્યરાતે રાજકુમારી આવે ત્યારે તેના નિર્મળ, પવિત્ર મુખચન્દ્રમાંથી ઝરતા અમૃતનું પાન કરવું. બસ. તેજ—તેજ મનોહારક મુખ જોયા જ કરવું. પેટ ભરીને, આંખો ભરીને, મન ભરીને, પ્રાણ ભરીને જોયાં જ કરવું. અહા ! એટલુ બધું જોયા છતાં એ સુંદર—કોમળ—મુખ જોવાની તરસ ક્યારે છીપશે ? તે તો જાણે જોયાં જ કરીએ, જોયાં જ

કરીએ, એવું જ થયાં કરે છે ! અહા ! હુ આ તરફ આવવા નિકળ્યો તે વખતનું તેનું કરમાયલુ મુખ, તેનાં કોમળ નેત્રમાંથી પ્રેમનાં આંસુની ધારા પડવી, આતુર નેત્રે મારા સ્હામુ જોવુ, મારા પાછળ પાછળ જોયાં કરવું. એ બધુ જરા પણ ભુલાતું નથી. રાજકુમારી ! તમારો સ્વર્ગીય પ્રેમ એક ક્ષણ પણ ભુલાતો નથી. તમારૂ મનોહર મુખ, ક્ષણ પણ નજર આગળથી–હૃદયમાથી–ખસતુ નથી. એક વખત ત્હેને જોઈ આવવાનું મન થાય છે તેજ ક્ષણે પતિવ્રતા સુશીલાનો સુંદર ચ્હેરો મહારાણાના હૃદયપટ ઉપર ઉદય થઈ આવતો. તેને માટે પ્રાણ કમ્પાયમાન થતો. સતિ, સાધવી, પતિભક્ત, સુશીલાનો મુખચન્દ્ર જોયા વગર જીવ અકળાય છે. “ઘણા દિવસ થઈ ગયા છે. તે મ્હારા વગર કેવી સ્થિતિમાં હશે ? આહાર, નિદ્રા, સુખ, ભોગનો ત્હેણે ત્યાગ કર્યો હશે. અરેરે ! મ્હારા જેવો પત્નીદ્રોહી બીજો કોણ હશે ? મ્હે તેને કહ્યા વગર જ જંગલનો માર્ગ લીધો છે. હુ અભાગી છું.” તે જરા ઉતાવળે ચાલવા લાગ્યો મનમાં જ વિચારવા લાગ્યો “રાજ્યમાં જતા જ પ્રથમ સુશીલાને આ રાજકુમારીની વાત કરીશ. તેને પદ્માવતીની વાત કબુલ કરાવી તરતજ પદ્માવતી સાથે લગન કરીશ સુશીલા જેવી પતિવ્રતા સ્ત્રી, મ્હારી ઇચ્છા તૃપ્ત કરવા કદી પણ ના કહેશે નહિ ઘણા રાજાઓ એકથી વધારે રાણીઓ પરણે છે. કેટલાક માત્ર કામવાસના તૃપ્ત કરવાને જ પરણે છે. પણ મ્હારે માત્ર પુત્ર સુખ મેળવવાને જ પરણવું પડે છે. સુશીલાને હજુ સુધી સંન્તાન નથી. તપસ્વી મહારાજની કૃપા હોય અને પદ્માને પુત્ર થાય તો રાજકુળનું નામ રહે. તેમાં ખોટું શુ છે ? સુશીલા સમજુ છે. તે કદી પણ ના કહેશે નહિં. ત્યારે પછી ચિન્તા શી ?

રાજા જ્યારે રાજ્યમાં રહેતો નથી ત્યારે અનેક ઉત્પાત થાય છે. રાજ્યના અમલદારો મનસ્વીપણે વર્તે છે. કેટલાક દિવસ થયા મહારાણા ભીમસિંહ પોતાના રાજ્યમા નહિં હોવાથી તેમના રાજ્યમા પણ અન્યાય, અત્યાચાર થયા હતા, પરંતુ વૃદ્ધ અમાત્યની સૂક્ષ્મ-દર્શિતા તથા ન્યાયી શાસનપદ્ધતિને લીધે હજુ સુધી રાજ્યમાં અશાન્તિનો અગ્નિ સળગ્યો નહતો. વિશ્વાસુ અને રાજ્યભક્ત અમાત્ય, ઉંઘ, ભુખ, તરસની દરકાર કર્યા વગર રાત દિવસ રાજ્યનાં દરેક કામો ઉપર દેખરેખ રાખતો હતો. રાજ્યમાં જ્યાં અશાંતિ કે અન્યાય —અત્યાચાર—જણાતા ત્યાં પહોચી જઈ સર્વેને શાંત પાડતો. અફ-સોસ કરતી સાધવી રાણી સુશીલાને આશ્વાસન આપતો અને મહા-રાણાની શોધ કરવા ચારે દિશામાં વારંવાર માણસો મોકલતો.

સ્મશાનમાં ચિતાગ્નિ પ્રકટ થવાથી જીવન—શૂન્ય દેહને બાળી મૂકે છે, પરતુ હૃદયમાં ચિન્તારૂપી અગ્નિ પ્રકટ થવાથી જીવતા દેહને પણ બાળી મૂકે છે. મનુષ્યનો ચિન્તા જેવો બીજો કોઈ પ્રબળ શત્રુ જ નથી. પુષ્પમાં કીડા પ્રવેશ કરે છે એટલે તેને સત્વર ખોખું બનાવી મૂકે છે, તેજ પ્રમાણે ચિન્તારૂપી કીડો માનવ—હૃદય-રૂપી કિંમતિ પુષ્પને પણ કરડી ખાઈ, ખોખું બનાવી દે છે

વાચક ! તમે પહેલાં સુશીલાને જોઈ છે, અને આજે પણ જૂવો. તેને જોઇને ઓળખી શકશો કે ? જાણે આ સુશીલા તે સુશીલા ન હોય ! જાણે આ સુશીલાનુ મુખ તે તે સુશીલાનું મુખ ન હોય ! મુખ ઉપર તે સુંદરતા નથી, દેહમાં તે લાવણ્ય નથી, નેત્રમાં તે ચંચળતા નથી, મ્હોં ઉપર તે મધુર હાસ્ય નથી. ત્હેનું મુખ જોતાં જણાય છે કે પૂર્ણિમાના ચન્દ્રને જાણે રાહુએ ગ્રાસ કર્યો

છે. પતિપ્રાણા મર્તા સુશીલા, પોતાના પતિને વિરહે કેવી દુઃખી થાય છે તે તેને જોતાં જ જણાઈ આવે છે. માત્ર પંદર દિવસ ભીમસિંહને નહિ જોવાથી ત્હેની આવી અવદશા થઈ તો પછી થોડાક વધારે દિવસ થયા હોત તો ત્હેની કેવી સ્થિતિ થાત? પતિવ્રતા સતીની, પતિવિરહે એવી જ સ્થિતિ થાય છે. પ્રભુ! ત્હમે શા માટે કોમળ પુષ્પમા કીડાને પ્રવેશ કરાવો છો? તમે શા માટે મનોહર વસન્ત સમય પછી ભયાનક વર્ષાઋતુની યોજના કરી છે? શીતળ પ્રકાશમય પૂર્ણિમાની રાત્રિ પછી શા માટે અમાવાસ્યાના અંધકારની ગોઠવણ કરી છે? અને પ્રેમી જનોના, લાંબા સમયના સંયોગસુખ પછી શા માટે વિષમવિરહ-દુઃખની યોજનાકરી છે? આ તમારી કેવી રમત જગદીશ? જગતના પિતા થઈને સર્વ જીવના સુખદાતા થઈને, આ તમારી કેવી લીલા દયામય? જૂવો પ્રભુ! આજે તમારો રચેલો એક જીવ, એક આદર્શ રમણી રત્ન, વિરહના દાવાનળમાં પ્રાણ વિસર્જન કરી રહ્યુ છે. પ્રિય પતિના વિયોગમાં બળી રહી છે!

અગ્નિની ઉત્પત્તિ થયા પછી જળની ધારા તેને ઓલવી શકે છે. પરંતુ વિશાળ સમુદ્રમાં વડવાગ્નિ પ્રજ્વલિત થવાથી તે કોઈ પણ રીતે ઓલવી શકાતો નથી. અંતઃકરણમા ક્રોધાગ્નિ અથવા કામાગ્નિ પ્રજ્વલિત થવાથી ધૈર્ય અને જ્ઞાનનું જળ રેડવાથી જ તેની શાંતિ થાય છે. પરંતુ વિરહ-વિયોગનો અગ્નિ પ્રજ્વલિત થવાથી-તે કોઈ પણ રીતે શાંત થતો નથી. તેનો ઉપાય તો માત્ર એકજ છે. તે એ કે પોતાના પ્રાણપ્રિય, પ્રેમીનો મેળાપ થાય તો જ તે વિયોગાગ્નિ શાંત થાય છે. વિરહાગ્નિને સંયોગરૂપી જળ જ ટાઢો પાડી

શકે છે. તેમ ન થાય તો વિરહાગ્નિ ઓલવવાનો બીજો કોઈ ઉપાય જ નહિં !

પ્રાતઃકાળમાં, સર્વ જીવાત્માના મનમાં આનંદ જ હોય છે. પ્રાણમાં કંઇક સુખનો સંસાર થાય છે. આ નિયમ સર્વ જગતનાં પ્રાણી માત્રને લાગુ પડે છે. પરંતુ જેના હૃદયમાં ચિન્તાનો તાપ તપેલો હોય છે. તેના પ્રાણમાં સુખ ક્યાંથી ? તેને શાંતિ ક્યાં ? સુશીલાના જીવમાં તલભાર પણ આનદ નથી. આજે પંદર દિવસ થયા તેણે આનંદને હૃદયમાથી વેગળો ફેંકી દીધો છે. તેનો આનંદ મહારાણા ભીમસિંહ પોતાની સાથે જ લેતા ગયા છે. રાણી સુશીલાને મન દિવસ નથી, રાત નથી, તેને મન સદા રાત દિવસ સરખાં જ છે. હમેશાં એ હાથે માથું ઢાંકી, તેજ પતિના ધ્યાનમાં નિમગ્ન થઇ છે. તેને બીજી કોઇ ચિન્તા નથી. માત્ર તે જ પવિત્ર પતિચરણનું જ ધ્યાન. જે પતિચરણ સેવા તેના જીવનનો આધાર હતો, જે પતિસેવા તેને સ્વર્ગ સમાન સુખ આપતી હતી અને જે પતિનો પ્રેમ, તેને ભવસાગર તરવાની એક નૌકારૂપ હતો તે જ પતિસેવા, પતિપ્રેમથી તે વેગળી હતી. તેથી જ ત્હેના મનમાં ચિન્તારૂપી ચિત્તા બળતી હતી ! તેણે આહાર, નિદ્રાનો ત્યાગ કર્યો છે, તે માત્ર પતિના ધ્યાનમાં જ જીવન અર્પણ કરી રહી છે. કેટલાક દિવસ થયાં તેને બીજુ કાંઇ કામ જ નથી કેટલાક દિવસ થયાં જાણે તે પોતે છે જ નહિ ! જીવન વગરના દેહની જેવી દશા થાય છે તેવીજ દશા, ભીમસિંહ વગર સુશીલાની થઈ છે. જીવ વગરનો જાણે જડ દેહ હોય તેમ તે જડ થઇ ગઇ છે !

નિત્ય જેમ અમાત્ય આવીને રાણી સ્હામું હાથ જોડી ઉભો

રહેતો તેમ આજે પણ આવી ઉભો છે. વૃદ્ધ અમાત્યને રાણી પિતા પેઠે માનતી હતી. અમાત્ય પણ રાજ્યનો તેવો જ શુભચિંતક હતો. સુશીલાએ અમાત્યને જોઇ કહ્યું: " પિતા ! શું નોકરો શોધીને આજે પણ પાછા આવ્યા છે ? શું મહારાણાની કાંઇ શોધ લાગતી નથી ? "

" ના, બેટા ! આજે હજુ નોકરો પાછા આવ્યા નથી. છતાં હવે વિલંબ નથી. આપ ધૈર્ય રાખજો. મહારાજા ગમે ત્યાંથી પણ સત્વર પાછા આવશે. " એટલું કહી અમાત્ય રાજસભામા ગયો.

મધ્યાન્હનો સમય થવા આવ્યો છે. સૂર્યનારાયણ આકાશના મધ્યભાગમાં ચઢી આવી, જગત્ ઉપર સખત તાપ વર્ષાવી રહ્યા છે. આ સમયે ઘરની બહાર નિકળવાની કાંઇ હિમ્મત કરી શકતું નથી. એજ સમયે એક નોકર, પરસેવાથી ભિંજાયલે શરીરે, દોડતો દોડતો, રાજસભામાં આવી પહોચ્યો. તેણે અમાત્યને કહ્યુ: "મહારાજ ! મહારાણા આજે સાંજે રાજધાનીમા આવી પહોચશે. "

આ વાત સાભળતાંજ અમાત્યનુ હૃદય આનંદ પામ્યું. તેણે કહ્યુ: " રામદેવ ! જા, અંત.પૂરમા જઇ એ સમાચાર રાણીમાતાને કહી આવ. "

રામદેવ અમાત્યની આજ્ઞા પ્રમાણે અંતઃપુરમાં ગયો. બે હાથે કપાળ ઢાકી, ચિન્તામાં બેઠેલી રાણીને મહારાણાના આવવાના સમાચાર કહ્યા. ઉકળતા હૃદય ઉપર કઇક ટાઢું જળ પડયું. તેણે ઉચ્ચું માથું કરી પરમેશ્વરને અનેક ધન્યવાદ આપ્યા. પતિ–વિરહમાં બળતી મહારાણીને અત્યારે કેટલો આનદ થયો હશે તે કલ્પી શકાતું નથી.

તેણે તરતજ પોતાના ગળામાથી મોતીનો એક કિમતી હાર કાઢી રામદેવને અર્પણ કર્યો. ત્હેના મુખ ઉપર આજે કંઈક હાસ્ય ફરકવા લાગ્યું. રામદેવ રાણીમાતાને પ્રણામ કર્યા, અને ત્યાંથી ચાલ્યો ગયો.

જળનો તરસ્યો મનુષ્ય જેમ કંઠ સુકાઈ જવા છતાં જળની વાટ જૂવે છે તેમ રાણીએ ઉત્કંઠિત ચિત્તે મહારાણાની વાટ જોયા કરી. પતિનાં દર્શન કરવાના આનંદમાં તે સર્વ ભૂલી ગઇ. એકી ટસે બારીમાથી મહારાણાના આવવાની વાટ જોયા કરી. એમ કરતાં કરતાં જ સાયંકાળ થવા આવ્યો. એકાએક વેગળેથી ઘણા માણસોનો આનંદધ્વનિ સાંભળ્યો અનેક પ્રજાજનો અને રાજ્યના સંભાવિત ગૃહસ્થો ભેગા થઈ મહારાણાનાં દર્શન કરી આનંદ પામવા લાગ્યા. સ્ત્રી, પુરૂષ, વૃદ્ધ અને બાળક, સર્વ મહારાણાની આસપાસ વિંટલાઈ આનંદ–કલ્લોલ કરવા લાગ્યા. સર્વના ઉદાસ ચ્હેરા હાસ્ય કરવા લાગ્યા. જાણે ઉજ્જડ થઈ પડેલુ નગર આજે જ વસ્તીવી ભરપૂર થયું હોય તેમ જણાવા લાગ્યું. વાજીત્ર વગાડનારાઓએ વાજીત્ર વગાડવા માંડયા. રાજમેહેલ ઉપરથી ચોઘડીયાં વાગવા લાગ્યાં. દેવળોના પૂજારીઓએ પોતપોતાના દેવની પ્રાર્થના કરવા માડી. સર્વત્ર આનંદ આનંદ પથરાઇ રહ્યો. ભીમસિંહે સર્વને નમસ્કાર, પ્રણામ કરી આશીર્વાદ આપી વિદાય કર્યા. માર્ગમાં ભીડ થઈ હતી. તે સર્વને ખસેડી ધીમે ધીમે મહારાણા રાજમેહેલમાં આવી પહોંચ્યા. અમાત્ય વગેરે રાજઅમલદારોથી વિંટલાયલો મહારાણો રાજસભામાં બેઠો, અને અમાત્ય વગેરે પારિષદ વર્ગ સાથે વાતચિત કરવા લાગ્યો. થોડીવારે તે સર્વ વિખેરાયા, એટલે તે અંતઃપૂરમાં ગયો. અત્યારે મહારાણી સુશીલાના આનંદનો પાર નહતો. તેનું હૃદય આનંદસાગરમાં ગોથાં ખાવા લાગ્યું. રાત્રિનો સમય થયો.

ઘણા દિવસથી સુનુ પડેલું શયનગૃહ આજે સુસજ્જિત થયું છે. વિરહતાપથી તપેલી ચાતકિને આજે પતિ–ચન્દ્રનાં દર્શન થયાં છે. તે પતિના પ્રેમામૃતનુ પાન કરે છે. હૃદયને શીતળ કરે છે. આજે ચૈતન્ય વગરના જડ દેહમાં પુન જીવન આવ્યુ છે. સાધ્વી સુશીલાને આજે પતિનાં દર્શન થવાથી અતિશય આનંદ થયો છે.

મહારાણા ભીમસિંહે જંગલમાં જવાનુ કારણ તથા ત્યાં ગયા પછીથી તે પાછા આવતા સુધીની સર્વ હકીકત કહી સંભળાવી. સંન્યાસીની કૃપા, અને તેમના આશીર્વાદથી પુત્રરત્નનો લાભ થશે તે પણ કહ્યું. માત્ર રાજકુમારી પદ્માવતી સંબંધી વૃતાન્ત કહ્યો નહતો.

મહારાણી સુશીલા પતિને મ્હોડેથી સર્વ વૃતાન્ત સાભળી ખુશી થઈ. તેણે કહ્યું “પ્રાણેશ્વર ! પંદર દિવસની મુસાફરીમાં આપને કાંઈ કષ્ટ તો થયુ નથી ? કોઇ સ્થળે કોઇ વિપદમા તો પડવું પડયું નથી ? ”

આ સાભળી ભીમસિંહ ઉંડા વિચારમાં પડયા. પતિવ્રતા, સતીના મ્હોં આગળ પદ્માવતીના પ્રેમની વાત ગુપ્ત રાખવી એ એક પ્રકારનુ પાપ છે એમ સમજવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે, એ વાત કેટલા દિવસ ગુપ્ત રહેશે ? એક ને એક દિવસ તો તેને કહેવી જ પડશે. તેની સાથે લગ્ન કરતાં પહેલાં સુશીલાની સલાહ પૂછવી જ પડશે. ત્યારે હમણાંજ કહેવામાં શુ અડચણ છે ? મ્હારી ઇચ્છા પૂર્ણ કરવાના કામમાં તે હમેશાં તત્પર છે. એવી સતી, સાધ્વીથી કોઇપણ વાત ગુપ્ત રાખવાનું કારણ શું ?

રાણો આવા વિચારમાં હતો. રાણી સુશીલા તેને વારંવાર તેના તે જ પ્રશ્નો પૂછતી હતી. મહારાણાએ પદ્માવતી સંબંધી બધી

હકીકત કહી દીધી, અને છેવટે એટલું પણ કહ્યું કે: " મેં તેની સાથે લગ્ન કરવાનું વચન આપ્યું છે. "

મહારાણાના આ શબ્દો સાંભળી મહા સાધ્વી, પતિપ્રાણા સુશીલાની શી દશા થઇ ? શું ત્હેના જીવતાં રાણો બીજી રાણી–શોક્ય લઇ આવે તેથી તેને દુઃખ થયું ? નહિં, વાચક, તેમ થયું નહિં. તેના મુખ ઉપર, તો ઉલટી, હાસ્ય અને આનંદની છાપ જણાતી હતી. રાણો બીજી રાણી લાવે અને ત્હેને પુત્ર થાય તો પોતાનોજ વંશ રહેશે એ તે સારી પેઠે સમજતી હતી. વળી તે મહાન પતિવ્રતા હતી. પતિ જે કાંઇ કહે તે કરવા તત્ક્ષણાત્ રાજી હતી. પતિના આનદમાં જ પોતાનો આનદ માનતી હતી. તેથી તેણે એક પણ પ્રશ્ન નહિં કરતાં, પ્રફુલ્લ ચિત્તે કહ્યુ : " પ્રાણેશ્વર ! જીવિતેશ્વર ! આપ મ્હને શા માટે પૂછો છો ? હું આપને મન, વચન અને કર્મ સમર્પણ કરી ચુકી છું. પછી મ્હને બોલવાનો શો અધિકાર છે ? આ શરીર તો આપના શબ્દોનો પ્રતિધ્વનિ કરનાર સંચા રૂપ છે. આપની ઇચ્છા એ મ્હારી ઇચ્છા. આપનું સુખ એ મ્હારૂં સુખ. જેમ આપની ઇચ્છામાં આવે તેમ સત્વર કરો. પત્નીનો સંબંધ પતિને સુખ રૂપ થવો જોઇએ પત્નીએ ઇર્ષા, દ્વેષ, અહંકાર કરીને પતિના આનંદમાં વિઘ્ન નાંખવાથી તે રૈરવ નરકે જાય છે. સ્વામિન્ ! શાસ્ત્રકારોએ કહ્યું છે કે પતિના સુખમાં સુખ નહિ માનનાર સ્ત્રીઓને ભયંકર દંડ મળે છે. પ્રભુ ! આપની ઇચ્છા, તૃપ્ત કરો વળી વિપત્તિ વખતે તેણે આપને પોતાના રાજમેહેલમાં રક્ષણ આપ્યું છે. આપણે તેનો ઉપકાર ભૂલવો જોઇએ નહિ. કદાચ તે તપસ્વી મહાત્માનો જ એવો સંકેત હશે તો ? પરમાત્માની એવી જ ઇચ્છા હશે કે એનાથી જ

આપણો વંશ વૃદ્ધિ થવાનો હશે તો ? પતિ દેવ ! સત્વર વિવાહ કરી તે મ્હારી ન્હાની બ્હેનને આપણા રાજમેહેલમા લાવો. હું ત્હેને યત્નપૂર્વક રાખીશ. તેની મરજી પ્રમાણે વર્તીશ. આપની પ્રતિજ્ઞા પૂર્ણ કરો ક્ષત્રીઓની પ્રતિજ્ઞા કદી પણ અપૂર્ણ રહેતી નથી. પ્રતિજ્ઞા-પાલન માટે જ હજારો ક્ષત્રીઓએ પોતાનું નામ ઉજવળ કર્યું છે. તે યુવતિની આશા પૂર્ણ કરો. પદ્માવતીને આપણે ઘેર લાવો. અમે બન્નેમાં કોઈ પણ દિવસ કલેશ થશે નહિ. હું તો મ્હારા પતિના પ્રાણનું રક્ષણ કરનાર મહાદેવીનું દર્શન કરી પવિત્ર થઇશ. તેની સેવામાંજ જીવનસાફલ્ય માનીશ. રાજન્! મ્હારી મનોવાસના પણ પૂર્ણ કરો. "

વાચક ! શું તમે સુશીલાને એક સાધારણ સ્ત્રી કહો છો ? અમે કહીએ છીએ કે આવી પતિવ્રતા, મહાસતી સ્ત્રી એ મર્ત્ય લોકમાં મા-નવીના રૂપમાં દેવીનો જ અવતાર છે સાક્ષાત્ દેવીસ્વરૂપ જ છે. દયામયી મહાદેવીની પેઠે તેણે પતિની ઇચ્છાને પરિપૂર્ણ કરવાનું ઉત્તેજન આપ્યું છે. મહારાણાએ કહ્યું "સુશીલા ! ત્હારા જેવી સદગુણી, લક્ષ્મીસ્વરૂપ પત્ની જેના ઘરમાં છે તેનું ઘર મર્ત્ય લોકમાં સ્વર્ગ સમાન છે. ધન્ય છે ત્હારી પતિભકિતને ! ધન્ય છે ત્હારા પતિપ્રેમને ! ત્હારા જેવાં નારીરત્નને મેળવ્યાથી વનવાસનાં દુઃખો પણ સુખકર થઇ પડે છે. ત્હારા જેવી પવિત્રાચરણી, સતીના સસર્ગથી પાપાત્મા રાણો ભીમસિંહ પણ પવિત્ર થયો છે. દેવિ ! ત્હમારી ઇચ્છા સત્વર પૂર્ણ થશે."

એટલુ કહી મહારાણાએ ત્હેને દ્રઢ આલિંગન દીધું. તેના કોમળ કપાળ ઉપર ચુંબનો કર્યાં. તેના તપેલા હૃદયને શાંત કર્યું. ઘણા દિવસથી ઉજડ દેખાતો રાજમેહેલ પણ આજે હાસ્ય કરવા લાગ્યો !

# પ્રકરણ છઠું.

## વિરહી—રાજબાળા.



સુખનું સ્વમ જોતાં જોતાં પ્રભાત થઈ ગયું. પ્રાતઃસમયે નવું જીવન મેળવી જીવ માત્ર હાસ્ય—આનંદ કરતાં કરતાં ઉદ્યોગે વળગે છે. માત્ર સરોવરમાં કુમુદિનીની અવસ્થા જોતાં દુખ થાય છે. ચન્દ્રના અસ્ત થવાથી કુમુદિની કરમાઇ જાય છે, મરવા જેવી થઈ જાય છે. ચન્દ્રનાં દર્શનથી તે પ્રફુલ્લિત થાય છે. પરંતુ તેનો અસ્ત થતાં તેની પ્રફુલ્લતા ચાલી જાય છે. પતિના વિરહમા મૃતપ્રાય થઇ તેણે જળમાં શરીર નાંખી દીધું છે! પતિના વિરહમાં નિર્બળ, નિસ્તેજ થઈ પડેલી કુમુદિનીની જ માત્ર એવી દશા છે? ના, તેમ નથી. વાચક! જૂવો! મહારાણા ભીમસિંહના ચાલ્યા જવા પછી રાજકન્યા પદ્માવતીની કેવી સ્થિતિ થઇ છે? એક તરફ જળમાં ખીલેલી કુમુદિની કરમાઈ ગઇ છે, બીજી તરફ કોમળ રાજકુમારી પદ્માવતીનું મુખકમળ કરમાઇ ગયું છે. સિંહલદ્વીપમા ચોહાણ વંશનો હમીરશંક રાજા રાજ્ય કરે છે. મહારાજા હમીરશંકને તે એકની એકજ કન્યા છે. જેને એકજ કન્યા હોય છે તે તેને બહુ વહાલી હોય છે. રાજાની પ્રાણપ્રિય પુત્રીની શી દશા છે? હમણાં તે પહેલાંના જેટલી સુદર નથી. ગ્રહણને દિવસે રાહુ ચન્દ્રને ઘેરે છે. તે વખતે તેનો પ્રકાશ ઝાંખો થઇ જાય છે. આજે કુમારી પદ્માવતીને ભીમસિંહના વિયોગ-

રાહુએ ઘેરી છે. તેનો મુખ–ચંદ્ર ઝાંખો થઈ ગયો છે. મનમાં તીવ્ર દુઃખ થાય છે, જીવ ઉદાસ રહે છે. વિરહદુઃખ ચિતા સમાન થઈ પડયું છે. તેનું શરીર સુકાવા લાગ્યું છે. જીવને કાંઈ સારૂં લાગતું નથી. જગતના કોઈ ઉપભોગોમાં ત્હેનું ચિત્ત ચોંટતું નથી. આવો મધુરો મદ મંદ પવન, આવા કોકિલાના મંજુલ–મીઠા શબ્દો, વસન્તઋતુને લીધે પ્રકૃતિ દેવીની સુંદર શોભા–લીલા, તે જોતાં પ્રાણીમાત્રનાં નેત્રને ઠંડક વળે અને જીવને આનંદ થાય; પરંતુ પદ્માવતીને તે બધું વિષ સમાન લાગે છે. તેને માત્ર એકજ ચિન્તા થઈ રહી છે. એકજ મનોહર મુખનાં દર્શન માટે તેણે દેહને ગાળી નાંખી છે. આહાર, નિદ્રા, સુખ, ઉપભોગમાં તેનું મન નથી. તેને જ તેણે પ્રાણ સમર્પણ કર્યાં છે. અહા! સ્ત્રીઓના હૃદયનો પ્રેમ કેટલો પ્રબળ! કેટલો મધુર!

આખી રાત વિરહદુઃખે તડફડયા પછી પ્રાતઃકાલમાં પદ્માવતીનો જીવ જરાક શાંત થયો. પોતાની બ્હેનપણી પ્રભાવતીને બોલાવી રાજમેહેલના ઉંચા ઝરૂખામા પવન ખાવા બેઠી. મંદ મદ પવને ત્હેના મસ્તિક અને હૃદયને ક્ષણિક શાંતિ આપી. પરંતુ વળી પાછો છાતીમાં દાહ થવા માંડયો. પ્રેમીના વિયોગે વિરહી યુવતિને શાંતિ કેવી? જેનું દર્શન કરવાથી જ છાતીની અગ્નિ ઓલવાતી ત્યા હજારો પવન ભેગા થઈને આવવાથી પણ ઠંડક કયાં? વિરહાગ્નિ ઓલવવા ગમે તેટલા બરફના પહાડો ધસી આવે તોપણ ઠંડક કયાં? એ અગ્નિ ઓલવવાને માત્ર તે પ્રેમીનાં દર્શન સિવાય બીજી કોઈ ઔષધી જ નથી! પ્રભાવતીએ અનેક બોધદાયક વચનો કહ્યાં, અનેક વિરહીજનોની વાતો કહી, અનેક શાસ્ત્રના શ્લોકો કહ્યા

પણ પદ્માને શાંતિ થઇ નહિ. રાજમેહેલના ઉંચા છેલ્લા ઝરૂખા ઉપર ઉભી ઉભી પેલા બગિચામાના બકુલ વૃક્ષ તરફ જોયા કરતી હતી. "હા, તે જ બકુલ વૃક્ષ! તેની જ નીચે પ્રાણેશ્વર સન્યાસી,—મહારાણા ભીમસિંહ બેઠા હતા! અહા! તે વખતે કેવો સુંદર દેખાવ હતો. અહા! હું તેમના મધુર મુખચન્દ્ર તરફ જોતી હતી. અહા! તે પ્રેમભીની આંખે મ્હારા તરફ જોતા હતા. અહા! હજુ પણ તેમની છાયા ત્યા બેઠેલી જણાય છે. રે! તે જ! તે—જ! તે—–જ મહારાણા ભીમસિંહ છે!" આંખે અંધારાં આવી ગયાં. પદ્મા આંખો બંધ કરી ભોંય પર બેસી ગઈ. પ્રભાવતીના શરીર ઉપર ઢળી પડી. પ્રભાવતીએ તેને કપાળે હાથ ફેરવી શાંત કરી. પાછી ઉભી થઈ. મનમાં જ બોલવા લાગી: "બકૂલ વૃક્ષ! ત્હને ધન્ય છે. એક દિવસ ત્હારી નીચે જ મ્હારા પ્રાણેશ્વર બેઠા હતા. તેથી તું પવિત્ર છે. ત્હને ધન્ય છે."

પ્રભાતનો મંદ મંદ પવન પદ્માવતીના શરીરે સ્પર્શ કરતો હતો. ટાઢો પવન સ્પર્શ થતાજ તેને રોમાંચ થયો, કમ્પ થયો. તેનો અંબોડો છૂટી ગયો, લુગડું ઢીલું થઈ ગયુ. છાતીએ હાથ મૂકી બોલવા લાગી: "હે પવન દેવ! તમારૂં એક નામ સચરાચર કહેવાય છે! તમે પ્રત્યેક સ્થળે પ્રવેશ કરી શકો છો. ઝાડીની ઘટાઓમા ગિરિની ગુહાઓમા, અને સાત પાતાળના ભોંયરામાં પણ તમે પ્રવેશ કરી શકો છો. દેવ! કહી શકશો કે મ્હારા ચિત્તનો ચોર ક્યાં છે? શી સ્થિતિમા છે? તે મ્હને યાદ કરે છે? મ્હને તે ભૂલી ગયા છે?" એટલું કહી આકાશ સ્હામુ જોઈ રહી. કોઈએ ઉત્તર આપ્યું નહિ. થોડીવારે તેનું ચિત્ત ઠેકાણે આવ્યું. તે બોલી: "ના, ના, મ્હારા

હૃદયદેવતા એવા નિષ્ઠુર નથી. હુ મનમાં જેની આરાધના કરૂં છું તે દેવપુરૂષ છે. તે વિશ્વાસઘાતી નથી હું સ્ત્રી થઇને મ્હારા પતિને વિશ્વાસઘાતી કહુ છુ ? અરેરે ! મ્હારા જેવી પાપી કોણ ? ધિક્ છે મ્હારા જીવનને ! ”

એટલું બોલી આંખોમાંથી આસુની ધારાઓ વર્ષાવવા લાગી. ત્હેની આંખમાં આંસુ જોતાં પ્રભાવતી બહુ દિલગીર થઈ. ત્હેનું હૃદય ખિન્ન થયું. પદ્માને સ્હમજાવવા લાગી. તેણે કહ્યું. “ બ્હેન ! તું રાજકન્યા ! એવા એક સંન્યાસી ઉપર આટલો બધો પ્રેમ ? આટલો બધો મોહ ? આટલી બધી ભોળી ? સાધુઓ પાસે મોહિનિ વિદ્યા હોય છે. તે તો બૈરાંઓને ભુરકી નાંખે છે, અને પછી સાથે લઈ જઇ વેચી નાંખે છે. એક ભિખારડો સંન્યાસી શુ રાજાની પુત્રીના પ્રેમને યોગ્ય છે ? બ્હેન ! ત્હને એવડો શો મોહ લાગ્યો છે કે તેની ચિન્તામા ને ચિન્તામાં દેહ ગાળી નાખી ? તે સુદર સંન્યાસીનુ રૂપ મોહક હતું. તેને જોતાંજ મોહ ઉપજે છે. પરંતુ તેથી આટલી બધી ગાંડી બની ગઇ એ શું ? શુ તું રાજકુમારી થઇને ત્હેની સાથે સંન્યાસિની થશે ? ત્હારે માતા પિતા છે. શુ તે ત્હને સન્યાસી સાથે જવા દેશે ? બ્હેન ! રાજપુત્રી થઇને સન્યાસીની સાથે કેવી રીતે જોગણ બનશે ? શું તું ત્હારે કોમળ શરીરે ભસ્મલેપન કરશે ? શુ ત્હારા સુવાળા વાળને જટાજૂટ બનાવશે ? શુ હીરામાણેકના અલંકારોને બદલે જંગલનાં ઝાડપાંદડાં પહેરશે ? કોમળ-સુંવાળી પથારીને બદલે ઝાડના ઝાંખરાંઓમાં નિદ્રા લેશે ? બ્હેન, જંગલનાં એ બધાં દુઃખ કેમ સહન કરશે ? તને સારાં સારાં મિષ્ટાનો મુકી જંગલનાં વનફળો કેમ ભાવશે ? જ્યાં સૂર્યનો તાપ પડતો નથી તેવી મધુર ઠંડકમાં તું

નિવાસ કરે છે ત્હેને બદલે સૂર્યનાં પ્રચણ્ડ કિરણોનો તાપ કેમ સહન કરશે? રાજકુમારી! શાન્ત થા! એવા સંન્યાસીના પ્રેમની હઠ છોડી દે! એની પાસેથી સુખ મેળવવાની આશા છોડી દે. સેંકડો રાજપુત્રો ત્હારા પ્રેમની ભિક્ષા માગે છે. એકાદ રાજકુમાર સાથે ત્હારા લગ્ન થવાથી જ તું સુખી થશે. સિંહને છોડી શિયાળને શા માટે પસંદ કરે છે? બ્હેન! હવે એ વિચારો છોડી જ દે. એવા સંન્યાસીનો સંગ કરવાથી સુખ મળશે નહિ. કયી રાજકુમારીઓ સાધુ સંન્યાસી જોડે પ્રેમ બાંધી સુખી થઇ છે?"

પ્રભાવતીના શબ્દો સાંભળી પદ્માવતીને ગુસ્સો ચડ્યો. તેણે કહ્યું "પ્રભા! તું સંન્યાસીને ઓળખતી નથી ત્યારે પછી શા માટે વિનાકારણ તેની નિન્દા કરી પાપ વ્હોરી લે છે? મ્હારા બળતા જીવમાં ઘી શા માટે રેડે છે? મ્હેં જે દિવસથી સંન્યાસીને જોયા છે ત્યારથી પરીક્ષા કરી લીધી છે. તે સંન્યાસીના વેશમાં કોણ છે એ હું જ એકલી જાણું છું. મ્હેં તેમને મારૂં મન, પ્રાણ, યૌવન, જીવન, સમર્પણ કર્યાં છે. મે વિના મૂલ્યે તેમને વેચ્યું છે. આ જગતમાં એ સન્યાસી સિવાય મ્હારૂં બીજું કોઇ નથી. તે જ મ્હારો પતિ છે, તે જ મ્હારો ઇશ્વર છે. પ્રભા! તે મ્હારો પ્રાણાત્મા છે. ત્હેની મનોહર મૂર્તિ જોયા પછી શું આ હૃદયમાં બીજી કોઈ મૂર્તિ પ્રવેશ કરી શકશે? કદી નહિં, કદી નહિં. હું તેમની સાથે સંન્યાસિની થઇશ, શરીરે ભસ્મ ચોળીશ, રાજમેહેલનાં સુખનો ત્યાગ કરીશ, જંગલનાં વલ્કલો પહેરીશ. ઝાડની સુકી ડાંખળીઓનાં કિંવા કાંકરા-પત્થરાવાળી માટોડીની જમીનમાં શયન કરીશ. મિષ્ટાન્નને બદલે ફળ-મૂળ આહાર કરીશ. જ્યાં તે ત્યાં હું! પતિની ચરણસેવા કરવામાં શું

પત્નીને દુઃખ હોય છે? સ્ત્રીને માટે પતિ એ જ જીવન, પતિ એ જ ધર્મ, પતિ એ જ ગુરૂ અને પતિ એ જ આ લોક અને પરલોકમાં મુક્તિ અપાવનાર ઈશ્વર છે બ્હેન! તે જંગલમાં ભટકતા હશે અને હું અહિં રાજમેહેલમાં સુખ ભોગવું છું. મ્હારા જીવનને ધિક્ક છે!"

પદ્મા તરતજ ઉઠી, અને અગાશીમાંથી નીચે ઉતરી ગઈ. પ્રભાવતીએ જાણ્યું કે રાજકન્યાનું માથું ફરી ગયું છે, તે ગાંડી બની છે, તેથી તે પણ તેની પાછળ ઉતરી પડી.

પદ્માવતી રાજમેહેલમાંથી બગિચામા ગઈ. જે બગિચામાં પ્રાણાધાર સંન્યાસીની મોહિની મૂર્તિ જોઈ હતી તે બગિચામાં સરોવર સ્હામેના બકૂલ વૃક્ષ નીચે આવી બેઠી, અને પતિની મહાચિન્તામાં નિમગ્ન થઈ. આંખો બંધ કરી દીધી અને અંતઃકરણમાં તેજ સંન્યાસી દેવતા, મહારાણા ભીમસિંહની મૂર્તિનું ધ્યાન ધરવા લાગી. ધન્ય પ્રેમ! પ્રભાવતી પાછળ પાછળ આવી હતી. તેણે રાજકન્યાની આવી સ્થિતિ જોઈ બૂમ પાડી "બ્હેન! બ્હેન! ઘણો વખત થયો છે. અહિં રહેવું યોગ્ય નથી. ચાલ, ઘેર જઈએ." પ્રભાવતીએ બે ત્રણ વખત બુમો પાડી, પણ ઉત્તર મળ્યો નહિં. ઉત્તર કોણ આપે? પદ્માવતી ઘણે દિવસે આજે પતિદેવતાના ધ્યાનમાં મગ્ન થઈ છે હૃદયમંદિરમાં ઉપાસ્ય દેવતાનાં દર્શન કરે છે તે ઉત્તર કેમ આપે? ત્હેને બીજાની જોડે શું કામ હતું? જગત્માં ત્હેનું બીજું કોઈ સગું નથી. પદ્માવતીની આવી સ્થિતિ જોઈ પ્રભાવતી બ્હી ગઈ. તે મેહેલમાં દોડી ગઈ અને મહારાણીને ખબર આપી.

મહારાણી પદ્માવતીની આવી વાત સાંભળતાં જ દુઃખી થઈ.

પદ્મા ત્હેને એકની એક છોકરી હતી. લાડકોડમાં ઉછેરી હતી. તરતજ રાણી બગિચામાં આવી. તેણે જોયું તો પદ્માનો ચોટલો વિખરાઇ ખભા ઉપર પડયો છે, શરીર ઉપરનું લુગડું ગમે ત્યાં ખસી ગયું છે, નેત્રો બંધ છે. સીધી ટટાર બેઠી બેઠી કંઈ ધ્યાન ધરે છે. જાણે સતીકુળ ચુડામણિ સીતાજી અશોક વનમાં બેસી રામચંદ્રજીનું ધ્યાન ધરી રહ્યા છે ' કોઇ દિશામાં દ્રષ્ટી નથી. બહારની કોઇ વસ્તુનું ભાન નથી. જાણે ચૈતન્ય ઉડી ગયુ છે. પ્રભાવતી અને રાણી માતા હેની પાસે ઉભાં છે ત્હેનુ ત્હેને ભાન નથી. પ્રભાવતીએ બૂમ પાડી: 'રાજકુમારી ! ' પણ ઉત્તર મળ્યો નહિં. બીજી વખત બોલાવી: "પદ્માવતી ! ' તેમ છતાં પણ ઉત્તર નહિં ' રાણી માતાનાં નેત્રમાં આંસુ આવી ગયાં. એકની એક પુત્રીની આ શી દશા ? રાણીમાતાએ ત્હેની પાસે જઈ બૂમ પાડી: "બેટા, પદ્મા !" માતાનો શબ્દ પુત્રીના કાનમાં થઈ હૃદયમાં ઉતર્યો જગતમાં માતા સમાન પ્રેમ નથી. પદ્મા ચમકી. નેત્રો ઉઘાડયાં. ચમકેલા નેત્રે માતાના સ્હામુ જોયુ. જાણે ગાઢ નિદ્રામાંથી હમણાંજ ચમકીને જાગી ઉઠી હોય તેમ જોવા લાગી. ત્હેના હૃદયમાં વિષાદ ઉત્પન્ન થયો. જડ લાકડાની પેઠે સ્થિર બેસી રહી.

રાણીએ કહ્યું: "બેટા ! ત્હને કાંઇ દુ:ખ થાય છે ? આહાર નથી. નિદ્રા નથી. હમેશાં માત્ર વિચાર, વિચાર ને વિચાર ' વિચારોમાં ને વિચારોમાં સોના જેવું શરીર કાળું કેમ પાડી દીધુ બેટા ! "

પદ્માવતીએ માતા આગળ હૃદય ઉઘાડયું નહિ. મનના વિચારો મનમાં જ સમાવી દઇ બોલી· "માતાજી ! મ્હને કાંઇ દુ:ખ થતું નથી. શરીરમાં નબળાઇ હોવાથી મ્હને બેચેની જણાય છે.

તેથી જ હું વિચારો કર્યાં કરૂં છું." એટલું કહી પદ્માવતી છાની રહી ગઇ. રાણીએ કહ્યું "બેટા, એમા ચિન્તા શા માટે? ચાલ, મેહેલમાં ચાલ. હમણા જ હું રાજ્યવૈદ્યને બોલાવી ઔષધની તૈયારી કરૂં છું." એટલું કહી રાજકુમારીનો હાથ ઝાલી ઘરમા તેડી ગઇ.

## પ્રકરણ સાતમું.

### પીડા—શાન્તિ.



ગંભિર ચિન્તા અને આહાર નિદ્રાનો ત્યાગ કરવાથી મનુષ્યદેહ કેટલા દિવસ નિરોગી રહી શકે છે? પદ્માવતીનો રોગ દિનપ્રતિદિન વધવા લાગ્યો. રાજમહેલમાં કોલાહલ મચી રહ્યો. રાજાની એકની એક રાજકન્યા માંદી છે. સર્વેનાં મુખ ઉતરી ગયાં છે. રાજા અને રાણીના હૃદયનો અમૂલ્ય રત્ન—ભણ્ડાર પદ્માવતી રોગનો ભોગ થઇ પડી છે, તેથી ત્હેમના ચ્હેરા પણ ઊતરી ગયા છે. રાજાની આજ્ઞાથી બધા રાજવૈદ્યો આવી ગયા. દવા આપી ગયા. પણ કોઇથી રોગ મટતો નથી કોઇથી રોગની સાચી પરીક્ષા જ થઇ નહિ. કોઇ ઔષધો બદલવા લાગ્યા, કોઇ રાજકન્યાને હવાફેર કરવા માટે બીજા દેશોમાં લઇ જવાની સલાહ આપવા લાગ્યા. નદીને કિનારે સ્વચ્છ હવા આવે છે, ત્યાં ગમે તેવા રોગીઓ સાજા થઈ જાય છે તેથી રાજકુમારીને

પણ કોઇ નદી કિનારે લઈ જવી એજ નિશ્ચય થયો. રાજા સમુદ્રને કિનારે એક વિશાળ રાજભવનમાં આવી કુમારિકાને હવાફેર કરાવવા લાગ્યા. અનેક પ્રકારની કિમતી ઔષધી આપવામા આવી. આ સ્થળે આવ્યા પછી રાજકુમારીનું શરીર કંઈક સારૂ થયું. પદ્માવતીનું શરીર સારૂં થયુ છે છતા પણ હેના મનમાંથી એક મ્હેટી ચિન્તા ખસતી નથી. તે ચિન્તાના પંજામાંથી એમ કાંઇ નિકળી શકાય ? જેટલા દિવસ જીવન તેટલા દિવસ તે ચિન્તા રહેવાનીજ! ચિન્તા પદ્માવતીની જીવન પર્યંતની બ્હેનપણી થઈ હતી.

રાજવૈદે કહ્યું હતું કે પ્રાતઃસમયના પવનનું સેવન કરવું એજ રાજકુમારીનું પરમ ઔષધ છે. પ્રતિદિન રાજકુમારી પ્રભાતમાં જ નદીને કિનારે પગે ચાલતી વાયુ સેવન કરતી હતી. તેજ પ્રમાણે આજે પણ તે ચાલે છે. વડો મધુર પવન તેના ગરમ માથાને ઠંડું કરે છે. દરરોજના કરતા આજે હેનુ મુખકમળ પ્રફુલ્લ જણાય છે, મન આનંદી જણાય છે, ચ્હેરો ખીલેલો જણાય છે. રાજા અને રાણી પણ પોતાની એકની એક લાડકી રાજકુમારીના ચ્હેરાને પ્રફુલ્લિત થયલો જોઈ ખુશી થાય છે. તે જાણતાં હતાં કે રાણા ભીમસિંહે સન્યાસીને વેશે આવીને પોતાની કન્યાનું ચિત્ત હરી લીધું છે તેથી જ તે મનની પીડાથી પીડાય છે. તેને રાણાના વિરહનુ જ દુઃખ છે. પદ્માવતી સ્હવારમાં જ નજીકના બગિચામાં હવા ખાવા જાય છે. રાજા અને રાણી મહેલના ઝરૂખામા બેસી રાજકુમારી સંબંધી અનેક વાતો કરે છે.

રાણીએ કહ્યું: "મ્હારી પદ્મા મોટી થઈ છે. હવે હેને અવિવાહિત રાખવી યોગ્ય નથી. ભીમસિંહના મનના વિચારો જાણી લઇ સત્વર તેની સાથે લગ્ન કરો."

સિંહલદ્વીપ નિવાસી રાજા હમીરશંક વિચારમાં પડયો. કયાં સિંહલદ્વીપ અને કયાં મેવાડ! છતાં પણ જ્યાં પદ્માએ મહારાણાને જીવનનું સત્ય પ્રેમ અર્પણ કર્યો છે ત્યાં પછી બીજો ઉપાય શું? રાજાએ કહ્યું:–"મ્હારી સંપૂર્ણ ઇચ્છા છે, પણ તે કાંઇ જેવો તેવો રાજા નથી ત્હારા કરતાં મ્હને ઘણી ચિન્તા છે. તે મ્હોટા છે. આપણે ન્હાના છીએ. વામન થઇને આકાશનો ચન્દ્ર લેવાની ઇચ્છા કરવા જેવુ છે. તે આપણા આમંત્રણને માન આપશે? હું જાણું છું કે મહારાણો પણ પદ્માને જોઈ મોહ પામ્યો છે. બન્નેનાં મન દૂધમાં સાકર પેઠે મળી ગયાં છે. તેથી તે પોતાની જ મેળે હા કહેશે. યત્ન કરીશું."

રાજાએ ત્યાંથી ઉઠી પ્રાત સંધ્યાદિ કર્મ કર્યું. રાણી પણ ઘરનાં કામોમાં ગુંથાઈ તેમને ખબર નહોતી કે જેમ અહિં પદ્માવતીની સ્થિતિ થઇ છે, તેજ પ્રમાણે ત્યા મહારાણા ભીમસિંહની સ્થિતિ થઈ છે મહારાણો હમેશાં રાજ્યનાં દરેક કાર્યોમાં મન રાખતો હોવાથી તેના મનની સ્થિતિ બહારથી કોઇ જાણી શકતું નહોતું. ગમે તેમ પણ તે પુરૂષ હતો. પદ્માવતી સ્ત્રી જાતિ હતી. પ્રેમની જીજ્ઞાસુ હતી. પ્રેમના પંજામાં તે આજે પ્રથમ સપડાઇ હતી. તેથી જ તે આટલી બધી વિહ્વળ હતી. તેથી જ તે આટલી બધી અધીરી થઈ હતી.

પદ્માવતી બગિચામાં આમતેમ ફરતી હતી. નાના પ્રકારનાં સુગંધિત ફુલો ખિલ્યાં છે તેને જોતી હતી, ચુંટતી હતી, સુંઘતી હતી. પવન દેવ ફુલોમાંથી સુગંધ ચોરી લઈ પદમાને સુઘ્રાડતો હતો. સર્વ વૃક્ષો ફળ ફુલથી શોભી રહ્યાં છે, નયનને આનંદ આપી રહ્યાં છે,

મનને તૃપ્ત કરી રહ્યા છે. ભમરાના ટોળેટોળાં ખીલેલાં ફુલો ઉપર બેસી ગુંજારવ કરતાં મધ ચૂસી રહ્યાં છે. કોકિલા પક્ષીઓ ઝાડની ડાળીઓમાં બેઠાં બેઠાં મધુર સ્વરે કુ-હુ-કુ-હુ બોલી રહ્યાં છે. બગિચામાં પ્રવેશ કરતા, ગમે તેવા તપેલા પ્રાણીને પણ ઠંડક વળે છે. તપેલા પ્રાણને શાંતિ મળે છે.

પદ્માવતીએ લુગડાના છેડામાં કેટલાંક ફુલો ચુંટી લીધાં છે. આજે હેણે સમુદ્રને કિનારે બેસી, પતિદેવની મૂર્તિનું ધ્યાન કરી તેમની પૂજા કરવાનો નિશ્ચય કર્યો છે. "પતિદેવતાની પૂજા કર્યા પછી સાગર દેવની પૂજા કરીશ અને ત્યાર પછી સમુદ્રમાં પ્રાણ વિસર્જન કરીશ. બસ, એ જ નિશ્ચય છે." પદ્માવતીએ આજે એવો જ સંકલ્પ કર્યો છે. તેથી જ આજે હેણે ખોળો ભરીને ફુલ લીધાં છે.

પદ્માએ ફુલ લીધા પછી સમુદ્રને કિનારે આવી ઉભી, અને એક ચિત્તે સ્વામી દેવતાની મૂર્તિનું ધ્યાન ધરી એક પછી એક ફુલ ચઢાવવા માંડયાં. જાણે હેની નજર સ્હામે પ્રાણેશ્વરની મૂર્તિ ઉભા છે. હેને તે વિનતિ કરી રહી છે ત્યાર પછી તેણે સમુદ્રને કહ્યું "સાગર દેવ! જો કે તમે પતિતોદ્ધારક ગંગા નદી નથી તોપણ તમારો આશ્રય લેવાથી તમે આ પાપિણીના પાપી દેહને પતિત-પાવની ગંગાનદીમાં લઇ જઇને નાંખી શકશો. જો જો, દેવ! મ્હને પાપિણી કહીને તમે પણ તિરસ્કાર કરતા નહિ."

એટલું બોલીને તે સમુદ્રના કિનારા ઉપર ઉતરી. ત્યાંથી ઘુંટણ સુધીનાં જળમાં ગઇ. બે હાથ જોડી ગંગા નદીને કહેતી હોય તેમ બોલી: "ઓ મા! પર્વત નન્દિની! સુરતરંગિણી! ભવભય નિવારિણી! તમે જગતજનને તારવાને માટે જ

ગંગા, યમુના, ગોદાવરી અને સરસ્વતી વગેરે નામ ધારણ કરી જગત્ ઉપર વહન કરો છો. મા ! હરિપદવિહારિણી જગદમ્બે ! તમે મુક્તિ પ્રદાયિની હોવાથી જ મહાયોગી મહેશ્વરે તમને જટામા ધારણ કર્યા છે ! મા ! તમારા પાદપદ્મમા કોટી કોટી પ્રણામ કરૂં છું ! દેવિ ! તમે જળરૂપે વહીને સમગ્ર ભારતભૂમિને પવિત્ર કરી રહ્યા છો. તમે ત્રિતાપનાશિની છો, ત્રણ લોકના ત્રયતાપનો નાશ કરવાને તમે ત્રણ માર્ગે વહો છો. સ્વર્ગમા મન્દાકિની, મર્ત્ય લોકમા ગંગા અને પાતાળમાં ભોગવતીનું નામ ધારણ કરી વહો છો. મા ! ભીષ્મજનનિ ! એક વખત આ તમારી પાપિણી પુત્રી તરફ દ્રષ્ટિ ફેરવો, મા ! ”

તેણે ભીમસિંહને કહેવા માંડયું. આ વખતે બન્ને હાથ જોડેલા હતા. નેત્રમાંથી આંસુની ધારાઓ પડતી હતી ભીમસિંહને મેળવવાની આશા ભગ થવાથી નિરાશ થઇ આત્મઘાત કરવા તૈયાર થઇ હતી તેણે કહ્યુ: “ પ્રાણેશ્વર ! સ્વામિન ! પદ્માવતીના હૃદયનું સર્વસ્વ ધન ! ઇચ્છા હતી કે તમારાં ચરણની સેવા કરી નારી જન્મનું સાર્થક કરીશ. પરન્તુ નાથ ! તે ઇચ્છા પૂર્ણ થઇ નહિં, મનની ઇચ્છા–વાસના મનમાં જ રહી ગઇ ! હૃદય દેવ ! સેવા કરવાની ઇચ્છાથી જ આપને મન, પ્રાણ અર્પણ કર્યા હતા. જગતના કોઇ પણ સુખ ઉપભોગની ઇચ્છા નહતી. તમે કહી ગયા હતા કે રાજ્યમાં જતાં જ ત્હારી સાથે લગ્ન કરીશ. પણ પ્રભુ ! તે આશા ફળિભૂત થઇ નહિ ! તમે કયાં? હું કયા ? લગ્ન કયાં ? કયાં સુધી આશા–ચિન્તાનો અગ્નિ હૃદયને બાળવા કરે ? એ અગ્નિના તાપમાં શરીર તવાઇ ગયું, બુદ્ધિ ચાલી ગઇ, વિચારો કરવાની શક્તિ રહી

નહિં. માત્ર શરીરનું ખાલી ખોખું લઇ જગત્માં ફરવું એના કરતાં તે સ્થૂળ શરીર સમુદ્રદેવને અર્પણ કરી દેવું એ જ યોગ્ય છે. પ્રભુ! તમને મન-પ્રાણ આપ્યાં છે તે તમારી પાસે જ છે. પાપી સ્થૂળ શરીર જ્યાં પડયું હતું ત્યાંથી ઉંચકી સમુદ્રદેવને અર્પણ કરૂં છું. પ્રાણનાથ! હવે વિરહ દુખ સહન થતું નથી. જીવિતેશ્વર! હવે વિરહાગ્નિનો તાપ સહન થતો નથી. તેથી જ આપના પાદ-પદ્મને હૃદયમાં ધારણ કરી સમુદ્રના શીતળ જળમાં જીવન વિસર્જન કરૂં છું. સ્વામિન્! પાપિણીને પવિત્ર કરનાર પતિ દેવતા! પ્રભુ! ક્ષમા કરજો" એટલુ બોલી તે ગદ્ગદ્ કણ્ઠે સમુદ્રમાં પડવા આગળ ધસતી હતી તેજ સમયે પાછળથી કોઇ બોલ્યું: "પ્રિયતમે! શાન્ત થા! શાન્ત થા! હું આવી પહોચ્યો છું." એટલું કહીને કોઈ તરૂણ પુરૂષે તેને બાથમાં પકડી લીધી. તેણે સમુદ્રના જળમાં એક ડુબકી ખાધી. શરીર અને માથાના વાળ બધા ભીંજાઇ ગયા. દેહ-લતા શીથિલ થઇ પડી. તે તરૂણે તેને ડાબા હાથ ઉપર રાખીને જ કહ્યું. "પ્રિયે! જો, જો, નેત્ર ઉઘાડી જો, હું ત્હારી પાસે જ છું. મ્હને ક્ષમા કર.' પદ્માવતી ચમકી, તેની મૂર્છા ઉડી ગઇ. તેણે તે એક દિવસ સાંભળેલો મધુર કણ્ઠ સ્વર આજે ફરીથી સાંભળ્યો. નેત્ર ઉઘાડી જોયું તો તેણે પોતાના પ્રિય, પ્રેમી મહારાણા ભીમ-સિંહની સુંદર મૂર્તિનાં દર્શન કર્યા. તત્ક્ષણ તે સાવધ થઈ. ટટાર થઇ. મહારાણાનો સુદર પોષાક ભીંજાયો હતો તેથી સત્વર બન્ને બહાર નિકળી સૂર્યના તાપમાં લુગડા સુકવવા લાગ્યાં. પરસ્પર હૃદ-યનાં દુખ કહી એક પ્રકારનો અલૌકિક આનંદ ભોગવવા લાગ્યાં

રાજમેહેલમાં રાણી અને રાજા હમીરશંકને કાને આ વાત પહોંચી ગઇ. પદ્માવતી સમુદ્રમાં પડવા ગઇ હતી તે કોઇ જાણતું

નહતું. પરંતુ તે મહારાણા સાથે મેહેલમાં આવે છે એ વાત જાણતા તેઓ ખુશ થયાં. રાજા હમીરશંક સ્હામા લેવા ગયા. મહારાણાનું સન્માન કર્યું અને મેહેલના ભવ્ય દિવાનખાનામાં લઇ જઇ ત્હેમને અપૂર્વ માન આપ્યું. વિના પ્રયાસે મહારાણા જેવો જમાઇ મળવાથી રાજાને આનંદ થયો. તેમણે પરમાત્માની અનેક પ્રાર્થના કરી. રાજધાની સિંહલદ્વીપ ગયાં. ત્યાં ગયા પછી શુભ દિવસે અને શુભ ક્ષણે રાજા, રાણીએ રાજકન્યા પદ્માવતીનાં લગ્ન કર્યાં. પૂરોહિતે આશિર્વાદ આપ્યા. સર્વ રાજકુળ મહિલા અને પુરૂષોએ આશિર્વાદ આપ્યા. રાજકન્યાનો વ્યાધિ એકાએક મટી ગયો. તેનો કરમાયલો ચ્હેરો પ્રફૂલ્લિત થયો. શુભ દિવસે મહારાણા ભીમસિંહે, પદ્માવતી અને સૈન્ય સહિત સ્વરાજ્ય તરફ ગમન કર્યું

## પ્રકરણ આઠમું.

### દેવાલયમાં પતિ પત્ની.



જોતજોતામાં સૂર્યનારાયણ અસ્ત થઇ ગયા. નિશાપતિ ચન્દ્રદેવતા, પ્રિયતમા રાત્રીની સાથે મળવા અત્યન્ત ઉત્સુક થઇ રહ્યા હતા. માત્ર સૂર્યદેવની બ્હીકથીજ હજુ પત્નીના સંયોગથી વેગળા થઇ રહ્યા હતા. આવું છું, આવું છું, કહેવા છતાં હજુ ચન્દ્રદેવ આવતા નથી. સમય થતાં સઘળું જાય છે અને સઘળું આવે છે. હમેશાં એકજ

સ્થિતિમાં કોઇ રહેતું નથી. સમય થતાં કોઇ આવે છે, કોઈ જાય છે, જગતનો એ જ નિયમ છે. જગત્ પરિવર્તનશીલ છે. આવવું અને જવું એ જ કુદરતનો નિયમ છે મનુષ્ય જન્મે છે અને મરણ પામે છે. કોઇને ત્યાં એક વખત લક્ષ્મી આવે છે અને બીજી ક્ષણે ચાલી જાય છે. મ્હોટા મ્હોટા રાજા મહારાજાઓ પૃથ્વી ઉપર આવી ગયા અને ચાલ્યા ગયા. કોણ અચળ રહ્યું છે ? કોઇ નહિં. તેથી જ કહેવામાં આવે છે કે જગતમા આવવુ અને જવું એજ દ્રઢ નિયમ છે કોઇ ઉદય પામે છે અને કોઇનો અસ્ત થાય છે. સૂર્યદેવ આજને માટે અસ્તાચળ તરફ જઇ ચૂકયા છે. મધ્યાન્હનો પ્રખર તાપ ઓછો થઇ અત્યારે શાંત થઇ ગયો છે. રજનીદેવીએ પ્રિયપતિનાં દર્શન કરવાની અભિલાષાથી, પ્રફુલ્લ ચિત્તે, આકાશના તારાનો હાર ગગન–કણ્ઠે ધારણ કર્યો. જળમા ઉગેલી કમલિની અધીર થઇ ઉઠી, પતિનું દર્શન કરવા ડોકિયાં કરવા લાગી, કમ્પવા લાગી. કમલિનીનું દુખ જોઇ જળચર પક્ષીઓ કલરવ કરવા લાગ્યાં. કોઇનું સૌભાગ્ય, કોઈનું દુર્ભાગ્ય, કોઇની શ્રીમતતા, કોઇની દરિદ્રતા, કોઇનું સુખ, કોઇનું દુઃખ, કોઈ પણ સમયે અમર–અચળ-રહ્યું નથી. એનુ ઉદાહરણ બતાવી આપવાને માટેજ, જળમાં ખિલેલાં કમળો, ઉચ્ચું માથું કરી સન્ધ્યાનો પવન આવતાં આમ તેમ હાલતાં જણાય છે. હાય ! પતિવિરહે ખિન્ન બનેલી અભાગિની કમલિનીને એક વાર જૂવો ! તે સૂર્ય–પતિનો અસ્ત થતાં જળ ઉપર ઢળી પડવા લાગી ! પતિ વિરહે, સતી, પતિવ્રતાની એવી જ સ્થિતિ હોય છે.

સન્ધ્યા થઇ ગઇ. પશુ, પક્ષી, જીવજન્તુ પોતપોતાને સ્થાનકે ચાલ્યા ગયાં. ચરવા ગયલાં ગાય, ભેંસ, બળદ વગેરે ઢોરોનાં ટોળાં

ઘેર પાછા આવવા લાગ્યા. તેમના પગલાંથી ધૂળ ઉડી આકાશને આચ્છાદિત કરવા લાગી ન્હાના બાળક-પશુઓ બરાડા પાડતા, પૂછડા ઉચાં કરતા, પોતાની માતાની પાછળ દોડવા લાગ્યાં. ગૃહસ્થોનાં ઘરમાં દિવાબત્તી થવા લાગી દેવાલયોમાં દેવની આરતિ, પૂજા થવા લાગ્યાં. ઢોલ, ઝાંઝ, શંખ, ઘંટા અને ભેરીનાદ વડે ચારે દિશામા ગર્જના થવા લાગી. સાધુસન્તો અને હરિભક્તો તે સચ્ચિદાનંદ પરમાત્માના ગાન ધ્યાનમાં મસ્ત થવા લાગ્યા.

આજે મહારાણા ભીમસિંહ રાણી પદ્માવતીને લઇને ચિતોડ નગરમા આવી પહોંચ્યા હતા. પતિ, પત્ની અને સૈનિકો સર્વે દેવમંદિરમાં જઈ પગે લાગ્યાં. પૂરોહિતનો આશિર્વાદ લઇ રાજા મેહેલમાં આવી પહોંચ્યા. મહારાણી સુશીલાને એ સમાચાર મળતા પ્રફુલ્લ ચિત્તે તેમને વધાવવા ચાલી.

જેના અંતઃકરણમાં દૃઢ-પ્રેમ છે, જેણે પ્રેમ એ શું વસ્તુ છે તેને એક વખત બરોબર જાણી લીધી છે, તેના હૃદયમાથી પ્રેમનુ બંધન ઢીલુ થાય એ કદી પણ બને નહિ. રાણી સુશીલા જાણતી હતી કે મહારાણા ગમે તેટલી પત્ની કરે તો પણ મ્હારા ઉપરનો પ્રેમ ઓછો કરશે નહિં. હુ તેમની છું, તે મ્હારા છે, તે મ્હારા હૃદયેશ્વર છે, હું તેમની પ્રેમભિક્ષુક દાસી છુ. તેમને મ્હે મ્હારૂં યૌવન, જીવન, મન, પ્રાણ સોંપ્યાં છે પરસ્પર હૃદયનું પ્રેમબંધન કદી પણ ઢીલુ થશે નહિ. પછી મ્હારે ઇર્ષા કરવાની શી જરૂર? જેને પ્રેમ અર્પણ કર્યો છે તે પ્રેમીનું સુખ એ જ મ્હારૂં સુખ છે. પ્રેમ દોષ જોતો નથી. તે પ્રેમીના દોષોની ક્ષમા આપ્યા કરે છે અને પોતાના પ્રેમીને જે રીતે સુખ થાય તેવાં જ કામો કરે છે. કંકાસ, ક્લેશ, ઇર્ષા,

અભિમાન, એ બધા પ્રેમના ધર્મ નથી, પ્રેમીનાં લક્ષણ નથી. પદ્માવતી મ્હારી ન્હાની બ્હેન છે હવેથી અમે બન્ને મળીને અંતઃકરણપૂર્વક પતિદેવતાની સેવા કરીશુ "

સુશીલાએ હસતે મ્હોડે આવી બન્નેને વધાવી લીધાં. મહારાણાને જરાક ઓછુ આવ્યું. તેમણે વિચાર કર્યો કે સુશીલા પાસે ક્ષમા માગું. પરંતુ તે જ ક્ષણે વિચાર આવ્યો કે. મ્હેં તેનું કાંઇ બગાડયું નથી. તેની ઇચ્છા વડે જ આ લગ્ન કર્યુ છે. પછી બ્હીવાનુ કારણ શુ ? કારણ માત્ર પ્રેમબંધન ! સુશીલાના ચ્હેરા ઉપર તો આનંદ જણાય છે. અમારા આવી પહોંચ્યાની વાત જાણી હસતી હસતી ફુલે વધાવે છે. મેહેલમાં આનંદ ઉત્સવની તૈયારી કરી રાખી છે. સુશીલા અને ભીમસિંહના નેત્રો ભેગા થયા. બન્ને હસવા લાગ્યાં. બન્નેના હૃદયમાં આનંદ થવા લાગ્યો.

સુશીલાએ બન્નેના માથા ઉપર ફુલ વધાવતાં વધાવતાં જ કહ્યુ: " પ્રાણેશ ! જો જો, નવીન ફુલોના સુગંધમા ગુલતાન થઇ જતા નહિં ! ઘણા ભમરા નવીન ફુલોની મિષ્ટ સુગધને લીધે તેમા લીન બની જાય છે, પછી જુનાં ફુલોને ભૂલી જાય છે. જુનાં ફુલો ભોગી ભમરની વાટ જોઇને અંતે સુકાઇ જાય છે. જુનાં ફુલોની સુગંધ લીધા પછી ફરીથી ત્હેમના સ્હામુ જોતા નથી. ત્યાં ભુલથી પણ જતા નથી. "

સુશીલાની એ હાસ્યોક્તિ સાંભળી ભીમસિંહે પણ હસતાં હસતાં જ ઉત્તર દીધું: " પ્રિયતમે ! પ્રાણ સખિ ! જે જુનાનું માન જાળવતો નથી તે નવાનું સન્માન શી રીતે કરે ? જેને જુનાની કદર નથી તે નવાની કદર શી રીતે જાણશે ? પ્રિયે ! પ્રેમની શિક્ષા તો ત્હેંજ

આપી છે, પ્રેમના ધર્મ તો તમેજ શીખવ્યા છે, પછી જુનાને કેમ ભુલાય! હૃદયેશ્વરી! જીવન સર્વસ્વ! જુનું થવા છતાં પણ તે મ્હારા મનથી તો નિત્ય નવું જ છે. કારણ પ્રેમનો સંબંધ પ્રાણ સાથે છે, પ્રેમનું બંધન હૃદય સાથે છે. જ્યા સુધી પ્રાણ છે ત્યા સુધી તે પ્રેમી પ્રાણ સાથે બંધાયલુ જ છે. પ્રાણની અધિષ્ઠાત્રી દેવી! પ્રિયે! શા માટે આટલી બધી ચિન્તા કરે છે? ”

સુશીલા હમેશાં આનંદી સ્વભાવની, હસમુખી હતી હાસ્ય, આનંદમાં પતિનું ચિત્ત આકર્ષણ કરવામા તે કુશળ હતી. મહારાણાના શબ્દો સાભળી તેણે ઉત્તર દીધુ. “હૃદયેશ! સૂર્યના તાપ સહન કરવાને જ કમલિની, હૃદય પહોળુ કરી, સૂર્યના કિરણો ઝીલે છે. પ્રાણનાથ! કમલિની એ સૂર્યના પ્રેમની તરસી છે તે શુ તમે જાણતા નથી? હું તે જ સૂર્યના તાપ વડે આટલા દિવસ સુખી હતી. તમે આટલા દિવસ મ્હારૂ તે સુખ જોઇ શકયા નહિં તેથી જ કમલિનીના શત્રુ ચન્દ્રને સાથે લઇ આવ્યા જણાઓ છો! ”

ભીમસિંહને આવું સાંભળવાથી ઘણો આનંદ થતો હતો. સુશીલા વાક્ચાતુરીમાં હોશીઆર હતી. બુદ્ધિવડે કંઇક કૌતુક કરતી, કાંઇક હાસ્યજનક બોલતી અને પતિને આનંદ આપતી. મહારાણાએ પણ ત્હેના શબ્દપ્રહારથી પરાજય નહિં પામતાં કહ્યું: “ પ્રાણેશ્વરી! અજ્ઞાની! શું તું જાણતી નથી કે એ કમલિનીનો શત્રુ નથી? ત્હને એક પ્રશ્ન પુછુંછુ કે કમલિની સૂર્યવડે જીવે છે કે જળ વડે? ”

સુશીલા વિચારમા પડી. બહુ વિચાર કરી હસતાં હસતાં કહ્યું: “ દેવ! કમલિની જ્યારે કાદવમાં ઉગે છે અને જળમાં ઉછરે છે

ત્યારે તો તે જળ વડેજ જીવે છે કહેવાય."

મહારાણાએ કહ્યું કે "ત્યારે તું કમળને સૂર્ય વડે જીવે છે એમ શા માટે કહે છે?"

સુશીલા પતિને હમેશાં સર્વ વાતે માન આપતી. તેના કરતાં વધારે જ્ઞાની છે એમ માનતી નહોતી. તેણે હસતાં હસતાં જ કહ્યુ: "પણ પ્રભુ! જુવોની! કમલિની સૂર્યને જોઇ પ્રફુલ્લિત થાય છે અને સૂર્ય અસ્ત થાય છે ત્યારે તેની પાંખડીઓ બીડાઇ જાય છે. તેથી જ તે સૂર્ય વડે જીવે છે એમ કહું છું."

મહારાણાએ પણ વાત જરા લંબાવી. એક નવો પાઠ શીખવ્યો "પ્રિય દેવી! કમલિની સૂર્યવડે જીવતી નથી પણ તે જળ વડે જ જીવે છે. સૂર્ય ઉદય થઇને પ્રચણ્ડ કિરણો વડે કમલિનીનું જીવન-જળ, તેનું સોષણ કરે છે તેથી કમલિની પોતાનાં પાંદડાં રૂપી હૃદય પાથરી જળનું રક્ષણ કરે છે. એટલે સૂર્યનો તાપ તેનાં પાંદડાં ઉપર પડે છે અને જળનું રક્ષણ થાય છે. સન્ધ્યા સમયે સૂર્ય અસ્ત થતાં, પોતાના દેહ-પાંદડાંઓને એકઠાં કરી દે છે અને ચન્દ્રની શીતળતા વડે આખા દિવસની તપેલી દેહ શીતળ કરે છે. પ્રિયે! શું ચન્દ્ર કમલિનીનો શત્રુ છે? તે તો તેનો મિત્ર જ છે સૂર્યની ક્રૂરતા સહન નહિ થવાથી ચન્દ્ર ઉદય થઇ, બિચારાં નિરપરાધી કમળોને શાંતિ આપવા સૂર્યને ઢાંકી દે છે. તાપને ઠેકાણે શીતળતા વર્ષાવે છે. કેમ, ખરૂં કે દેવી!"

સુશીલા હસવા લાગી અને પતિના ચરણની રજ લઇ માથે મુકી પવિત્ર થઇ. પદ્માવતી આટલો વખત સુધી ચુપચુપ ઉભી રહી

હતી, તેણે સુશીલાના ચરણને સ્પર્શ કરી આંખે હાથ લગાડયા. તેણે કહ્યું "બ્હેન! તમે મ્હારા મ્હોટાં બ્હેન છો. આજથી હું તમારી આજ્ઞા પ્રમાણે વર્તીશ. માતાપિતાનો સ્નેહ, મમતા ભુલી ગઇ છું. તમે જ માતા, તમે જ ભગિની. તમારી આજ્ઞા પ્રમાણે સર્વ કામ કરીશ. તમે જરા પણ કલેશ ન પામો એવી રીતે વર્તીશ. પ્રાણ-નાથની સેવા અને તમારી આજ્ઞા બજાવવી એ જ મ્હારો જીવન-ઉદ્દેશ છે. એ સિવાય બીજી કોઇ આશા નથી."

સુશીલાના હૃદયમાં હમેશાં સ્નેહનો પ્રવાહ વહેતો હતો. પદ્-માવતીના પ્રેમથી ભરેલા શબ્દો સાભળી ત્હેનો હાથ ઝાલી લીધો તથા તેના કોમળ ગાલ ઉપર બે બાજુએ બે ચુંબનો કરી માથે હાથ ફેરવ્યો અને પાસામાં ખેંચી લઇ બેસાર્વા દીધી. સુશીલાએ આશ્વાસન આપતા કહ્યું: "પદ્મે! ભગિનિ! પતિદેવતાને ત્હારા મળવાથી જેમ સુખ થયું છે તેમ હું પણ સુખી થઇ છું. પતિની મનેચ્છા પૂર્ણ કરવી એજ પત્નીનો ધર્મ છે. તું પતિનો આનદ છે તેમ મારો પણ આનંદ જ છે. તું મ્હારા જીવન સ્વરૂપ છે. ત્હારા ઉપર પ્રેમ નહિ રાખું તો કોના ઉપર રાખીશ? હાસ્યમા મ્હે જે કાંઇ કહ્યું છે તે મનમાં લાવતી નહિ. પદ્મે! સ્રીઓને પતિ એજ ઉપાસ્ય દેવતા છે. તું પતિની મનોમોહિની છે, પતિનું માન પામેલી છે. બ્હેન! શુ તું મ્હારૂં માન નહિ મેળવે? મ્હારો પ્રેમ નહિં મેળવે? હું અપુત્ર છું. પરમાત્માની કૃપાથી ત્હને પુત્ર થશે તો શું હું પુત્રવતી નહિં કહેવાઉં? ત્હારો પુત્ર તે મ્હારો છે, તે શું મ્હને માતા કહીને નહિં બોલાવે? બ્હેન! મ્હારો જ આશીર્વાદ છે કે તું સુખી થા. પૂત્રવતી થઇને મનોરથ સિદ્ધ કર." એટલું બોલતાં બોલતાં

સુશિલાએ પુન તેના કમળપત્ર સમાન ગાલ ઉપર ચુંબનો કર્યા.

રાત વધવા લાગી. મહારાણાએ કહ્યુ: "ચાલો, સુશીલા, હવે આખો દિવસ મુસાફરી કરી થાક લાગ્યો છે, માટે સર્વ કામથી પરવારી થાક ઉતારવા નિરાંતે ઉંઘ લઇએ."

સુશીલાએ "આજ્ઞા પ્રભુ" કહીને પદ્માવતીને સાથે લીધી. સર્વ રાજમેહેલમાં ગયાં. સર્વત્ર આનંદ ઉત્સવ થઇ રહ્યો. સર્વત્ર રંગ રાગ ચાલી રહ્યો.

વાચક ! આજે ચિતોડ નગરનાં પ્રત્યેક ઘરમાં આનંદ છવાઇ રહ્યો છે. ઘેર ઘેર દીપમાળા અને મિષ્ટાન્નાદિ થઇ રહ્યાં છે. આજે સુશીલા અને પદ્માવતીનાં પ્રથમ જ દર્શન થયાં છે. છતાં તેમાં ભગિની ભાવ જણાય છે. બન્નેમાં કાંઇ ઓળખાણ નથી છતાં આટલી બધી ઉદારતા, આટલો બધો સ્નેહ કેમ બંધાઇ ગયો? આ ભગિનીભાવમાં કાંઇ વિઘ્ન નડે એમ છે? અમે કહીએ છીએ કે જ્યાં આવાં ઉદાર અંતઃકરણ છે ત્યાં કદી વિઘ્ન વિપત્તિ નડતી જ નથી. ત્યાં કલેશ કંકાસ થતો જ નથી. ત્યાં હંમેશાં સુખ, સંતોષ અને આનંદ જ પ્રવર્તી રહે છે.



# પ્રકરણ નવમું.

## આનંદ લહરી.



ભગવાનની જેના ઉપર કૃપા હોય છે તેના સુખની સીમા નથી. તેને ધનસમ્પત્તિ અને પુત્રસમ્પતિ મળે જ છે. આટલા દિવસ ભીમસિંહને પુત્ર નહતો, તેથી તેનું હૃદય શોકતાપમાં તપેલું રહેતું તેના હૃદયમાં આજે અતિશય આનંદ થઈ રહ્યો છે. મહારાણી સુશીલા આજે ગર્ભવતી થઈ છે. તેના હૃદયમાંનો આનંદસાગર ઉભરાઇ જાય છે. જે નઠારૂં સ્વપ્ન જોઇને ભીમસિંહ એક રાતે ચમકી ઉઠયો હતો અને સંન્યાસી થઇ ગયો હતો તે જ ભીમસિંહ આજે તપસ્વી મહાત્માની કૃપાથી સુખના શીખર ઉપર ઝુલી રહ્યો છે. જે ભીમસિંહ આટલા દિવસ સુધી સંસારને વિષમય જાણી જંગલનિવાસી થવાની ઇચ્છા રાખતો હતો તે જ ભીમસિંહ, તેજ ચિતોડાધિપતિ, આજે સર્વ ક્લેશ, સંતાપ ભુલી જઇને સંસારને અમૃત સમાન જાણવા લાગ્યો છે. મહારાણીના મુખમણ્ડલ ઉપર આનંદની એક અપૂર્વ જ્યોતિ પ્રકાશમાન થઇ છે. ત્હેના નિરાશા ભરેલા હૃદયમાં આશાનો સંચાર થયો છે. "કહિં લાખો નિરાશામાં, અમર આશા છુપાઇ છે." આ સૂત્ર સાચું પડયું છે. પરમાત્માની ભક્તિ કરનાર, ભક્તજનની પ્રાર્થના તે પરમાત્મા એક દિવસ સાંભળે છે એ નજરે જણાઈ આવ્યું છે. ભક્તવત્સલ ભગવાન, દયાનો સાગર, સચ્ચિદાનંદની અપાર લીલાનું રહસ્ય મહારાણીને આજે સાચું જણાયું છે.

સુશીલા ગર્ભવતી થઈ છે. કેવી પ્રભુની લીલા? જેને સન્તાન થવાની આશા નહતી તેને ગર્ભ રહ્યો છે! જગતનાં મનુષ્યો જેને તુચ્છ, સન્તાન વગરની, વંધ્યા કહેતાં હતાં તેને ગર્ભ રહ્યો છે. કાલે તો તે સન્તાનવતી થશે. રાજમહાલયમાં અને રાજ્યના દરેક વિભાગમાં આનંદ ઉત્સવ થશે. જ્યાં નિરાશાનો અંધકાર હતો ત્યાં આશાનો ચંદ્ર પ્રકાશી રહ્યો છે. તેથીજ કહીએ છીએ કે કોઈ પણ વસ્તુ, દરેક સમયે સમાન સ્થિતિમાં રહેતી નથી. સ્થિતિ વારાફરતી બદલાય છે. "સુશીલા ગર્ભવતી થઈ છે," આ શબ્દો મહારાણાના કાનમાં જાણે રાત્રિની સુમધુર બંસીધ્વનિ જેવા કિંવા પ્રાતઃકાળના પ્રભાત-સંગીત જેવા મીઠા, મનોહર લાગે છે. મહારાણાના મનમાં આનંદ સમાતો નથી. એ આનંદની તુલના જગતના બીજા કોઇ આનંદ જોડે થઈ શકતી નથી. વસન્તઋતુના ઠંડા પવનમાં કિંવા કોકિલાના મધુર કર્ણ સ્વરમાં આ સ્વર્ગીય આનંદની લેશ પણ છાયા નથી. માત્ર એકલા મહારાણાજ નહિં પણ ચિતોડના બાલ, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષ સર્વને મન આનંદ, આનંદ થઈ રહ્યો છે. સુશીલાને ગર્ભ રહેવાથી આજે સર્વત્ર કેવો આનંદ છવાઈ રહ્યો છે તેનું વર્ણન કરવાને આ સાધારણ લેખિનીમાં શક્તિ નથી. વિશેષત. રૂપસુંદરી, પરદુઃખભંજન, પદ્માવતીને ઘણો આનંદ થયો છે. તે સુશીલાની પાસેથી એક ક્ષણ પણ વેગળી બસતી નથી. આહાર, નિદ્રા ત્યાગ કરી, છાંયાની પેઠે ને પેઠે સુશીલાની સેવા-સુશ્રુષા તે કરે છે. તેની સાથે ને સાથેજ ફરે છે. તેને જે સમયે જે ઉપભોગની ઇચ્છા થાય છે, જે વસ્ત્રાલંકાર પહેરવાની ઇચ્છા થાય છે, જે અમફળ ખાવાની ઇચ્છા થાય છે તે તત્ક્ષણેજ લાવી આપે છે. તેને સાધુ, મહાત્માઓ અને વીર સ્ત્રી-પુરૂષોનાં જીવન વૃતાન્તો તથા શાસ્ત્રના અનેક ઉપદેશો વાંચી સંભ-

ભાવી ગર્ભમાં રહેલા સન્તાનનું કલ્યાણસાધન કરે છે. સહોદર ભગિનીની પેઠે ત્હેની આજ્ઞા માને છે. પદ્માવતીની સેવા જોઈ સુશીલાના મનમા તેને માટે ઉચ્ચ પ્રેમભાવ પ્રકટયો છે.

આ સમયે મહારાણા ભીમસિંહ જાણે કલ્પતરૂ જેવા થઇ પડયા છે. દીન, દુખી-દરિદ્રીઓને છુટે હાથે અન્ન, ધન અને વસ્ત્રના દાન આપવા લાગ્યા છે. પુર્વે કોઇ રાજા મહારાજાને ત્યાં આવો આનંદ ઉત્સવનો પ્રસંગ આવતાં તે રાજા કલ્પતરૂ સમાન થઇ, દુઃખી દરિદ્રીઓને અન્ન, ધન અને વસ્ત્રનું દાન કરતો. પુર્વે ધનવાનો દાનનું મહાત્મ્ય સારી પેઠે જાણતા. દાન કોને આપવું તે પણ જાણતા. દાન કેવે માર્ગે કરવું તે પણ સમજતા. પારકાનુ દુખ જોઇ ત્હેમનું હૃદય દુઃખી થતું તેમના મનમાં દયાનો પ્રબળ સંચાર થતો. પારકાને દુઃખ થતાં પોતાનેજ દુઃખ થતું હોય એવો અનુભવ કરતા તેથીજ પરમાત્મા તેમના ઉપર રાજી રહેતા. અને જેમ જેમ દાન કરતા, જેમ જેમ દુઃખીઓનાં દુ.ખ કાપવામાં ખર્ચ કરતા, તેમ તેમ તેમના અન્ન ધનના ભણ્ડારો ભરપૂર રહેતા. આજે તેવા દાનવીર રાજાકર્યાં છે? આજે તે વખતની પેઠે છુટે હાથે દાન કોણ કરી શકે છે? આજ દુઃખીઓનાં દુઃખ ભાંગનાર ધનવાનો ક્યાં છે? પારકાના દુખનો અનુભવ જાણનાર પરદુઃખભંજન ધનવાનો ક્યાં છે? આજે જે ધનવાનો છે, જે દાનવીર કહેવાય છે તેમને પુછો કે તમે અંતઃકરણપૂર્વક દાન કરો છો? તમે પારકાને દુઃખે દુઃખી છો? પારકાનું દુ.ખ દારિદ્રય તમારા હૃદયને સ્પર્શ કરી શકે છે? જો તેમ હોય તો ભારતવર્ષમાં લાખો મનુષ્યો અન્ન વગર ટળવળે છે તેનું કારણ શું? આજે અંગ્રેજ બહાદુરની કૃપા વડે અનેક મનુષ્યો

ધનવાન છે, નિર્ભય છે, સુખી છે, તેઓ લક્ષ્મીના પુત્ર કહેવાઇને ગાડીઘોડામાં મોજ કરે છે, પણ તેમની દાનશક્તિ એટલી બધી પ્રબળ નથી ! તેઓ જ્યાં દાન કરવા જેવા સ્થળો છે, દાન કરવા જેવાં દુ:ખી મનુષ્યો છે, ત્યાં દાન કરતા જ નથી ! પારકાનું દુખ જોઇ ત્હેમનું હૃદય પીગળતુ નથી. તેઓ જાણુતા નથી કે કેવા પ્રકારનું દાન કરવાથી તેમના ધનનો સદ્વ્યય થાય છે ! ધનનો સદ્વ્યય કરવાથીજ ખરૂં દાન થાય છે. ધનવાનોને ધનનુ દાન કરવાથી ફળ શુ ? જ્યાં ગાડી ઘોડા અને રાજમેહેલો છે ત્યાં દાન કરવાથી પુણ્ય શું ? તે માત્ર મેહેનતથી ભેગા કરેલા દ્રવ્યનો દુરૂપયોગ જ કહેવાશે ! ખરૂં દાન કરનારાઓએ દિર્ઘ દ્રષ્ટિથી વિચાર કરવો જોઇએ. સર્વ દાન કરતાં જ્ઞાન દાન એજ શ્રેષ્ઠ છે. અને જેથી જ્ઞાનનો સૂર્ય સહસ્ત્ર રશ્મિઓ વડે પ્રકાશી રહે, અજ્ઞાન–અંધકાર દૂર થાય તેવાજ માર્ગે ધન–દાન કરવું જોઇએ. આપણા આર્યશાસ્ત્રમાં ભગવાને યુધિષ્ઠિરને ઉપદેશ આપ્યો છે કે ખરૂં દાન કોને કહેવું ? **दरिद्रान् भर कौन्तेय ! मा प्रयच्छेश्वरे धनं !** ભગવાનનું આ મહદ્ વાક્ય આજના દાનવીરોના હૃદયમાં છે કે ? મહારાણા ભીમસિંહના હૃદયમાં એ વાક્ય કોતરાયું હતું. તે જાણુતા હતા કે દાન કરવા જેવું સત્કાર્ય જગતમાં બીજું નથી. વળી તે જાણુતા હતા કે·—

દાન ધર્મ, દાન કર્મ, દાન ત્રિદિવવાસ;
દાન શક્તિ, દાન મૂક્તિ, દાન યમનો ત્રાસ.

તેથીજ કોઇ સર્વ પ્રજાના કલ્યાણુને માટે કોઇએક સત્કાર્ય કરવાનુ હોય ત્યારે તેઓ પ્રથમ પોતાના રાજભણ્ડારમાંથી છૂટે

હાથે દાન કરતા હતા. દીન દરિદ્રીઓને દાન આપી પોતાને કૃતાર્થ માનતા હતા. આટલા બધા દિવસ પછી ભીમસિંહના અંધકારમય હૃદયમાં એકાએક આશા—વિજળીનો પ્રકાશ થયો.

કાળાં વાદળાં પસાર થઇ જઇ, સ્વચ્છ, નિર્મળ, ચન્દ્રજ્યોતિ ઉદય થઈ. સંસારરૂપી ભવ—રણમાં સુશીતળ જળનો ઝરો ફુટી નિકળ્યો. પ્રભુની કૃપા થઇ છે. ભક્તની પવિત્ર ભક્તિ સાંભળી પ્રભુએ દયાનો વર્ષાદ વર્ષાવ્યો છે. સુલોચાને આજે દશ માસ અને દશ દિવસ થતાં જ, પ્રાતઃકાલમાં જ શુભ દિવસે અને શુભ નક્ષત્ર યોગ થતાંજ પુત્ર રત્નનો જન્મ થયો છે. એક તરફ પ્રાતઃકાળનો બાળ સૂર્ય જગતને દેદીપ્યમાન કરી રહ્યો છે, બીજી તરફ ચિતોડનો ભવિષ્ય નૃપતિ જન્મ લઈ રાજ્યરૂપી જગતમાં આનંદ આપી રહ્યો છે. મહારાણાને ખબર થતાંજ આનંદમાં આવી જઇ તેનું નામ સાધન પાડયું. પદ્માવતીના આનંદની પણ સીમા નથી. આજ તેના પતિના વંશની વૃદ્ધિ થઈ છે. પદ્માવતી, પતિવ્રતા સતી આજે આનંદની લહેરોમાં ગોથાં ખાય છે! રાજા હસી રહ્યા છે. રાણી હસી રહી છે અને સમસ્ત રાજમેહેલ હસી રહ્યો છે.

અમારા દેશમાં જો કોઇ બે સ્ત્રી પરણે છે તો તેની પૂરી કમબખતી જણાય છે. બે પત્નીઓમાં સંપ રહેતો નથી. એક બીજાની ઇર્ષા કરે છે. પતિના તો બિચારાના પૂરા ભોગજ સમજવા! તેને તો જીવતાં જીવત નરકકુણ્ડજ મળ્યો હોય તેટલું દુઃખ, તેટલો ક્લેશ અને તેટલો પરિતાપ થાય છે. બે પત્નીના પતિને કેટલું દુઃખ છે તે તો નજરે જોવું હોય તો એકાદ અમદાવાદીને ઘેર જવું. અમદાવાદમાં ઘણેખરે ઠેકાણે પુરૂષો બે સ્ત્રીઓ પરણે છે! અને પછી

તે બિચારાને અત્યંત દુઃખ ભોગવવું પડે છે. તે સુખે આહાર, સુખે નિદ્રા લેતો નથી તેમજ તે સુખે દિવસ વ્યતીત કરતો નથી. આખો દિવસ શ્રમ કરીને પૈસા કમાઇ શકે છે પણ તેના હૃદયમાં બે પત્નીઓના કંકાસ-કલેશની ચિંતા ભડભડાટ બળતીજ હોય છે! એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કરતાંજ એક બીજામાં ઈર્ષાનો અગ્નિ પ્રજળી ઉઠે છે. કેટલાક તો પ્રથમ પત્નીની ચોરીછુપીથી બીજું લગ્ન કરે છે. કેટલાક સ્ત્રીની ઇચ્છાને જોર જુલમથી દબાવી, બીજી સ્ત્રી કરે છે. ગમે તેમ કરીને પણ બીજી સ્ત્રી પરણતાંજ તે બન્નેમાં ઈર્ષા થાય છે, કલેશ થાય છે, અને કેટલેક સ્થળે બિચારા પતિને માર પણ ખાવો પડે છે; જ્યારે કેટલેક સ્થળે બન્ને સ્ત્રીઓને તેનો પતિ રોજ માર મારી ક્રોધને શાંત પાડે છે. હમણાં આપણા દેશમાં કોઇ સ્થળે સુશીલા કે પદ્માવતી જેવી પતિવ્રતા સ્ત્રીઓ જોવામાં આવતી નથી. સુશીલા કે પદ્માવતીમાં પરસ્પર હિંસા, દ્વેષ કે વૈર ન હતું તેથીજ મહારાણા ભીમસિંહને બે પત્ની છતાં કાંઇ કલેશ થતો ન હતો. પોતાના પતિના વંશની વૃદ્ધિ કરવામાં જે સ્ત્રી મદદ ન કરે, આનંદ ના પામે, તે સ્ત્રી શું પત્ની થવાને યોગ્ય છે? પતિવ્રતા સ્ત્રીએ તો ગમે તેટલાં દુઃખ સહન કરીને પણ પતિને સંતોષ આપવો જોઇએ. ધર્મસાધનને માટે ધર્મપત્ની અથવા पुत्रार्थे क्रियते भार्या । એવો ઉદ્દેશ હમણાંનાં વિવાહમાં નથી. હમણાંની સ્ત્રીઓ પતિને પોતાના હૃદયનો આરાધ્ય દેવતા કે આલોક અને પરલોકમાં મુક્તિ અપાવનાર ઈશ્વર સમાન જાણતી નથી. આ સમયે તો જે પતિ, પોતાની પત્ની નાના પ્રકારના વસ્ત્રાલંકારોથી શોભાયમાન કરી શકે નહિં તે પત્ની, પતિને સંપૂર્ણ પ્રેમની નજરથી જોતી નથી! વખતે

પતિને દરિદ્રી, દરિદ્રી, કહીને લોકોમાં વગોવે છે, વખતે તેના તરફ તિરસ્કાર કરે છે અને વખતે તેને તરછોડી અન્ય પતિને ત્યાં કિંવા માતા પિતાને ત્યાં નાસી જાય છે. પતિ પત્નીનાં મન મળતાં નથી, એક બીજામાં પ્રેમ બંધાતો નથી. કેટલીક સ્ત્રીઓ બિચારા ગરીબ સ્થિતિના પતિને કહે છે કે: તમારે પાલવે પડીને શું સુખ પામી? તમે હાથ ઝાલીને લાવ્યા પણ કોઇ દહાડો બે તાર સોનાના દીઠા નહિં! કોઇ કહે છે કે: તમારા ઘરમાં આવ્યાં ત્યારથી પેટ ભરીને ખાવાનું દીઠું નહિં. કોઈ કહે છે કે, તમારા ઘરનો ઉંબરો દીઠો ત્યારથી બે સારાં લુગડાંનુ મ્હોં જોયુ નહિ! મેહેનત મજુરી કરતાં કરતાં જીંદગી પુરી કરી! અને કોઇક તો કહે છે કે: અમારા મા-બાપનું નખ્ખોદ જજો કે તમારા જેવાની જોડે પરણાવી! વાચકો જોયું? આજની સ્ત્રીઓના શબ્દો સાંભળ્યા? કયાં એક વખતની સુશીલા અને પદ્માવતી અને કયાં આજની શીખેલી, ભણેલી, ડાહી, ચતુર કહેવાતી સ્ત્રીઓ? જે સ્ત્રીઓને પોતાનુંજ સુખ વ્હાલું હોય અને પતિની સ્થિતિની દરકાર ન હોય તે સ્ત્રીઓની મુક્તિ કયાં? તેમના અંતઃકરણમાં પતિપ્રેમ કેવો?

ભીમસિંહ ઉપર સુશીલા અને પદ્માવતીનો પ્રેમ, માત્ર પોતાનો સ્વાર્થ સિદ્ધ થાય તે માટે નહતો. તે બન્ને પતિદેવને સાક્ષાત્ ઇશ્વરજ જાણતાં હતાં. બે પત્નીઓમાં પરસ્પર ઇર્ષા કરીને, ભીમસિંહનો સોનાનો સંસાર ધુળમાં મેળવ્યો નથી, તેથીજ આજે અપૂર્વ આનંદ પથરાઇ રહ્યો છે.

પદ્માવતી પોતાની શોકય સુશીલાના પુત્ર "સાધન" ને પોતાનો જ પુત્ર જાણે છે. પદ્માવતી તેનું લાલનપાલન કરે છે. તેના લાડકોડ પૂરે છે. તેને હાથમાં ને હાથમાં રાખે છે. નિત્ય કૂળદેવીની

પાસે ત્હેના દિર્ઘાયુ માટે પ્રાર્થના કરે છે. સુવાવડમાંથી ઉઠય પછી સુશીલાનું શરીર દુર્બળ થઈ ગયું છે તેથી મહારાણા તેને આરોગ્ય લાભ થાય એવા ઉપચારો કરે છે. મહારાણા તેના તરફ વિશેષ દેખરેખ રાખે છે. પદ્માવતી પણ સુશીલાને પોતાની સગી બ્હેન કરતાં વધારે ચ્હાય છે તથા તેના શરીરની સંભાળ રાખે છે પદ્માવતી જેમ બાળક સાધનસિંહની સંભાળ રાખે છે તે જ પ્રમાણે સુશીલાની સેવા કરવામાં પણ કચાસ રાખતી નથી!

મહારાણા પણ પદ્માવતી અને સુશીલા વચ્ચે જે પ્રેમ છે તે જોઈ સંતોષ પામે છે. રાજ્યમેહેલનાં સઘળાં મનુષ્યો, પદ્માવતીના સુંદર રૂપ તેમજ દૈવી ગુણથી મુગ્ધ થયાં છે.

## પ્રકરણ દશમું.

### સુખ ઉપર સુખ.




મનુષ્યની ભાગ્યદેવી જ્યારે પ્રસન્ન થાય છે ત્યારે ત્હેને ચારે દિશામાંથી સુખજ આવી મળે છે. દુઃખના સમયે જેમ દુઃખ, પોતાના લશ્કર સાથે આવી દુખને ઘેરી વળે છે તેજ પ્રમાણે સુખ પણ જ્યારે આવે છે ત્યારે ચારે દિશામાંથી સુખની વિમલ જ્યોતિ દોડી આવીને મનુષ્યના હૃદયને ઉજ્વળ કરી મુકે છે. સુખી મનુષ્ય જે વખતે જે કાંઈ કાર્ય કરે છે તે વખતે તે કાર્યમાંથી સુખજ મળે

છે. ભાગ્યદેવીની એવીજ લીલા છે. હસવાના વખતે હસાવ્યા કરે છે, રડવાના વખતે રડાવ્યા કરે છે!

હમણાં ભીમસિંહની ભાગ્યદેવી પ્રસન્ન થઈ છે હમણાં તેને સુખ આપ્યું છે તેથી તેને જ્યાં ત્યાંથી સુખજ આવી મળે છે. આજે મહારાણા ભીમસિંહ અને રાજન્યવર્ગ સુખના સ્રોતમાં વહેતા જણાય છે.

દૈવની કેવી આશ્ચર્ય લીલા! એક પુત્રને માટે ભીમસિંહે રાજ્યને જલાંજલિ આપી, જંગલમાં જીવન વિસર્જન કરવાની તૈયારી કરી હતી. જે પત્નીના ગર્ભમાંથી પુત્રનો જન્મ થવાની આશા છોડી દીધી હતી તેજ પતિવ્રતા સાધ્વી રાણી સુશીલાને પેટે પુત્ર જન્મ થયો. એ થોડા આનંદની વાત? એ ભાગ્યદેવીની થોડી આશ્ચર્ય લીલા! પણ વળી આ શું? આજે પદ્માવતી ગર્ભવતી છે એવું સાંભળ્યું છે! અતિશય આનંદ! તેથીજ કહેવામાં આવે છે કે સુખને સમયે સર્વ દિશામાંથી સુખ દોડી આવી મનુષ્યને ભેટે છે! ન્હાની-બ્હેન પદ્માવતીએ ગર્ભ ધારણ કર્યો છે એ વાત જ્યારે સુશીલાએ સાંભળી ત્યારે તેને ઘણોજ આનંદ થયો. પદ્માવતી જેમ સુશીલાના કલ્યાણને માટે પ્રાર્થના કરતી હતી તેમ સુશીલા પણ કેટલાક દેવ, બ્રાહ્મણોને પ્રાર્થના કરવા લાગી. પદ્માને પોતાની પાસે ને પાસે રાખી ત્હેની સેવા, સુશ્રુષા કરવામાં ચિત્ત પરોવવા લાગી.

સંસારમાં જેને ઘેર પુત્ર–રત્ન નથી તેનું ઘર ઉજ્જડ ગણાય છે. પુત્ર એ જ સંસારી જનોના ઘરનો–કૂળનો–દિપક છે, પુત્ર એ જ પ્રાણની સાન્ત્વના છે, નેત્રનો મણિ છે અને પુત્ર એ જ અપૂર્વ ધનભંડાર છે. તેથીજ પુત્ર ના હોય તેનો સંસાર જાણે સૂનામાં

આવે છે. જેને માટે સંસાર છે, જેને માટે સંસારમાં અનેક દુઃખ થાય છે, જેનું મુખકમળ જોઇને સંસારી જનોના હૃદયમાં આનંદ થાય છે, તે જ સંસારમાં આવ્યા પછી જેને પુત્રરત્નનો લાભ થતો નથી ત્યારે પછી સંસારી થઇને અને આ ભવ-સંસારનો સ્વાંગ લઇને અનેક પાપ કરવાનું તેમજ અનેક દુઃખ ભોગવવાનું કારણ શું? અનેક દ્રવ્યભણ્ડાર ભરી રાખવાનું કારણ શુ? તેથીજ કહેવામાં આવે છે કે સંસારીનો સ્વાંગ લેવામાં આવે ત્યારે મનુષ્યને પુત્રરત્નનો લાભ થવોજ જોઈએ. પોતાનું મેળવેલું ધન ભોગવનાર પુત્ર હોવોજ જોઇએ. પરંતુ પોતાનો પુત્ર સત્પુત્ર થાય તેને માટે પિતા, માતાએ અનેક યત્ન કરવા જોઇએ. પિતા માતાએ ધર્મ અને નીતિ પાળવી જોઇએ. માતા પિતાના જેવાં જ સન્તાનો થાય છે, માટે માતા પિતાએ પોતાનાં સન્તાનનું કલ્યાણ ઇચ્છવું હોય, તેને સત્પુત્ર બનાવવાની ઇચ્છા હોય તો માતા પિતાએ દુર્ગુણો યજી દઈ સદ્ગુણો ધારણ કરવા જોઇએ * આર્ય શાસ્ત્રોએ સદ્ગુણી સન્તાનો ઉત્પન્ન કરવાની અનેક શિખામણો આપી છે તે પ્રમાણે વર્તવું જોઇએ.

---

* સત્પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળાં માતાપિતાઓ ૨૦–૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઇએ. પ્રાચીન કાળમાં બ્રહ્મચર્યની પ્રથા હતી. હમણાં તે પ્રથા છિન્નભિન્ન થઈ ગઇ છે. હમણાં તો ૧૦–૧૨ વર્ષમાં પુત્રપુત્રીનાં લગ્ન થતાં હોવાથી તેમને નિર્બળ સન્તાનો ઉત્પન્ન થાય છે. બ્રહ્મચર્યનું નામનિશાન ઉઠી ગયું છે. પુત્રને ૨૫ વર્ષ સુધી અને પુત્રીને રજસ્વલા થતા સુધી કદી પણ પ્રણયરંગમાં નાંખવાં જોઇએ નહિં. અંગ્રેજો આજે સર્વત્ર વિજય મેળવે છે અને સર્વ કળાઓમાં પ્રવીણ થાય છે તેનું કારણ બ્રહ્મચર્ય છે. ૨૫–૩૦

ક્રમે દશ માસ ને દશ દિવસ થઈ ગયા. સુંદરી પદ્મમાવતીએ શુભ દિવસે પુત્રને જન્મ આપ્યો. આ પુત્રનું રૂપ પણ તેની માતાના જેવું અપૂર્વ હતું. માતાના ગર્ભમાંથી જન્મતાંજ સુતિકાગૃહને પ્રકાશિત કરી મુકયું. ત્હેનું રૂપ જોતાંજ અનુમાન થતું હતું કે જાણે વિધાતાએ પોતાની સુંદર રચનાનો નમુનો બતાવવાનેજ આ બાળકને રચ્યો છે ! સ્ત્રીઓને પ્રસવ સમયે જે વેદના થાય છે તેનું વર્ણન કરી શકાય તેમ નથી. બીજા શબ્દોમાં સ્ત્રીઓની એ એક મ્હોટામાં મ્હોટી પ્રાણ-ઘાત છે. તેમ છતાં પણ માયાની એવી લીલા છે કે પ્રસવ થયા પછી પુત્રનું મુખ જોતાંજ માતાનું તે અસહ્ય દુઃખ ચાલ્યું જાય છે સર્વ વેદનાઓને માતા સત્વર ભુલી જાય છે અને બાળકનું લાલન પાલન કરવામાં પ્રવૃત્ત થાય છે. અહા ! માતાના જેવી દયા બીજા કોનામાં છે ? માતાનો દૈવી પ્રેમ બાળકો કદી પણ ભુલી શકતાં નથી ! જગતમાં જો કોઇ પણ ખરો દયાળુ જીવ હોય તો તે માતા છે ! દશ માસ ગર્ભમાં ધારણ કરીને પણ દુઃખ વેઠે છે. બાળકનો જન્મ થયા પછી પણ મ્હોટું થતાં સુધી-બિચારી માતા-અનેક પ્રકારનાં દુખજ વેઠે છે ! પોતાના બાળકને જરા પણ દુઃખ ના થાય તે માટે અનેક જાતની કાળજી રાખે છે. માતાની દયા વગર બાળક જીવન ધારણ કરી શકતું નથી. અહા !

---

કે ૪૦ વર્ષ સુધી તેઓ વિદ્યા-હુન્નર શીખી, સત્યચરિત્રવાન થઇ, પૈસા પેદા કરતાં શીખે છે, ત્યાર પછીજ પરણે છે, ત્યારે તેઓનાં સન્તાનો પણ સત્યચરિત્રવાનજ પેદા થાય છે. અમારા ગુજરાતીભાઇઓ સન્તાનોની ઉત્પત્તિ પાછળ મંડે છે પણ ત્હેમને સત્યચરિત્રવાન બનાવતા નથી એજ મહા ખેદની વાત છે !

માતા ! ત્હમે સન્તાનને માટે કેટલા પ્રકારનાં દુઃખ સહન કરો છો ! જીવન વિસર્જન કરીને પણ તમારી દયાનો બદલો આપી શકાય તેમ નથી. માતા! માતા! તમારી દયા અને માયાનો કિંચિત્ પણ બદલો વાળી શકાય તેમ નથી ! માતા ! તમારૂં ઋણ કદી પણ વાળી શકાય તેમ નથી ! માતા ! આશિર્વાદ આપો કે જેથી જીવનપર્યંત, આ સન્તાનનું મન, વચન તમારાં ચર્ણમાંજ રહે ! એ જ અમારી એક પ્રાર્થના છે મા !

પદ્માવતીએ પાસું ફરીને પુત્ર-મુખ દર્શન કર્યું. તરતજ ત્હેની સર્વ વેદનાઓ સમી ગઈ. પુત્રને ખોળામાં લઇ ત્હેનું સુંદર મુખકમળ જોઇ આનંદ પામવા લાગી. ત્હેને પાસામાં લઇ સ્તનપાન કરાવવા લાગી. પદ્માવતીને અને ત્હેના બાળકને જોતાં એવું જ જણાતું કે જાણે જશોદાજી શ્રીકૃષ્ણને લઇ સ્તનપાન કરાવે છે ! અહા ! કેવી સુંદર શોભા !

પદ્માવતીને પુત્ર પ્રસવ થયો છે એવું સાંભળતાંજ સુશીલા સાધનસિંહને કેડે બેસાડી તરતજ ત્યાં દોડી આવી અને નવીન બાળકનું સુંદર મુખ જોઇ આનંદ પામવા લાગી.

સુશીલાએ પ્રેમપૂર્વક કહ્યું " પદ્મા ! બ્હેન ! ત્હારે માટે મ્હને ભય લાગતો હતો. તું હજુ બાળક છે. પ્રસવવેદનાથી ત્હને કેટલુંએ કષ્ટ ભોગવવું પડશે એવા વિચારથી અંતઃકરણમાં દુઃખ થતું હતું પરંતુ ભગવાને દયા કરી છે. " શુળીનું વિઘ્ન કાંટે સરી ગયું છે." થોડા દુઃખમાંજ પુત્રનું મુખ જોઇ સુખી થઇ છે. મ્હારો આશિર્વાદ છે કે પુત્ર ચિરંજીવી થાઓ. આપણા આનંદની વૃદ્ધિ કરો."

સુશીલાના પુત્ર સાધનસિંહને હમણાં પાંચમુ વર્ષ ચાલતું હતું. તેણે પદ્માવતીના પાસામાં એક ન્હાનું બાળક પડેલું જોઇ કાલા કાલા શબ્દોમાં કહ્યું: " મા, મા, ન્હાની માનો બાઈ ક્યાં હતો ? આજે ક્યાંથી આવ્યો ? "

સુશીલા જરા હસતી હસતી તેનું મુખ ચુમ્બન કરતી બોલી: " બાઈ, એ તો તારી નાની માના પેટમાં હતો. તારી સાથે રમવા આવ્યો છે. "

સાધનસિંહ સુશીલાની કેડમાંથી નીચે ઉતર્યો અને પદ્માવતીની સ્હામે ઉભો રહી, હાથ લંબાવી બોલ્યો " નાની મા ! લાવો અને મારો બાઈ આપો. "

પદ્માવતીએ પણ જરા જરા હસતાં કહ્યું: " દિકરા ! હમણાં બાઇને અડકાય નહિ જો એને પેટ સાપ છે. સાપ જતો રહેશે પછી તને આપીશ હોં બાઈ ! " આ સાંભળી સાધનને આનંદ થયો.

મહારાણાને ખબર થઇ કે પદ્માવતીએ પુત્રને જન્મ આપ્યો છે. ભીમસિંહના આનંદનો પાર નથી. તેના મુખ ઉપર હાસ્યની અલૌકિક છટા છવાઈ ગઈ છે. પરંતુ કોણ જાણી શકે છે કે એ આનંદ ભવિષ્યમાં કેવું પરિણામ લાવશે. પુરૂષનું ભાગ્ય અને નારીનું ચરિત્ર એ બે વિધાતા પણ જાણી શકતી નથી.

ધીમે ધીમે સન્ધ્યાસમય થયો. રાજમેહેલમાં મહાન્ આનંદ વ્યાપી રહ્યો છે. મોડી રાત્ર સુધી રાજમહાલય આનંદના હાસ્ય ધ્વનિથી ગર્જી રહ્યું હતું. હમણાં શાંત સ્થિર થઇ રહ્યું છે.

# પ્રકરણ અગીયારમું.

## અકસ્માત યુદ્ધનો સૂત્રપાત.




ખ હમેશાં રહેતું નથી. તે વિજળીના ઝબકારા પેઠે ક્ષણ વારજ રહે છે. સુખનો પ્રકાશ જોઇને મનુષ્ય આનંદ પામે છે પરતુ થોડી વાર પછી દુઃખ આ-વતાં ઘોર વિષાદના અંધકારમાં ગોથાં ખાય છે. એક વખતનો પ્રકાશ, ક્ષણવારમાં અંધકાર ફેલાવી દે છે. સુખ એ નદીના પ્રવાહ જેવું છે. ભરતી આવતાં બે કિનારા છલા-છલ કરી મુકે છે, અને ઓટ થતાં તે જ પાણી નદીના ગર્ભમાં સમાઈ જઈ, સમુદ્રમાં ચાલ્યું જાય છે. સમુદ્રમાં ભરતી આવતાં તેનું પાણી નદીમાં આવે છે અને ત્યાંથી કિનારા ઉપર છલકાય છે. ઓટ થતાં જ્યાંથી આવ્યું હોય છે ત્યાં પાછું ચાલ્યું જાય છે. સુખ મળતાં આપણે કેટલો બધો આનંદ, ઉપભોગ કરીએ છીએ, બીજી ક્ષણે દુઃખનાં કાળાં વાદળાં આવતાં આપણા હૃદયમાં અગ્નિની જ્વાળા પ્રજળી રહે છે. ચકોર પક્ષી, વૃક્ષની ડાળમાં બેસી ચન્દ્રનાં સ્નિગ્ધ કિરણો નિરખી મહા આનંદ માને છે. એક ચિત્તે ચન્દ્ર સ્હામું જોઈ કેટલાંએ ગીત ગાય છે. આનંદમાં મસ્ત થઇને એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર ઉડે છે. થોડીવારમાં એજ ચકોર પક્ષીનો શત્રુ મેઘ,–કાળાં વાદળાં–ગર્જના કરી, વિજળીના કડાકા

ભડાકા સાથે, ચન્દ્રને ઢાંકી દઈ, મુશળધાર વર્ષાદ વર્ષાવે છે. આ વખતે બિચારા ચકોર પક્ષીનો આનંદ કયાં જતો રહે છે ? તેના હૃદયમાં કેટલો શોક થાય છે ? પણ વર્ષાદ વર્ષવાથી તૃષાતુર ચાતક પક્ષીની તૃષા શાંત થાય છે, તેને અત્યંત આનંદ–સુખ–થાય છે અને વિધાતાને અનેક ધન્યવાદ આપેછે. તેથીજ કહેવામાં આવે છે કે સુખ અને દુઃખ, એ કોઇને એક સરખા મળતાં નથી. જ્યાં એક વખત સુખનો સાગર ઉછળે છે ત્યાં બીજી વખત દુઃખનો ડુંગર ઉલટી પડે છે ! સુખી મનુષ્યોએ ગર્વ કરવો નહિં, દુઃખી મનુષ્યોએ સુખની આશા છોડવી નહિ. સુખ પાછળ દુઃખ અને દુઃખ પાછળ સુખ ચાલ્યુંજ આવે છે.

પદ્માવતીને પુત્ર થવાથી ભીમસિંહે કેટલાંએક સત્કાર્યોનો સંકલ્પ કર્યો છે. કેટલાંએક ગતિમાં આવ્યાં છે, કેટલાંએક કરવાનાં બાકી છે. અન્ન, વસ્ત્ર અને ધનના ભિક્ષુકોને મ્હોં માગ્યાં દાન આપે છે, અનેક દુઃખીઓનાં દુઃખ ટાળે છે તેનો હિસાબ પણ નથી. પરંતુ હાય ! વિધાતાની દ્રષ્ટિમાં તે સુખ સહન થયું નહિં.

આજે ભીમસિંહ સભાસદો સાથે રાજસભામાં બેઠો છે એ જ સમયે એક યવન–દૂત આવી પહોંચ્યો. ત્હેણે પોતાના આવવાની ખબર મહારાણાને પહોંચાડી. મહારાણા વિસ્મય થયા. રાજપુતાનાની રાજધાની ચિત્તોડમાં યવન–દૂત ? ભીમસિંહને આશ્ચર્ય થયું. દૂતને સભામાં આવવાની આજ્ઞા આપી. યવન–દૂતે મહારાણાને નમન કર્યું અને એક પત્ર આપ્યો. મહારાણો બુદ્ધિમાન હતો. તેણે પત્ર ઉઘાડતાંજ મનમાં વિચાર કર્યો કેઃ " હમણાં મુસલમાન બાદશાહ અલાઉદ્દીન, દિલ્હી હુમલો કરી ભરતખંડનું રાજ્ય ચલાવે છે. શું

તેની દ્રષ્ટિ રાજપુતાના તરફ વળી છે ? શુ ચિત્તોડ લેવાની લાલસા ઉત્પન્ન થઈ છે ? ના, ના, તેમ હોય નહિ ! ભીમસિંહના શરીરમાં લોહીનુ એક ટીપું રહેશે ત્યાં સુધી તેની એવી લાલસા સફળ થશે નહિ. જો તેની એવી માગણી હશે તો તિક્ષ્ણ તલવાર લઈ સ્હામો થઈશ. દુશ્મનોના લોહીવડે, ભરતખંડની પવિત્ર ભૂમિને તૃપ્ત કરીશ. હજુ રાજપુતોનું તેજ અને બળ એણે જોયું નથી. યુદ્ધ કરીશ, મરતાં સુધી યુદ્ધ કરીશ અને છેવટે શત્રુની તલવાર વડે રણભૂમિમાં મરણ પામીશ, પણ પાછો ફરીશ નહિ. હું રાજપુત, હું વીર, હું આર્ય સન્તાન છું. તે જ આર્ય લોહી નસેનસમાં વહી રહ્યુ છે. જ્યાં સુધી એ શુદ્ધ, પવિત્ર લોહી વહે છે ત્યાં સુધી મુસલમાનોને રાજપુતાનં-માં પગ મુકવા જેટલી જમીન આપીશ નહિ. કદી નહિં, કદી નહિં. રાજપુતો હમેશાં વીર પુરૂષો કહેવાય છે, હું પ્રબળ પરાક્રમી આર્ય મહાવીરોનો વંશજ છું. મુસલમાનોની મકદૂર શું કે તે પવિત્ર આર્ય વંશનુ અપમાન કરે ?" આવા વિચારો કરતાં કરતાં પત્ર ઉઘાડયો અને વાંચવા લાગ્યોઃ-

"મહા પ્રતાપી, ચિતોડાધિપતિ, મહારાણા શ્રી ભીમસિંહજીની સેવામાં, વિનયપૂર્વક નિવેદન કે હુ ખિલજી વંશના જલાલુદ્દિનના ભાઈનો પુત્ર અલ્લાઉદ્દીન છું. મ્હારૂં પ્રબળ પરાક્રમ સમસ્ત ભારત-વર્ષમાં પ્રખ્યાત છે. સમસ્ત ભરતખંડ મ્હારા રાજ્યછત્ર નીચે છે. તમે રાજ્યમાં અન્યાય કરો છો એવું મ્હારા સાંભળવામાં આવતાં મ્હને ઘણો ગુસ્સો ચડયો છે. મ્હારી સ્હામે આખું ભરતખંડ ચઢી આવે તોપણ તેને હું હરાવી શકીશ. મ્હારો મોટો કાકો જલાલુ-દ્દિનનો મુખ્ય સેનાપતિ હતો. મ્હારા બાહુબળ વડે મેં બાળવા દેશ

જીત્યો છે. માળવાનરેશ વામદેવ, વીર પુરૂષ હોવા છતાં યુદ્ધમાં પરાજય પામ્યો અને તેને કેદી બનાવી દિલ્લીના કેદખાનામાં નાંખ્યો છે. હું તે જ પરાક્રમી, વીરબાહુ, અલ્લાઉદ્દિન છું. મ્હેં સાંભળ્યું છે કે તમે સિંહલરાજ કન્યા, પરમ રૂપસુંદરી, દેવીસ્વરૂપ, પદ્માવતીનું જોરજુલમથી હરણ કર્યું છે. શુ તમે આવા રાજકર્તા છો ? નબળા રાજાઓની છોકરીને બળાત્કારે લઈ જઈ ત્હેનાં પતિવ્રત નષ્ટ કરો છો ? નબળાં માણસો ઉપર આવો અત્યાચાર કરવાનું કારણ શું ? ભીમસિંહ ! નક્કી સમજવું કે ભરતખંડમાં પ્રતાપી અલ્લાઉદ્દિનનું રાજ્ય છે. ભરતખંડના દરેક અહંકારી હિંદુ રાજાઓનો અહંકાર, પળવારમાં ઉતારી નાંખવો એ જ મ્હારૂં કામ છે. જો ત્હારા કલ્યાણની ઇચ્છા હોય તો એક લાખ સોના મોહોર સાથે સુંદરી પદ્માવતીને મ્હારે ત્યાં મોકલી આપવી, નહિં તો યુદ્ધ કરવા તત્પર થવુ. તે સાથે મ્હને જયપુરનું રાજ્ય આપવું પડશે. મ્હારા મોકલેલા દૂતના માનને ખાતર બે હજાર સોના મોહોર અને કેટલાક સારા ઘોડા આપજો. એજ.

દિલ્લીશ્વર–અલ્લાઉદ્દિન.

પત્ર વાંચીને ભીમસિંહનો ક્રોધ ઉછળી આવ્યો, તેના શરીરનું વીર લોહી તપી આવ્યુ. શુદ્ધ રાજપુતનું વીર લોહી નસેનસમાં ઉછાળા મારવા લાગ્યું. બન્ને નેત્રો, પ્રાતઃકાળના સૂર્ય જેવા લાલ રંગનાં થઇ ગયાં. બન્ને હોઠ કમ્પવા લાગ્યા. મહારાણાએ ગુસ્સાને મનમાં દબાવી યવન–દૂત સ્હામુ ગુસ્સાભરેલી આંખે જોયું. હોઠ ફરકવા લાગ્યો. એવો વિચાર થયો કે એકજ તલવારના ઘાથી યવન-દૂતનું માથું છેદી નાંખવું. વળી વિચાર કર્યો કેઃ દૂતને મારી [illegible] નહિ; ત્હેનો શો દોષ ? ગુસ્સાથી આખું શરીર થરથર કમ્પવા

લાગ્યું. મંત્રી સ્હામું જોઇ સભા બરખાસ્ત કરવાનો હુકમ કર્યો અને દૂતને ત્યાં બેસાડી ખાનગી ઓરડામાં મસલત ચલાવવા માંડી.

ભીમસિંહે મંત્રીને પત્ર વાંચવા આપ્યો તેણે પત્ર વાંચી પગતળે ચગદી ફેંકી દીધો. ભીમસિંહે કહ્યું " એમ કરવાનું કારણ ? "

મંત્રીએ કહ્યું: " મહારાજ, સિંહના માથા ઉપર શીયાળને ચઢવાની દુરાશા ! અવિચારી અલ્લાઉદ્દિનને ખબર નથી કે વીર આર્યોના સ્વધર્મપરાયણ શાસનથી ભારતવર્ષ ગર્જી રહ્યું હતું ? રાજપુતાનાનું નામ સાંભળી શત્રુઓની છાતી કંપાયમાન થતી હતી તેની શું તે અજાનીને ખબર નહોતી ? તે જ રાજપુત વીરોની સાથે યુદ્ધ કરવાની અલ્લાઉદ્દિનની ઇચ્છા ? કેવી બેવકુફી ભરેલી વાત મહારાજ ! કેટલી નાદાની મહારાજ ! એને ખબર નથી કે બહાદુર અને શુરા રાજપુતો પ્રાણની દરકાર કર્યા વગરજ જીવે છે ? રાજપુતોના સ્હામુ હથિયાર લઇ ઉભા રહેવું એ શું બાળકોની રમત છે ? મહારાજ ! અજ્ઞાની અલ્લાઉદ્દિનનો પત્ર વાંચી નસેનસમાં લોહી ઉકળી આવે છે ! "

ભીમસિંહનું લોહી પણ ઉછળી જતું હતું. હૃદય યુદ્ધ કરવાને આગળ ધકેલતું હતું છતાં ગંભીરતા ધારણ કરી બોલ્યો: " મંત્રી ! તમને ખબર નથી કે આપણે કોઇને પણ તિરસ્કાર કરવો જોઇએ નહિ ! યુદ્ધના મેદાનમાં જે સ્હામુ આવશે ત્હેને જોઈ લઇશું. તમને ખબર છે કે અલ્લાઉદ્દિન કોણ છે ? મુસલમાનોએ, અરબસ્થાનથી આવી, ઇરાન, અફઘાનિસ્થાન જીતીને હિંદુસ્થાન સર કર્યું છે. માલવાધિપતિ મહારાજ વામદેવનું નામ સાંભળતાંજ શત્રુની છાતી સળગી

થઇ જતી હતી તે જ ભીમપરાક્રમી વામદેવને, અલ્લાઉદ્દિને હરાવી દિલ્લીના કેદખાનામાં પૂર્યા અલ્લાઉદ્દિને દક્ષિણ માર્ગનાં સઘળાં રાજ્યો જીતી લીધાં છે. અયોધ્યા અને વિહારમાંથી આર્યોનું નામ નિશાન કાઢી નાખ્યું છે. તે જ અલ્લાઉદ્દિન છે! જેટલા આર્ય રાજાઓએ એક સંપ કરી અલ્લાઉદ્દિનના સ્હામુ યુદ્ધ કર્યું છે તે સઘળાંનો પરાજય કરી તેમનાં રાજ્ય લઇ લીધાં છે, તે જ વીર પુરૂષ અલ્લાઉદ્દિન છે!

વધારે શું? એક દિવસ અલ્લાઉદ્દિન લશ્કર લઇને શિકારે ગયો હતો તે સમયે લશ્કર થોડું હતું. દિલ્લી સર કરવા માટે સુલેમાન ઘણું લશ્કર લઇને આવી પહોંચ્યો, જંગલમાં અલ્લાઉદ્દિન ઉપર હુમલો કર્યો, અલ્લાઉદ્દિનનું લશ્કર કાપી નાંખ્યુ અને તેને તીરકામઠાંથી વીંધી નાંખ્યો! સદ્‌ભાગ્ય બળે એક તીરકામઠું તેના પગમાં વાગ્યું. વીર અલ્લાઉદ્દિન ત્યાંજ સુઇ ગયો. સુલેમાન ત્હેને મરણ પામેલો જાણી ચાલ્યો ગયો અને દિલ્લીના સિંહાસન ઉપર બેઠો. તેણે ઢંઢેરો ફેરવ્યો કે અલ્લાઉદ્દિનને જંગલમાં વાઘે મારી નાંખ્યો છે તેથી હું આજથી રાજગાદી ઉપર બેઠો છું. લશ્કરે તથા રાજના બીજા અમલદારોએ મ્હારી આજ્ઞા પ્રમાણે વર્તવું. મ્હારી આજ્ઞા વગર જે કોઇ કાંઇપણ કામકાજ કરશે તેનું મૃત્યુ થશે. જંગલમાં અલ્લાઉદ્દિનને ચૈતન્ય આવ્યું. પગમાં ઘણી વેદના થતી હતી તેથી ધીમે ધીમે ભિક્ષુકના વેશમાં દિલ્લી આવ્યો. ચાલાકીથી પોતાના લશ્કરમાં પેસી જઇ, સુલેમાનને કેદ કરી મરણને શરણ કર્યો. અલ્લાઉદ્દિન એટલો બધો પ્રપંચી છે, એટલો બધો ચતૂર છે કે તેને સાધારણ બાદશાહ જાણવાની ભુલથાપ ખાવી નહિ."

મંત્રીએ કહ્યું· " પ્રભુ ! હું અલ્લાઉદ્દિનનો તિરસ્કાર કરતો નથી. તેનાં કાર્યોને વખોડું છું. હું જાણું છું કે તે સાધારણ બુદ્ધિવાન નથી પણ ઘણો ચતૂર છે. તેણે પ્રપંચથી રાજ મેળવ્યું છે. ખિલજી વંશ કૂળભૂષણ જલ્લાલુદિન બાદશાહ ઇશ્વિરાવતાર હતો. જેની પ્રબળ દાનશીતલતા વડે દિલ્લીમાં કોઈ ભિક્ષુક જડતો નહતો, જેની ન્યાય પરાયણતાથી, જેની નિરંહંકાર વૃત્તિથી, રાજ્યમાં કોઇ શત્રુ ન હતો. જલાલુદિન પોતાને તૃણથી પણ હલકો સમજતો હતો. વધારે શું કહું મહારાજ ! એક વખત દક્ષિણના સર્વે રાજાઓ જલાલુદિન સ્હામે લડવા તૈયાર થયા હતા. જલાલુદિને તે સઘળાને હરાવી દીધા હતા. એટલુંજ નહિં પણ તે સઘળાને સમજાવી બળવો શાંત કર્યો હતો અને પરાજય પામેલા બળવાખોરોને ક્ષમા આપી હતી ! મહારાજ ! આવો દયાળુ અને બુદ્ધિમાન બાદશાહ કોણ થયો છે ? અરે કોઈ થશે પણ ખરો કે ? એક સમયે બલ્બનના ભાઇનો પુત્ર, બે હજાર સિપાહીઓ સાથે દિલ્લી ઉપર હુમલો કરવા આવ્યો હતો. જલાલુદિને બળવાન, પરાક્રમી બલ્બનના ભત્રિજા સાથે ત્રણ દિવસ યુદ્ધ કર્યું પણ કોઈ રીતે તે તેને હરાવી શકયો નહિ, ફરીથી પુષ્કળ લશ્કર એકઠું કર્યું. એ યુદ્ધમાં જલાલુદ્દિનનું ઘણું લશ્કર મરાયું; છતાં પણ પ્રાણની દરકાર રાખ્યા વગર જે યુદ્ધ કર્યું તેમાં જલાલુદિનનો જય થયો. બલ્બનના ભાઈના પુત્રને કેદ પકડયો છતાં તેના સઘળા દોષ ક્ષમા કરી છોડી દીધો. અલ્લાઉદ્દિને ગુપ્ત રીતે માળવા દેશ જીતી લીધો અને રાજા બલદેવને સાથે લાવતો હતો. તેણે જલાલુદ્દિનને એવા સમાચાર કહાવ્યા કે અલ્લાઉદ્દિન તમારી આજ્ઞા વગર માળવા દેશ જીતવા ગયો તેથી બહુ શરમ આવે છે અને આપને મળવાની ઇચ્છા છે. અલ્લાઉદ્દિનના આવા સમાચાર સાંભળી

મહાત્મા જલાલુદ્દિન લશ્કર સાથે લઈ તેને મળવા સ્હામો આવ્યો. જલાલુદ્દિન સ્હામો આવતાંજ દુરાચારી અલ્લાઉદ્દિને ત્હેને મારી નાંખ્યો. આવો વિશ્વાસઘાતી, નરરક્તપિપાસુ બીજો કોઈ જોયો છે પ્રભુ ? અહા ! કહેતાં કહેતાં હૃદય ચીરાઈ જાય છે. જલાલુદ્દિનનું માથું ધડથી જુદું કરી અલ્લાઉદ્દિને નગરમાં, બારણે, બારણે ફેરવ્યું ! અને મ્હોટો આનંદોત્સવ કર્યો. તે કાપેલા માથા ઉપર હજારો લાતો મારી અને તેને તલવારની અણી ઉપર રાખી કહેતો હતો કે, “ આ પાપી, દિલ્લીના સિંહાસન ઉપર બેસી ભરતખંડનું રાજ્ય કરતો હતો. આ વખતે ક્યાં ગયું એનું પરાક્રમ ? અલ્લાઉદ્દિનની તલવાર કેવી બળવાન છે ? ” મહારાજ ! કોઈ સ્વપ્ને પણ જાણતું નહતું કે અલ્લાઉદ્દિન જલાલુદ્દિનનો શત્રુ છે. જેનું નિમક ખાધું, જેના રાજ્યમાં રહી બુદ્ધિ, ચતુરતા મેળવી જેની કૃપા વડે સેનાપતિ થયો, તેની જ એણે કેવી અવદશા કરી ? હમણાં તે જ વિશ્વાસઘાતી ભરતખંડનું રાજ્ય કરે છે. અન્નદાતાનો પ્રાણ લઈ મનની આશા પુરી કરી છે. શું તે સરલ હૃદયનો માણસ છે પ્રભુ ? ”

ભીમસિંહે કહ્યું: “ મંત્રી ! હું સર્વ જાણું છું. તે વાતો સાથે આપણને સંબંધ નથી. આપણામાં જેટલું બાહુબળ છે તેટલું યુદ્ધક્ષેત્રમાં બતાવી આપવું જોઇએ. ધર્મીનું રક્ષણ અને અધર્મીનું નિકંદન કરવું જોઇએ. અલ્લાઉદ્દિનને જ્યારે આટલો બધો અહંકાર ચડયો છે ત્યારે તેનો અહંકાર ઉતારવા મ્હારી તલવાર તૈયાર છે. આપણે આર્ય સન્તાન છીએ, આપણે ધર્માભિમાની છીએ, ઢાલ એ આપણું ઓશિકું છે, તલવાર એ આપણી શય્યા છે, કાળ એ આપણી નિદ્રા છે. આપણે શું એવા એક અધર્મી માણસને હરાવી શકીશું નહિ ?

ધર્મનોજ જય થાય છે એ શું આપણા ઋષિઓનું વાક્ય ખોટું થયા જેમ છે ? કદી નહિં. ધર્મનોજ જય છે. જ્યાં સુધી બનશે ત્યાં સુધી લડીશું, નહિં તો તેમની તલવારના ભોગ થઈ પડીશું. અલ્લાઉદ્દિનની સ્હામું લડવામાં આર્ય ભૂમિનું અને આર્ય જાતિનું ગૌરવ છે. એવા અધર્મી, વિશ્વાસઘાતી બાદશાહનો પરાજય થશે તો આપણું ગૌરવજ વધશે. ઓહ ! તેના શબ્દો સાંભરતાં હૃદય ચૂર્ણ વિચૂર્ણ થઈ જાય છે. મ્હારી પતિવ્રતા, આર્યકુલ ભૂષણ, રાણી પદ્માવતીને બેગમ બનાવવા ચ્હાય છે ! ધિઃક્કાર ! ધિઃક્કાર ! મંત્રી ! અલ્લાઉદ્દિનના શબ્દો વાંચી આર્ય ક્ષત્રી વીરનું લોહી શાંત રહી શકે ? ગમે તેમ થાય પણ તેના કુળનો હું ઉચ્છેદનજ કરીશ. ”

મંત્રીનું પણ લોહી ઉછળી આવ્યું. તેણે કહ્યું: “ મહારાજ ! યુદ્ધ કરવું એ જ નિશ્ચય છે. યોગ્ય ઉત્તર લખી મોકલો. હું લશ્કર તૈયાર કરૂં છું. ”

ભીમસિંહે પોતાના વિચારો લખી અલ્લાઉદ્દિનના દૂતને વિદાય કર્યો. મંત્રીએ લશ્કર તૈયાર કરવા માંડ્યું. ભીમસિંહે સર્વ વૃત્તાન્ત પદ્માવતીને કહ્યા. અલ્લાઉદ્દિનનાં વિચારો જાણી પદ્માને પણ રોમે રોમે ક્રોધાનળ વ્યાપી ગયો. તેણે કહ્યું: “ સ્વામી ! આવા શબ્દો લખતાં અલ્લાઉદ્દિનનો હાથ કેમ કપાઈ ન ગયો ? અને આવા શબ્દો જીભ ઉપર લાવતાં તેની જીભ કેમ કપાઈ ન ગઈ ? એક તુચ્છ માણસની આવી ઉચ્ચ અભિલાષા ? તે નિર્બળ શિયાળ શું સિંહ—આર્ય—કુળનો પરાજય કરશે ? અમે વીર બાળાઓ છીએ, વીર વનિતાઓ છીએ. અલ્લાઉદ્દિન જેવું દેડકું સાપનાં દરમાં હાથ નાંખશે ? લંગડો માણસ પર્વત ઉપર ચડવાની ઇચ્છા રાખશે ? પ્રાણેશ્વર ! મૃત્યુ આવે

છે ત્યારે માણસને બધીજ ઇચ્છાઓ થઈ આવે છે ! તેમ ન હોય તો જે રાજપુત વીરોની ભયંકર બૂમ સાંભળી પૃથિવિ કમ્પાયમાન થાય છે, જે વીર બાળાઓનાં નામ સાંભળતાંજ મ્હોટા મ્હોટા મહારથીઓની છાતી નબળી થઇ જાય છે તે જ વીરપુરૂષ અને તે જ વીરબાળા સ્હામે આંગળી ઉપાડવા અલ્લાઉદ્દિન શક્તિમાન થયો છે ! પોતાના ભાઈ જલાલુદ્દિનનું પ્રપંચથી ખુન કરી હવે રાજપુત વીરોને બ્હીવડાવવા આવ્યો છે ? તેને ખબર નથી કે હવે જ ત્હેનું મૃત્યુ આવ્યું છે ! તેને ખબર નથી કે વિષધર સર્પિણીના એક જ સપાટાથી તેના પ્રાણ પરલોકમાં પહોંચી જશે. પ્રભુ ! બ્હીવાનું કામ નથી. યુદ્ધ કરો. હું પણ તમારી સાથે આવી યુદ્ધ કરીશ. અલ્લાઉદ્દિનનો પરાજય જ થશે."

પદ્માવતીના આવા શબ્દો સાંભળી ભીમસિંહને બમણો ઉત્સાહ થયો. તેણે ધીમે ધીમે કહ્યું: "હૃદયેશ્વરી ! જે ભીમસિંહની ભીમ સમાન ગર્જનાથી રાજપુતસ્થાનના પર્વતો સુદ્ધાં હાલી ઉઠે છે તે ભીમસિંહ સ્હામું અલ્લાઉદ્દિન કેટલો વખત ટકશે ! શુ એ જ ભીમસિંહ ત્હારા જેવી સતી, સાધવીનું રક્ષણ કરી શકશે નહિં ? હું જીવુંછું ત્યાં સુધી ત્હને લડવા મોકલીશ ? પ્રિયે ! પદ્મી ! શાન્ત થા. સૈન્ય એકઠું કરવાની આજ્ઞા કરી છે. હું જ અલ્લાઉદ્દિનનો ગર્વ ઉતારીશ."

સુશીલાને ખબર મળી કે ભીમસિંહ રણસંગ્રામમાં જવા તૈયાર થયા છે. તે ઉંચે શ્વાસે આવી પહોંચી, અને પૂછયું: "પ્રભુ ! આપ, યુદ્ધમાં જાઓ છો ? "

ભીમસિંહ: " હા પ્રાણાધિક ! અલ્લાઉદ્દિનનો અહંકાર ઉતારવા જાઉં છું. તેનો પ્રાણ નાશ કર્યા સિવાય ભીમસિંહ કદી પણ પાછો ઘેર આવશે નહિં."

સુશીલા: " નાથ ! વિશ્વાસઘાતી અને રાજ્યલોભી અલ્લાઉદ્દિનનું બળ હું સારી પેઠે જાણું છું. પ્રપંચ કરીને તેણે ગાદી મેળવી છે. લશ્કરી સિપાહીઓના બળવડે તે દિલ્હીની ગાદી ઉપર બેઠો છે અને તેમનાજ બળવડે ભરતખંડના જુદા જુદા દેશો જીત્યા છે. માલવાધિપતિ વામદેવનો પરાજય કર્યો છે અને નિરપરાધીને કેદખાને પૂર્યો છે ! ભારતવર્ષના રાજાઓ તેના બળ વિક્રમથી થરથરી ગયા છે. પ્રભુ ! બને ત્યાં સુધી તેની સાથે વિરોધ નહિં કરતાં સન્ધિ કરવી અને મિત્રભાવ રાખવો એમાંજ આપણી શોભા છે."

ભીમસિંહ ગુસ્સાથી લાલચોળ થઈ ગયો હતો. તેની નસેનસમાં વીર, રાજપુત લોહી ઉછળી રહ્યું હતું. તેણે ગર્જના કરતાં કહ્યું: " શું ? એવા વિશ્વાસઘાતી, પરનારી વિલાસી, રાજ્યલોભી, ખુની અલ્લાઉદ્દિન સાથે સન્ધિ કરવી ? મ્હારા શરીરમાં જ્યાં સુધી ક્ષત્રીય લોહીનું એક ટીપું રહેશે ત્યાં સુધી કદીપણ તેની સાથે સન્ધિ કરીશ નહિં, કદી પણ તેને નમતો જઈશ નહિં. સુશીલા ! તું વીર ક્ષત્રીય રમણી થઈને આવા શબ્દો બોલે છે ? વીરબાળાને આવા કાયર જેવા શબ્દો બોલવા ઉચિત છે ? શું તું વીરવનિતા છે ? શું તું વીરાંગના છે ? શુ તું વીરદૂહિતા છે ! ક્ષત્રિ થઈને મ્લેચ્છ જોડે સન્ધિ કરીશ ! ત્હને ખબર નથી કે ક્ષત્રિઓ કાળનો પણ ભય રાખતા નથી ? ત્હેને ખબર નથી કે ક્ષત્રિયોનો પરમ ધર્મ યુદ્ધ જ છે ? "

સુશીલા વીરબાળા વીરાંગના હતી, છતાં પણ કોમળ હૃદયની સ્ત્રીજ હતી. સ્ત્રીઓના હૃદયમાં દયા, માયા, સંસારનો મોહ અને રાજનું સુખ ભોગવવાની લાલસા હોય છે. તેથીજ તેણે કહ્યું “ પ્રભુ ! આપ રણસંગ્રામમાં જઇ મનકામના પૂર્ણ કરશો. પરંતુ મ્હારા જેવી અભાગિનીની શી દશા ? તમે વૃક્ષ, અમે લતા; તમે કાયા, અમે છાયા. છાયા કદી પણ કાયાથી વેગળી રહે નહિં, પ્રથમ સુશીલાનું મૃતદેહ જુવો, ત્યાર પછી આપની ઇચ્છા પ્રમાણે કરો. મ્હેં રાજજોશી પાસેથી સાંભળ્યું છે કે શુભકામ કરવા જતી વખતે ડાબા હાથ તરફ મુડદું જોવાથી ધારેલું કામ સફળ થાય છે. હું આપના ડાબા હાથ તરફ જીવન ત્યાગ કરૂં છું. આપ, મૃતદેહ જોઈ આનંદપૂર્વક રણસંગ્રામે સિધાવો પ્રભુ ! ”

પદ્‌માવતી સુશીલાના મોહ, માયા ભરેલા ચ્હેરા સ્હામું જોયા કરતી હતી. તેના હૃદયમાં વીરલોહી ઉછળી જતું હતું. સુશીલાને કહ્યું “ બ્હેન ! ત્હારા જેવી જ્ઞાની વીરાંગના આવાં અજ્ઞાનથી ભરેલા શબ્દો બોલે એ શું યોગ્ય છે ? આ શબ્દો, વીર કુળમાં જન્મેલી વીર રમણીને લાયકના નથી. તમે વીરરમણી છો, વીર વનિતા છો. આવા શબ્દો તમારા મુખમાં શોભતા નથી. પતિરાજ રણસંગ્રામમાં જાય તે વખતે આપણે પણ આપણા ધર્મનું અને પવિત્ર માતૃભૂમિ મેવાડનું રક્ષણ કરવા તૈયાર થવું જોઇએ. મા ભગવતીનું ધ્યાન ધરી શત્રુ કુળનો ઉચ્છેદ કરવો જોઇએ. આપણે શુદ્ધ ક્ષત્રાણિની કન્યાઓ છીએ, આપણે શુદ્ધ ક્ષત્રિયોની પત્નીઓ છીએ. યુદ્ધ એ જ ક્ષત્રીઓનો ધર્મ છે, અને આપણો પણ તેજ ધર્મ હોવો જોઇએ. શું આપણે આર્ય તનયા નથી ? આર્યતનયાઓનાં વીરવૃત્તિ કથા તમે સાંભળી

નથી ? પ્રવીરની માતા જનાએ, યુધિષ્ઠિરે કરેલા અશ્વમેધ વખતે, યજ્ઞઅશ્વ બાંધી દઇને, પોતાના પુત્ર પ્રવીરને રણસંગ્રામમાં મોકલી દીધો હતો. પ્રવીરની પત્ની મદનમંજરીએ પ્રાણપતિના મંગલ માટે કૃષ્ણની પાસેથી એક અશ્વ લઇ પ્રવીરને યુદ્ધનો અલંકાર પહેરાવ્યો હતો અને હાસ્ય ભરેલે ચ્હેરે વિદાય કર્યો હતો. તે ક્ષત્રિય કન્યાઓ હતી. આપણે શું ક્ષત્રિય કન્યાઓ નથી ? આપણે શું કાયર છીએ ? આપણે શું સંસારના મોહમાં ડુબેલાં છીએ ! ફાલ્ગુનીની પ્રિયા સુભદ્રાએ નિરાશ્રય દણ્ડીને આશ્રય આપી ક્ષત્રિ રમણીનું મુખ ઉજ્વળ કર્યું હતું. જે દણ્ડીને કૃષ્ણના વિરૂદ્ધ જોઈ કોઈ આશ્રય આપતું નહોતું, તે જ દણ્ડીને ક્ષત્રિય વીરબાળા સુભદ્રાએ અભયદાન આપી ભીમસેનને ઉત્તેજિત કર્યો હતો. ભીમસેને પ્રાણની દરકાર કર્યા વગર દણ્ડીનું રક્ષણ કર્યું હતું. તેને આશ્રય આપ્યો હતો. તે પણ ક્ષત્રિય રમણી હતી. આપણે પણ ક્ષત્રિય રમણી છીએ. પ્રાણ અને દેહ ઉપર આટલી બધી મમતા શા માટે ? જે દેહ કૃમી, વિષ્ઠા અને લોહી માંસનું ઘર છે, એક દિવસ બળી ભસ્મ થઇ જવાનું છે તે જ દેહ ઉપર આટલી બધી મમતા ? તે જ દેહ, ઉપર આટલો બધો પ્રેમ ? આપણા દેહમાં શું આર્ય લોહીનું એક ટીપું પણ નથી ? શું આપણે વીર રમણી નથી ? શું આપણામાં બળ નથી ? શું આપણામાં પવિત્રતાનું, પતિવ્રતપણાનું તેજ નથી ? શું આપણને કુળબાળાનું જ્ઞાન નથી ? બ્હેન ! મ્હને કોઈની પણ મદદ જોઇતી નથી. હજુ હું સુબાલિકા છું. હજુ નિર્બળ કહેવાઉં છું છતાં પણ તુમારા આશાઉદ્દિનનો પત્ર સાંભળી મ્હારા શરીરમાં નવું લોહી અને નવો જુસ્સો આવ્યો છે. હાથમાં ચળકતી તલવાર લઈને

તેની છાતીમાંથી લોહી કાઢીશ, અને તે જ લોહીથી તર્પણ કરી ભારત માતાને તૃપ્ત કરીશ. અધર્મ, અન્યાય કરનાર, પરસ્ત્રી લંપટ મુસલમાન રાજાના પ્રાણ લઇશ. કોણ કોનો પુત્ર ? પુત્ર અચળ, અમર નથી, રાજ્યવિભવ અચળ, અમર, નથી. માયા મમતા અચળ, અમર નથી. વીરબાળાઓએ તો સ્વધર્મ રક્ષણ કરવાની વાત આવતાં વીર ગર્જનાથી આકાશને કમ્પાયમાન કરવું જોઇએ. વીરહાકથી દુષ્મનોની છાતી થરથરાવી મુકવી જોઇએ પ્રાણનાથ જો આજ્ઞા આપશે, મ્હારા શરીરમાં સાચુ ક્ષત્રિય લોહી હશે, પતિના ચરણમાં મ્હારી શુદ્ધ મતિ હશે, મ્હેં અખંડ પતિવ્રત પાળ્યું હશે, તો યવનવંશનો ધ્વંસ કરી હું વિજય મેળવીશ. તેમ નહિ થશે તો રણભૂમિમાં હસતાં હસતાં પ્રાણ વિસર્જન કરીશ. બ્હેન ! શું આપણે હમેશાં પતિને લઇને સુખી થઇશું ? માથા ઉપર મૃત્યુ ભમ્યા જ કરે છે. કઈ ક્ષણે મરણ પામીશું તે કોણ જાણી શકે છે ? કોઇ ઠોકર વાગવાથી, કોઇને સાપના કરડવાથી તત્ક્ષણ મરણ પામે છે. આ ક્ષણભંગુર દેહ શું ક્ષત્રિઓને આટલો બધો પ્રિય હોય ? પ્રાણનાથ ! મ્હને શરીરની મમતા નથી, સુખનો મોહ નથી. હું આપને યુદ્ધમાં જવા દઇશ નહિ. હું પોતે જ અસ્ત્રશસ્ત્ર સહિત અશ્વારૂઢ થઇ, રણમેદાનમાં જઇ અલ્લાઉદ્દિનનું માથું ધડથી જુદું કરીશ અને તે જ માથું આપના ચરણમાં લાવી મુકીશ. રજા આપો નાથ ! યુદ્ધમાં જઈ અલ્લાઉદ્દિનને કેદી બનાવી લાવીશ દુરાત્મા અલ્લાઉદ્દિનનું કેટલું બળ છે તે જોઇશ. હું મહારાજા હમીરશંકની કન્યા છું. ચિતોડાધિપતિ મહારાણા ભીમસિંહની પત્ની છું. મ્હારા શરીરની નસેનસમાં ક્ષત્રિય લોહી વહે છે. મા ભગવતીનું ધ્યાન ધરી યુદ્ધમાં જઇશ, અને

દુશ્મનોના લોહીથી તર્પણુ કરી ભારત માતાને અને આપણા વીર પિતૃઓને તૃપ્ત કરીશ. ”

પદ્માવતીનું શરીર થરથર કમ્પવા લાગ્યું, તેને શર વ્હડયું, તેનાં નેત્રો લાલચોળ થઈ ગયાં, હાથ ફરકવા લાગ્યા, પગ આગળ ધસવા લાગ્યા, જાણે ચણ્ડ-મુણ્ડને મારવા માટે મા ભૈરવી તૈયાર થયાં હોય તેમ પદ્માવતી સાક્ષાત્ ચંડીનું સ્વરૂપ જણાવા લાગી.

સુશીલા ક્ષત્રાણી હતી છતાં તેના હૃદયમાં પતિ, પુત્ર, અને રાજ્યસુખની માયા હતી. તેથી જ તે અલ્લાઉદ્દિન સાથે સંધિ કરવા પ્રાર્થના કરતી હતી. તેણે નમ્ર અવાજે કહ્યું: “ પદ્મા! એકાએક યુદ્ધ કરવા મસ્ત થઇ ઉઠી છે એ શું સારૂં છે? ગોળે મરતું હોય તેને વિષ દેવાની શી જરૂર? મ્હેં ખાત્રી કરી છે કે તું ચિતોડનગરને ભયંકર સમર-અગ્નિથી ભસ્મ કરશે! ”

ભીમસિંહનું હૃદય પણ યુદ્ધ કરવા ઉછળતું હતું. છતાં પદ્માવતીને શાંત કરવા બોલ્યો: “ પદ્મે! દેવી! વીરાંગના! શાંત થા! આર્ય ક્ષત્રિયોનો એવો નિયમ નથી કે પુરૂષો છતાં સ્ત્રીઓ યુદ્ધ કરે! એમાં અમારૂં અપમાન થાય! ભવિષ્યમાં જે કરવું યોગ્ય હોય તે જ કરજે! જ્યારે અગ્નિ પ્રકટ થયો છે, દુરાચારી અલ્લાઉદ્દિનના શબ્દોએ તેમાં ઘી હોમ્યું છે અને તે જ જ્વાળા મ્હારા ક્રોધાગ્નિને ઉત્તેજિત કરી રહી છે, ત્યારે સુકા લાકડા જેવો યવન રાજવંશ ભસ્મીભૂત કરીશ જ! ત્હીકણુ સુશીલા! શું ત્હેં ખરી ક્ષત્રીયાણીનો પરિચય આપ્યો! વીરાંગના અને વીરબાળાને લાયક શબ્દો કહ્યા? માત્ર પતિ ઉપર ભક્તિ હોય અને પતિના સુખમાંજ

સુખ માનતી હોય તેવી સ્ત્રીઓને પતિવ્રતા કહેવામાં આવતી નથી. પતિભક્તિની સાથે કુળ–વંશનાં માન–આબરૂ સાચવવાં જોઇએ તું વીરપત્ની થઇને મ્લેચ્છ–યવન સાથે સન્ધિ સ્થાપન કરવાનું કહે છે ? જે મહારાણાના ચરણમાં, સર્વ રાજાઓ માથું નમાવે છે, જે મહારાણાના સ્હામું ભારતવાસીઓ હાથ જોડી ઉભા રહે છે, જે મહારાણાના બાહુવિક્રમ આગળ સમસ્ત ભારતવર્ષ કમ્પાયમાન થાય છે તે જ મહારાણો ભીમસિંહ, દુરાચારી અલ્લાઉદ્દિન તું સાથે સન્ધિ કરશે ? શું મ્હારૂં પુણ્ય, મ્હારી દાનશક્તિ, મ્હારી પ્રજા પાલન નીતિરીતિ અને મ્હારૂં બળ પરાક્રમ એટલુ બધુ નિર્બળ, નિસ્તેજ સ્હમજે છે ? એવા શબ્દો બોલવાનું ત્હેં સાહસ જ કેમ કર્યું ? હું આટલા દિવસ ત્હને વીરદુહિતા જાણતો હતો. આજે મ્હારો તે અહંકાર જતો રહ્યો. હવે ત્હારે પતિભક્તિ બનાવવાનું કારણ નથી. ત્હારી પતિભક્તિ અને "પતિવ્રતપણું" આજે જોઈ લીધું ! ત્હારી ઇચ્છા હોય ત્યાં જા ! બ્હીકણ સ્વભાવની સ્ત્રીઓનું મુખ જોવાથી મહા પાપ થાય છે ! વીરપુરૂષો બ્હીકણ થઇ જાય છે ! ત્હારૂં મુખ જોઇ હું મ્હારા મન, દેહને અપવિત્ર કરીશ નહિ. "

સુશીલા શરમાઇ ગઇ. ત્હેને ઘણો પસ્તાવો થવા લાગ્યો. તેણે નીચે મ્હોડેજ કહ્યું, "પ્રાણેશ્વર ! આપની ઇચ્છા હોય તેમ કરો. હું તેમાં ના કહેતી નથી. માતા ચણ્ડિકા આપને આશિર્વાદ આપો. આપ રણમાં વિજયમાળ પહેરી આવો."

ભીમસિંહે કમ્મરે લટકતી ચળકતી તલવાર, મ્યાન બહાર કાઢી, ઉંચી કરી કહ્યું : " ક્ષત્રિયને યોગ્ય કાર્ય કરીશ. ક્ષત્રિય માતા-

અને ક્ષત્રિય પત્નીનાં મુખ ઉજ્વળ કરીશ. પદ્મે! પ્રિયે! નિશ્ચિંત થાઓ! મંત્રી સાથે સલાહ મસલત કરી યવન દૂતને વિદાય કરી આવું."

પોતાના વંશની બીપત્તુ ચિન્તા—વિચાર કરતા કરતા સૂર્યદેવ અસ્તગિરિમાં સંતાવા લાગ્યા. આકાશમાં ન્હાના ન્હાના દિપકની પેઠે એક પછી એક તારાઓ ઉદય થયા. કોઇને સારો લાગતો, કોઇને નઠારો લાગતો પવન, દક્ષિણ દિશામાંથી વહેવા લાગ્યો. કોઇને આશાના પર્વત ઉપર લઈ જાય છે, કોઇને નિરાશાના સાગરમાં ડુબાવી દે છે. આજે ચીતોડાધિપતિ મહારાણા ભીમસિંહ, અનેક વિચાર તરંગમાં અથડાય છે. મંત્રીને બોલાવી કહ્યું: "મંત્રિન્, યુદ્ધ તો કરવું જ પડશે; સમુદ્રનાં ઉછળતાં તરંગો જેવી અપાર યવન સેના આગળ યુદ્ધમાં જય મેળવવાની આશા નથી. હમણાં સેનાપતિ હમીર* અહિં નથી. પાંચ સાત દિવસમાં આવી પહોંચશે નહિં. અલ્લાઉદ્દિનને જે પ્રતિ ઉત્તર લખ્યો છે તે ઉપરથી તે કાલે જ લશ્કર લઇને ચિતોડ ઉપર હલ્લો કરશે. સેનાપતિ હમીર નહિં હોવાથી હું જ સેનાપતિ થઇને લશ્કરની આગેવાની લઇશ. લશ્કર થોડું છે. શત્રુઓનું લશ્કર સાગરનાં અનેક તરંગો જેટલું છે. મંત્રી! તેમ છતાં પણ હું હિમ્મત હારીશ નહિ! આપણે આર્ય સન્તાન છીએ. યુદ્ધ એ આપણા સ્વર્ગની નિસરણી છે. હું જાતેજ યુદ્ધમાં આવી વિજયમાળ ધારણ કરી આવીશ. શું બકરાનું ટોળું સિંહનો પરાજય કરી શકશે?"

---

* સેનાપતિ હમીરે અલ્લાઉદ્દિનના લશ્કરને હરાવી રાજપુતાનાને સ્વતંત્ર કર્યું હતું.

મંત્રીએ મુછ ઉપર હાથ ફેરવતાં કહ્યું “ મહારાજ, ક્ષત્રિયો કદી પણ જમરાજની બીક રાખતા નથી. મૃત્યુને બન્ધુ જાણી ત્હેને ભેટવા જાય છે. ”

ભીમસિંહ: “ મંત્રી ! દુરાચારી અલ્લાઉદ્દિનનો પત્ર વાંચતાં જણાય છે કે ત્હેને અ યં ક્ષત્રિય સન્તાનોના બળની ખબર નથી. આર્ય ગૌરવનું ભાન નથી. પદ્માએ જે સંકલ્પ કર્યો છે તે ઉપરથી જણાય છે કે પુત્રનું પણ રક્ષણ થશે નહિં. તે સાથે રાજપુત વીર પુરૂષો પણ રણશય્યામાં પોઢી જશે. આ યુદ્ધ પણ મંગલમય જ છે. સર્વ રાજપુતો એક સમયે, એકજ સ્થળે ગમન કરે એ પણ સૌભાગ્યનીજ વાત છે મંત્રી ! હું યુદ્ધમાં જાઉં ત્યાર પછી ત્હમે હોંશિયારીથી ચિતોડનું રક્ષણ કરજો. જ્યાં સુધી દેહમાં પ્રાણ હોય, જ્યાં સુધી શરીરમાં લોહી હોય ત્યાં સુધી ક્ષત્રિયનું પાણી બતાવી આપજો. ”

મંત્રી : “ મહારાજ ! આપ તે ચિન્તા કરશો નહિં. મરવું એકજ વખત છે. જ્યાં સુધી હાથમાં તલવાર રહેશે ત્યાં સુધી ચિતોડગઢમાં કોઇ પ્રવેશ કરી શકશે નહિં. ગમે તેટલી વિશાળ સેના છતાં, ગમે તેટલું યવન બળ વિક્રમ છતાં, અલ્લાઉદ્દિન કિલ્લામાં પેસી શકશે નહિં. મહારાજ ! બે પહોર રાત વીતિ છે. શયન કરવા પધારો. પ્રાતઃકાળમાં મા ચણ્ડિકાનું નામ સ્મરણ કરી યવન–રક્તસરિતામાં ભારતભૂમિને રંગી નાંખજો ! ”

## પ્રકરણ બારમું.

### અલ્લાઉદ્દિન અને સેલુકસ.



લાઉદ્દિન સિંહાસન ઉપર બેઠો છે. ચિતોડ ઉપર હુમલો કરવાનો વિચાર કરે છે. તે જ સમયે ચિતોડથી દૂત પાછો આવ્યો. તેણે અલ્લાઉદ્દિનના હાથમાં મહારાણાનો પત્ર આપ્યો. તે વાંચવા લાગ્યો:—

**મહાપ્રતાપી, યુદ્ધપ્રેમી, અલ્લાઉદ્દિન !**

વિનય પૂર્વક:—આપ દિલ્લીશ્વર છો, આપનું સન્માન કરવા જેવી મ્હારી પાસે એવી કોઈ વસ્તુ નથી કે જે આપને અર્પણ કરૂં. આપે સન્માન કરવાને બ્હાને મ્હારૂં અતિશય અપમાન કર્યું છે! આપે લખ્યું છે કે સિંહલદ્વીપ નિવાસી હમીરશંકરજીની કન્યાને હું બળાત્કારે હરી લાવ્યો છું એ વાત તદ્દન અસત્ય છે. ક્ષત્રિઓ ધર્મપત્ની સિવાય બીજી સ્ત્રીનું સુખ અવલોકન કરવામાં મહા પાપ સમજે છે અમે "પરસ્ત્રી માત સમાન" ગણીએ છીએ. અમે મુસલમાન બાદશાહો જેવા નીચ આશયના, કાયર પુરૂષ કે પરનારી હરણ કરનાર કિંવા પરનારી ઉપર બળાત્કાર કરનાર સન્તાનો નથી. અમે ક્ષત્રિય તિલક, આર્ય સન્તાન છીએ. અમે માતૃઘાતક, વિશ્વાસઘાતક, પરધનહારક, સર્વસ્વ લુંટનાર કે નિર્બળને કુ-

ચડી નાંખનાર નથી, અમે નરઘાતી કે રક્તપીપાસુ નથી ! અમે નિમક-હરામ કે સ્વામી–ઘાતક નથી ! અમે રાજ્યના લોભી નથી, અમે ક્લેશપ્રિય નથી. અમે આર્ય કુલોદભવ, ધર્મપ્રિય, પિતામાતાના દાસાનુદાસ, સમરપ્રિય, વીર અગ્રગણ્ય રાજપુત છીએ. અમે વીર ક્ષત્રિય જાતિ, જેના યશ ગૌરવવડે પૃથિવિ ગૌરવાન્વિત થઈ રહી છે, જેના યશ ગૌરવવડે ચિતોડ મેખલારૂપ શોભા રહ્યું છે જેના પુણ્ય–દાન અને દયા, માયા, માટે પ્રજાજનો જયજયકાર કરી રહ્યાં છે. જેના રાજ્યમાં નરનારી અને બાળકો આનંદપૂર્વક વિચરણ કરી રહ્યાં છે, જેના રાજ્યમાં કોઇ દુઃખી, દરિદ્રી નથી, જેના રાજ્યમાં કોઈ વિશ્વાસઘાતક શત્રુ નથી, જેના રાજ્યમાં સુખનો સૂર્ય અસ્ત થતો નથી, અમે તે જ ક્ષત્રિય કુળદિપક રાજપુત્ર છીએ. અમે તે જ યશસ્વી આર્ય સન્તાન છીએ. અમે તે જ નિમકહલાલ, પ્રભુ-ભક્ત, વિશ્વાસુ, વીર યોદ્ધા છીએ. જે ક્ષત્રિયનો એક એક વીર યોદ્ધો, એક એક પહાડને ઉંચે ફેંકી દેવા સમર્થ છે. જેની કોમળ જણાતી વીરાંગનાઓના કમળ નાળ સમાન હાથ, સમર ક્ષેત્રમા વજ્ર સમાન થઇ હથીઆરો ફેંકે છે અને જેના ન્હાના વીર બા-ળકો વજ્ર જેવો પ્રહાર કરી શકે છે તે જ વજ્ર જેવા ક્ષત્રીય વીર છીએ. જો આપના કલ્યાણની ઇચ્છા હોય તો હજુ પણ આપે લખેલા પત્ર માટે મ્હારી ક્ષમા માગવી અમે ક્ષમાની મૂર્તિ, ક્ષત્રિય રાજાઓ ક્ષમા આપવામાં ઉદાર અંતઃકરણ બતાવીશુ નહિં તો વિશ્વાસઘાતી, નરપિશાચ અલ્લાઉદ્દિન ! યાદ રાખવું કે ક્ષત્રિય વીર મહારાણા ભીમસિંહના હાથમાંથી જીવતાં જવાશે નહિં ! તમે કોના સ્હામું અગ્રેસર થાવ છો તેનો વિચાર કરજો. શીયાળ કદી સિંહ સાથે યુદ્ધ કરી શક્યું છે ? જાણી જોઇને સુતેલા સિંહને તમે

જગાડયા છે. જાણી જોઇને તમે યુદ્ધનો અગ્નિ પ્રકટાવ્યો છે. એ અગ્નિમાં યવન-સેનાનું બળિદાન આપીશ અને યવન વંશનો ઉચ્છેદ જ કરીશ યુદ્ધમાં પ્રાણ આપવાની હિમ્મત હોય તો સત્વર તૈયાર થાઓ. યુદ્ધ કરવું, શત્રુઓના પ્રાણ લેવા, અને યુદ્ધ-યજ્ઞમાં પોતાની જાતનુ બળિદાન આપવું એ જ ક્ષત્રિઓનો પરમ ધર્મ છે.

મહારાણા—ભીમસિંહ.

મહારાણા ભીમસિંહનો પત્ર વાચતાં જ અલ્લાઉદ્દિનના શરીરમાં અગ્નિ પ્રદીપ્ત થયો. તરત જ હોઠ પીસતા સેનાપતિ સેલુકસને કહ્યું ' સેનાપતિ' એક ક્ષણ પણ વિલમ્બ કરવાની જરૂર નથી. અહંકારી ભીમસિંહના પત્રના એક એક શબ્દ મ્હારા હૃદયમાં કાંટા સમાન ખુંચે છે, હજુ તેને દિલ્હિશ્વરના પ્રતાપની ખબર નથી! અલ્લાઉદ્દિનનો પ્રચણ્ડ પ્રતાપ તેને જણાયો નથી! તે મિથ્યાભિમાનીએ પરકન્યાનું હરણ કર્યું છે અને ઉલટો સત્યવાદી જણાવે છે! તે ત્રિભૂવન-સુન્દરીને મેળવીને જ આટલો બધો અહંકાર? હમણાં તેને પેટે પુત્ર ઉત્પન્ન થયો છે તેથી જ તે ફુલાય છે! જોઉં છું કે તે શી રીતે તેમનુ રક્ષણ કરે છે! જોઉં છું કે તે સમરભૂમિમાં કેવું બળ બતાવે છે! બસ, ભીમસિંહને કેદ કરી તેના દેખતાં જ તેના પુત્રનુ માથુ છેદી નાંખીશ, તેની નજર આગળ જ, પદ્માવતીને મ્હારી બેગમ બનાવીશ. સેનાપતિ! હવે ઢીલ કરશો નહિં. આપણા સર્વ લશ્કરને લેઈ ચિતોડની આસપાસ ઘેરો ઘાલો. હું સુસજ્જિત થઈ ને આવું છું." એટલું કહીને અલ્લાઉદ્દીન ચાલ્યો ગયો.

બાદશાહની આજ્ઞા થતાં જ સેનાપતિ મેલુકસે સૈન્ય તૈયાર કર્યું, અને ઘોડસ્વારની પલટણો તથા પાયદળ લશ્કરની ટુકડીઓ લઇ ચિતોડ તરફ ચાલવા માંડયું. તેણે જઈને ચિતોડને ઘેરો ઘાલ્યો. આ સમાચાર સાંભળતાં જ મહારાણા ભીમસિંહ લશ્કર સહિત બહાર નિકળ્યા અને તલવાર બતાવી મેલુકસને કહ્યું: " મુર્ખ! અજ્ઞાન ' સાક્ષાત્ કાળની મૂર્તિ આજે તમારે માટે તૈયાર થયો છે! રાજપુતાનાધિપતિ ભીમસિંહની એક મુઠી વાગતાં લોઢાના સ્તંભ ચૂર્ણ થઈ જાય છે તો તમારી શી ગણત્રી? તમે બળહીણ–કાયર પુરૂષો! આટલે સુધી આવી યુદ્ધ કરવાનું સાહસ શી રીતે કરી શકયા? હવે કોઈ પણ રીતે તમે બચી શકશો નહિં. યાદ રાખજો કે એકે એકને કાળના વિકાળ મુખમાં ધકેલી દઈશ. મૃત્યુ તમારી વાટ જ જુવે છે!"

સેલુકસ પણ ક્રોધથી રાતો ચોળ થઇ ગયો હતો તેણે પણ પોતાની ચળકતી તલવાર આકાશમાં ઉંચી કરી કહ્યું: " ભીમસિંહ! મિથ્યા અભિમાન શા માટે કરે છે? મિથ્યા શબ્દો બોલવામાં સમય ગુમાવવો એના જેવી અજ્ઞાનતા બીજી કઈ હોય? હિંદુ રાજાઓમાં બોલવા કરતાં કરી બતાવવા જેવું કંઇક પણ હોત તો અમે હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપન કરી શકત જ નહિં! હિંદુસ્તાનના રાજાઓ ફક્ત મોજમજા કરનારાં કાળનાં પુતળાં છે! અમે સિપાહી બચ્ચા! ખરી બહાદુરી બતાવવાનુ જ અમારૂં કામ છે. રણસંગ્રામમાં " યાહોમ ' કરીને પડવું તથા દુશ્મનોને હરાવી ધારેલું કામ સિદ્ધ કરવામાં જ અમે ગૌરવ માનીએ છીએ. તમારા રાજપુતો અફીણ ખાઇને ટેંટા બની ગયાં છે! અમે તેમનાં કાળજાં થરથરાવી દિલ્હીનું સિંહાસન ભોગવીએ છીએ! શું એ

તમારે માટે લજ્જાસ્પદ નથી ? અમારી સેના–જાળમાં રાજપુત–માછલાને પકડી જકડી નાખીશું. અગીણી રાજપુતોના શા ભાર ?" એટલુ કહી તેણે તલવાર ઘુમાવવા માંડી. મહારાણાએ પણ તલવાર ફેરવવા માંડી. રાજપૂત લસ્કરે " જય એકલિંગેશ્વરની જય" કહી તલવારો ચલાવી. મુસલમાન લશ્કરે " અલ્લાહો અકબર "ની કર્ણભેદી બુમો પાડી હથીઆરો ચલાવ્યાં.

સેલુકસ અને મહારાણા સ્હામા સ્હામી લડતા હતા. મહારાણાનું પ્રચણ્ડ સ્વરૂપ, અતુલ બળ, સેલુકસના શરીર ઉપર એવી ચાલાકીથી તલવાર મારી કે જેથી તે બેભાન થઈ ભોંય ઉપર પડયો. રણમાં ભગ પડયો. મુસલમાન લશ્કર પાછુ હઠવા માંડયુ. શુરા રાજપુતો પ્રાણની દરકાર વગર કુદી પડયા હતા. અનેક મુસલમાન સિપાહીઓનો ઘાણ કાઢયો હતો. તેથી નાહિમ્મત થઈને મુસલમાનો પાછા હઠયા. રાજપૂતો પણ ઠંડા પડયા. સેલુકસને બાંધી કેદી બનાવ્યો, અને તેને લેઇને સઘળા પાછા ચિતોડના કિલ્લામાં ચાલ્યા ગયા. કિલ્લામાં ગયા પછી સેલુકસને કેદખાનામાં પુરી દીધો. ભીમસિંહ અલ્લાઉદ્દિન સંબંધી મનમાંજ વિચાર કરવા લાગ્યો. અલ્લાઉદ્દિન હવે લશ્કર સહિત પોતે જ ચઢી આવશે. તેના સેનાપતિને કેદ કરવાથી તેનો ગુસ્સો વધશે. હવે પ્રાણની માયા છોડીને લડશે. ચિન્તા નહિ. ભીમસિંહના શરીરમાં જ્યાં સુધી રાજપૂત લોહીનો છાંટો રહેશે ત્યાં સુધી ચિતોડના દ્વારમાં પ્રવેશ કરવા દઇશ નહિં."

અલ્લાઉદ્દિનને સમાચાર મળ્યા કે સેનાપતિ કેદ પકડાયો છે. તેને ચિતોડના કેદખાનામાં પુરવામાં આવ્યો છે. તેજસ્વી અલ્લાઉ-

દિનનું શરીર ગુસ્સાની અગ્નિથી થરથરી ઉઠ્યું. લશ્કરી સિપાહીઓને ઉત્સાહસૂચક શબ્દો કહી પુનઃ ચિતોડ ઉપર હુમલો લઇ ગયા.

તારાપતિ, કુમુદિનીનો પ્રેમપાસ છિન્ન કરી અસ્તગિરિમાં સંતાઈ ગયો. કોકિલા પક્ષી પચમ સ્વરે ગાન ગાઇ જાણે ચિતોડના વીર સિપાહીઓને વીરમદે મત્ત કરવા લાગ્યાં. મૃદુ મન્દ વાયુ વાવા લાગ્યો. આર્ય વીરો ઉપર મુસલમાનોનો અત્યાચાર જોઇ જાણે સૂર્યદેવ ક્રોધે ભરાઇ–રાતાં નેત્ર કરી–પૂર્વ ગગનમા ઉદય થયા. અસંખ્ય મુસલમાન સિપાહીઓએ પાછું ચિતોડને ઘેરી લીધું. ભીમસિંહને ખબર થતાં જ યુદ્દમા અનિરસ વીરતા બતાવી થાકેલા રાજપુત વીર યોદ્ધાઓને ઉત્સાહ આપવા લાગ્યા. વીર રાજપુત બહાદૂરો! તમે યુદ્દ કરવામાં કદી પણ પાછા પડયા નથી યુદ્ધ એજ આપણું જીવન કર્તવ્ય છે! રાજપુતોને સસારની માયાએ કદી પણ સ્પર્શ કર્યો નથી દેહ ક્ષણભંગુર છે. એક સમયે તેનો નાશ થશે જ. રાજપુતોએ હમેશા દુષ્ટોનું દમન અને પુણ્યાત્માઓનું રક્ષણ જ કર્યું છે. તમારી માતૃભૂમિ રાજપુતાનાનુ સન્માન, ગૌરવ, જાળવવું એ તમારા જ હાથમાં છે. રાજપુત વીરને કદી પણ થાક લાગતો નથી. થોડી મેહેનત કરવાથી હમેશનો આનંદ થાય છે. ઉઠો! વીરબાહુ! તમારા કિલ્લાની આસપાસ શિયાળવાં ભેગાં થયાં છે! તમારા વજ્ર પ્રહારથી, તમારી વીર હાકથી તેમને હાંકી કહાડો! તમે અને તમારી જનનિને ધન્ય કહાવો! તમારી જન્મભૂમિ પરતંત્ર થાય એ શું તમે જોઇ રહેશો? તમારી પ્રાણજીવન સમાન પુત્રી અને પત્નીઓ મુસલમાનોને હાથે અપમાનિત થાય એ શું તમે સહન કરી શકશો? હથિઆરોવડે સજ્જ થાઓ. બહાદુર વીરો! આવો! જય એકલિંગેશ્વરકી જય!" જય ગર્જનાથી આકાશ કમ્પી

ઉઠયું. ચિતોડ નગરી કમ્પી ઉઠી ! તે સાથેજ મુસલમાની લશ્કરની છાતી થરથરી ઉઠી !

ભીમસિંહના શબ્દો સાંભળતાં જ રાજપુત યોદ્ધાઓના શરીરમાં નવું બળ આવ્યું. વીર હૃદયમાં રણમદનો સચાર થયો. તેઓ બમણા ઉત્સાહથી તલવાર ઉછાળતા રણભૂમિ તરફ ધસવા લાગ્યા.

અલ્લાઉદ્દિન અસંખ્ય લશ્કર લઇને આવ્યો હતો. તેણે ચિતોડના કિલ્લાને ચારે દિશામા ઘેરો ઘાલ્યો હતો. બન્ને લશ્કરમાં ભારે યુદ્ધ થયું. હજારો યોદ્ધા એક બીજાના માથાં કાપવા લાગ્યા. હજારો રણશાયી થવા લાગ્યા હજારો યોદ્ધા "અલ્લાહો અકબર" કહેતા ત્યારે હજારો યોદ્ધા "જય ! એકલિંગ ભગવાનકી જય !" ના કર્ણભેદી સ્વરો વડે આકાશ પાતાળ ગજાવી મુકવા લાગ્યા. મુસલમાન લશ્કરે જીવ ઉપર આવી જઇને લડવા માડયુ. તેમણે કાળની સાક્ષાત્ મૂર્તિ થઇને અનેક રાજપુતોને કાપવા માડયાં રાજપુત યોદ્ધાઓ આ વખતે કંઈક નબળા દેખાતા હતા એક પછી સઘળા પ્રાણ વિસર્જન કરવા લાગ્યા. મહારાણાએ તે તરફ નજર કરી નહિ. તેમણે પોતાનુ બાહુબળ બતાવી આપ્યુ રાજપુત લસ્કર ધડાધડ જમીન ઉપર પડે છે તે તરફ જરા પણ જોયું નહિ તેમણે તો જે હાથમા આવતો તેને કાપી નાંખવાનુ જ કામ ચલાવ્યા કયુ. આ સમયે એક તીર કોણ જાણે કયાંથી આવ્યું તે તીરે મહારાણાના માથાને વીંધી નાંખ્યું. તજ ક્ષણે મુસલમાન લશ્કરે આવી મહારાણાને કેદ કર્યા.

* * * * *

સિંહ પાંજરામાં પુરાયો ! પરવશ થયો ! મુસલમાન લશ્કરમાં મહા આનદ થઈ રહ્યો. દિલ્લીશ્વર અલ્લાઉદ્દિન મહારાણા પાસે આવી

કહેવા લાગ્યોઃ " કેમ ભીમસિંહ! તું કેવો વીર પુરૂષ છે તે આજે જણાયું ! રાજપુત વીર મ્હોડેથી કેહેવાનાજ! કયાં છે ત્હારૂં રાજપુત લોહી? કયાં છે ત્હારૂં આર્ય ગૌરવ ? કયાં છે ત્હારી સ્વતન્ત્રતાની પ્રતિજ્ઞા ? કયાં છે ત્હારી માતૃભૂમિનું અભિમાન? જેને માટે સમર ભૂમિને લોહીથી વહેવડાવી તે પદ્માવતી કયાં છે? હજુ પણ જો ત્હારે મુક્ત થવુ હોય તો તે પદ્મા મને આપ! જો ફક્ત પદ્માવતીનું મ્હને દર્શન જ કરાવે તોપણ હુ ત્હને મુક્ત કરૂં શી ઈચ્છા છે? "

હવે મહારાણાથી સહન થયું નહિ; પિંજરામાં પુરાયલો સિંહ કદી પણ નિર્મળ થતો નથી. દાંત કચકતાં જવાબ દીધો "અલ્લાઉદ્દિન! શું તું મ્હને કેદી બનાવીને બહાદુરી બતાવે છે? સિંહને જાળમાં ઘેરીને ચાલાકી બતાવે છે? મ્હારૂં રાજપુત લોહી અને આર્ય ગૌરવ જોવું હોય તો મને એકજ વખત છૂટો કર અને પછી જો કે હું કોણ છું? આ તો બાયલાઓની રમત છે! વીર પૂરૂષો આવી રીતે બહાદુરી મારતા નથી! મ્હારા હાથ પગ છોડ અને પછી આવી જા! તું પણ જાણશે કે રાજપુતોનું બળ કેટલુ હોય છે! ત્યારે જ તું રાજપુત લોહીનો સ્વાદ ચાખશે! અને ત્યારેજ તું આર્ય ગૌરવનું તેજ જોઈ શકશે. આવા પ્રપંચથી સિંહને કેદી કરી શકયો છે પણ તે પદ્મા જેવી સિંહણને તું કદી પણ મેળવી શકશે નહિ. હું ત્હારા જેવા પ્રપંચી, વિશ્વાસઘાતીને વીર પુરૂષ કહી શકતો નથી." એટલું બોલીને તે આમતેમ ફરવા લાગ્યા.

અલ્લાઉદ્દિને મહારાણાના શબ્દો સાંભળી ક્રોધ ભરેલી આંખે ત્હેના સ્હામુ જોયા કર્યું. આ વખતે અનેક વિચારો ત્હેના મનમાં સ્ફુરી આવ્યા. તેણે કહ્યું: " ઠીક છે! હવે ચિતોડમાં પ્રવેશ કરી, પદ્માવતી

તથા બીજી રાજપુતાણીઓને અહિં લાવી હેમના દેખતાંજ આ અભિમાનીનુ માથું ઉડાવી દઇશ." તેજ ક્ષણે લશ્કરને ચિતોડમાં પ્રવેશ કરવાની અને પદ્માવતી સહિત બધી રાજપુતાણીઓને કેદ કરવાની આજ્ઞા આપી. અલાઉદ્દિનની આજ્ઞા મળતાંજ મુસલમાની લશ્કર ચિતોડમાં પેસી ગયું!

## પ્રકરણ તેરમું.

## પદ્માનું શૌર્ય.



મુસલમાન લશ્કરનાં ટોળેટોળા ચિતોડ નગરમાં પ્રવેશ કરવા લાગ્યા. આ સમયે ચિતોડમાં વીર સિપાહીઓ ન હતા. મહારાણા કેદી થયા છે સેનાપતિ હમીરસિંહ, લશ્કર લઇને પંજાબ ઉપર હુમલો કરવા ગયો છે. ઘણા વીર યોદ્ધાઓ હેની સાથે જ યુદ્ધમાં ગયા છે.

આજે ચિતોડમાં કોઇ રક્ષણ કરે તેવું નથી. અલ્લાઉદ્દિનના લશ્કરે નગરમાં પેસતાંજ સુંદર રાજપુત રમણીઓ ઉપર અત્યાચાર કરવા માંડયો. પ્રજાનાં ઘરમાં અગ્નિ મુકવાની શરૂઆત કરી. ચારે તરફ અગ્નિની ભયંકર જ્વાળાઓના ભડકા જણાતાં રાજપુત પ્રજા ઘર-બ્હાર નિકળી આવી. સિપાહીઓ જાણુતા હતા કે ઘરમાં આગ મુકવાથી રાજપુત સ્ત્રીઓ બહાર નિકળી આવશે, પણ તેમને ખબર નહતી કે તે બ્હીકણ સ્ત્રીઓ નથી. તે તો વીર પુરૂષોની વીરાં-

ગના અને વીરપુત્રોની વીરજનની હતી ! તે સતીત્વની રક્ષા કરવા કરતાં પ્રાણુની માયા રાખતી નહતી. સતીત્વ રક્ષણને માટે પ્રાણ વિસર્જન કરવાને સદા તૈયાર હતી. તે પતિવ્રતા કુલકામિનીઓ કદી પણ પરપુરૂષને હાથ લગાડવા દે તેવી બીકણ નહતી. તેનો પતિવ્રતપણાનું રક્ષણ કરવાને યુદ્ધભૂમિમાં કેસરીયા કરવાને પણ ચૂકે તેવી નહતી !

પણ પદ્માવતી ! અહા ! અભાગિનીને બાળક અવતર્યાને હજુ એક માસ પુરો થયો નથી. તેના શરીરમાં બળ નથી. આ વખતે તેણે મહારાણાના કેદી થવાના સમાચાર સાંભળ્યા. તે જ ક્ષણે તેને મૂર્છા આવી. થોડીવારમા ચૈતન્ય આવ્યું. તેણે ચકિત નેત્રે, સ્થિર ચિત્તે, રાજપુત કુલભૂષણ વિરાંગનાઓને કહ્યું "બહેનો ! આપણા મહારાણા કેદી બન્યા છે ! નગરમા જ્યા ત્યા મુસલમાન લશ્કર પેસી ગયું છે. પ્રજાના ઘરમાં અગ્નિ પ્રજ્વલિત કર્યો છે પતિવ્રતા રાજપુત રમણીઓનાં પતિવ્રત ભંગ કરવાની તેમની ઇચ્છા છે. મહામાયાઓ ! આ સમયે આપણે આપણું દેવી બળ બતાવી આપવુ જોઇએ. ચાલો, સત્વર તૈયાર થાઓ."

અનેક રાજપુત કુલ લલના તૈયાર થઈ ગઇ. તેમના શરીરમાં પણ આર્ય વંશનું પવિત્ર લોહી ઉછળવા લાગ્યુ *

*ઇતિહાસમાં એવું લખ્યુ છે કે, અલ્લાઉદ્દિને યુદ્ધમા ભીમસિંહને હરાવી કેદી બનાવ્યો અને તેને કહ્યું કે "જો તું મ્હને પદ્માવતીના દર્શન કરાવે તો ત્હને મુક્ત કરૂં" ભીમસિંહે તે વાતની ના પાડી ત્યારે અલ્લાઉદ્દિને કહ્યું કે ફક્ત મને પદ્માવતીનુ મુખ, દર્પણમાંજ બતાવે તો હું સંતોષ પામીશ. ભીમસિંહે આ વાત કબુલ કરી. ભીમસિંહને છૂટો કરવામાં આવ્યો. થોડા વખત પછી અલ્લાઉદ્દિન લશ્કર સહિત ચિતોડગયો અને પદ્માવતીના દર્શન કરવાની

પદ્માવતી ખરેખર વીર રમણી હતી. તેના હૃદયમાં ભયનો લેશ પણ સંચાર નહતો. પ્રાણપતિ યવન રાજાના કેદી થયા છે એવું સાંભળતાં શું તેને જીવનની માયા રહી શકે? જેના વડે જીવન હતું અને જેને માટે પદ્માવતીએ સર્વસ્વ ત્યાગ કર્યું હતું તે જ પ્રાણેશ્વર, જીવન સર્વસ્વ કેદી! પદ્મીની શું સ્થિર રહી શકે? તેણે અસ્ત્ર શસ્ત્ર તૈયાર કરી પોતાની સાથેની રાજપુતાણીઓને યુદ્ધ કરવા ઉપદેશ આપ્યો. તેણે કહ્યું: "બહેનો! જે હાથમાં કોમળ કંકણો શોભે છે, જે હાથમા અગર ચંદન શોભે છે, જે હાથ વડે પતિનાં ચરણની સેવા કરી છે, જે હાથ વડે સન્તાનોનું પાલન કર્યું છે, જે હાથ વડે દરિદ્રી દુખીને દાન-ધર્મ કર્યાં છે તે જ કોમળ હાથમાં, તે જ પવિત્ર હાથમાં શત્રુ સંહારક તલવાર પકડો! ભૈરવીનું સ્વરૂપ લઈ સમરભૂમિમાં ઘુમો!

---

માગણી કરી મહારાણાએ કબુલ કર્યું. રાજસભામાં એક મ્હોટો અરિસો—દર્પણ મુકયુ પદમાવતી સભામંડપના એક ઝરૂખામાં એવી રીતે ઉભી રહી કે જેથી તેનુ પ્રતિબિંબ દર્પણમાં પડયું પદ્માવતીની અપૂર્વ સુંદર મૂર્તિ જોઈ તેને મેળવવા માટે ફરીથી ચિતોડ ઉપર ચઢી આવ્યો ભીમસિંહ લડયો. તેમા કેદી થયો પદમાવતીએ વિચાર કરી બે હજાર વીર રાજપૂતાણીઓ સાથે અલ્લાઉદ્દિનની પાસે ગઈ. પદ્માવતીના આવવાના સમાચાર સાંભળી અલ્લાઉદ્દિનને હર્ષ થયો. જાણે સ્વર્ગ જ મળ્યું! અને રાતે સહચરીઓ સાથે પદમાવતીની વાટ જોતો બેઠો પદ્માવતી અને તેની બ્હેનપણીઓના મ્યાના આવી પહોંચ્યા. પણ બે હજાર સ્ત્રીઓને બદલે દરેક મ્યાનામાંથી એક એક વીર યોદ્ધો નિકળી પડયો. તે યોદ્ધાઓએ અલ્લાઉદ્દિનના લશ્કરના કટકે કટકા કરી નાંખ્યા, અને છેવટે તેમણે પણ પ્રાણ ગુમાવ્યા. પદમાવતીએ રાજપુતાણીઓ સાથે ઘરને આગ લગાડી પ્રાણ વિસર્જન કર્યા. રાજપુતો એને "જહર વ્રત" કહી ઓળખે છે ત્યાર પછી હમીરસિંહ ચિતોડનો રાણો થયો અને યવનોને ચિતોડથી દૂર કર્યા.

અંતઃકરણમાં માતા આનંદમયીનું ધ્યાન ધરો! અસૂર સંહારિણી, રિપુદલનાશિની મહાદેવીનું સ્મરણ કરો! ચાલો, બ્હેનો! પવિત્ર પતિવ્રતપણાની રક્ષા કરવા ચાલો! ચાલો, યવનોનો ઉચ્છેદ કરીએ! આપણે જોઇએ કે તેમનુ કેટલું બળ છે! ચાલો, બ્હેનો! આજે આપણે તેના બળની પરીક્ષા લઇએ. બ્હેનો આજે તમે ચંડિકાનું સાક્ષાત્ સ્વરૂપ ધારણ કરો, અને પરસ્ત્રીલંપટ મનુષ્યોના પ્રાણનો ભોગ લો! મ્હારી બ્હેનો! વિરાંગનાઓ! વીર જનનીઓ! ભૈરવ શબ્દ કરી ગગન કમ્પાવો! શત્રુઓની છાતી થડકાવો! મહારાણા આજે યવનરાજ અલ્લાઉદ્દિનના તંબુમાં કેદી થઈ પડયા છે. શું તમે તે જોઇ રહેશો? મેવાડની ભૂમિમાં યવનો? બ્હેનો! એ તમે કેમ સહન કરી શકશો? જે પવિત્ર રાજપૂતો તમારા પતિદેવના હતા તેને બદલે તમે યવન પતિના ચરણની દાસી થશો? શું તમે તમારા દેહને અપવિત્ર થવા દેશો? શું તે માંસાહારી યવનો ત્હમારી કોમળ બાળાઓના પતિ થશે? મ્હારી બ્હેનો! તમે વીર નરોને જન્મ આપ્યો છે! તે વીર નર વડેજ મેવાડની ભૂમિનું રક્ષણ થયુ છે. સૂર્યવંશનો લોપ થયો નથી. હજુ પણ સૂર્યવંશનું નામ અચળ-અમર રહ્યું છે! બ્હેનો! હજુ હું સુવાવડી છું! હજુ મ્હારો બાળક રાજકુમાર પારણામાં દૂધ પીયે છે! છતાં હું તેની માયા મમતા અને રાજ્યસુખ ત્યાગ કરૂં છું! બ્હેનો! આપણે હમણાં સુખે બેસી રહેવાનો વખત નથી. મહારાણા કેદખાનામાં દુઃખ પામે, અનેક રાજપુતો રણમાં મરણ પામે, અને આપણે સુખ ઉપભોગ કરીએ તો પરમેશ્વરને ત્યાં શો જવાબ દેવો? ચાલો, બ્હેનો! આપણે ત્હેમનો ઉદ્ધાર કરીએ! ચાલો, આપણે રણમેદાન કમ્પાવા મુકીએ! ચાલો, આપણે દુશ્મનોની છાતી વીંધી નાંખીએ! ચાલો, આપણે પતિપ્રેમનું ઋણ વાળીએ! ચાલો, આપણે સૂર્યવંશના જયઘોષ કરીએ! બોલો શ્રી એકલિંગેશ્વર ભગવાનની જય!"

સર્વ રાજપુત રમણીઓએ કચ્છોટા મારી, હાથમાં શસ્ત્રો લીધાં, એક રાજપુતાણીએ રણશીંગુ વગાડયું, બે જણીઓએ ત્રાંબાના રણઢોલ લીધાં કોઇએ ભાલા, કોઇએ તીર, કોઇએ તલવાર જેવાં અનેક અસ્ત્રશસ્ત્ર લઇ તૈયાર થઈ ગયાં એક પ્રૌઢા, પણ યોદ્ધાને હઠાવે એવી લાંબી, ઉંચી, બળવાન રાજપુતાણીએ વીરહાકથી ગાવા માંડયું ત્રાંબાનાં ઢોલ ધમ્ ધમ્ શબ્દે વાગવા લાગ્યાં, અને પ્રત્યેક રાજપુતાણીને રણશૂર ચઢાવી મદમસ્ત બનાવી દીધી:—

"ધન્ ધન્ ધનનન વીરતાલથી, બજાવ પડઘમ પડઘમચી,
સિંધુડો રણશિંગુ વાગે, ડોલે દિગ્પાલો હચીમચી, ધન્ ધન્

ચિર્ ચિર્ ચિર્ શબ્દ સુણી ત્હારા,
ભાગે કાયર પીઠ કરનારા,

ઝીલવા આ છાતીના વીરલા જો, આગળ વધતા વ્યૂહ રચી.
ધન્ ધન્ ધનનન વીરતાલથી બજાવ પડઘમ પડઘમચી.

વીર રાજપુતાણીઓને શૂર ચડયું. તેમની નસોનસમાં વારલોહી ઉછળી રહ્યું. તરતજ એક કદાવર રાજપુતાણીએ આગળ આવી એક રણ-સંગીત ગાયું:—

"રણ મેદાને ચ્હડયાં, તો મરવું કે ઇચ્છિત કરવું,
એ વીર પ્રતિજ્ઞા શૂરાં, પગલુ પાછળ નવ ભરવું.

સુકાની સંભાળજે નૌકા,
તરંગો ઉછાળશે નૌકા,

ખડકમાં પછાડશે નૌકા,
સમુદ્રે ડુબાડશે નૌકા,

આવાનું નથી કામ, વિકટ છે રણસાગર તરવું,
એ વીર પ્રતિજ્ઞા શુરા પગલું પાછળ નવ ભરવું.

ઉખડશે તે જડની સાથે,
લટકશે તે થડની સાથે,
બાઢવું છે ભડની સાથે,
કામ અહિં છે ધડની સાથે.

માથું હાથમાં લઇને ફરવું, જીતવું કે મરવું,
એ વીર પ્રતિજ્ઞા શુરાં, પગલું પાછળ નવ ભરવું.

* * * * *

અહા! આ રણગીત ગવાતાંની સાથે જ પ્રત્યેક રાજપુતાણી-ઓનાં માથાંમાં ક્રોધ ભરાઈ આવ્યો. જેમ દબાયલી સર્પિણી માથુ ઉંચકી કરડવા ધસે છે તેમ પ્રત્યેક રાજપુતાણીના પગ ત્હેમને આગળ ધકેલવા લાગ્યા. એક તરફ રણશિંગડુ, બીજી તરફ સિંધુડો, ભૈરવનાદ કરી ગર્જી રહ્યા છે. એક તરફ રણઢોલ વાગી રહ્યાં છે. એક તરફ સૂર્યવંશી રાજાનું નિશાન ફરકી રહ્યું છે. અને આગળ પદ્માવતી હાથમાં ચળકતી તલવાર લઇ ચાલે છે, તેની પાછળ સર્વ રાજપુતાણીઓ વીર યોદ્ધાના જેટલો જુસ્સો બતાવતી આગળ ધસે છે!

ધન્ય વીર રમણી પદ્માવતી! ધન્ય ત્હારો પતિપ્રેમ! આજે ત્રીસ દિવસનું ન્હાનું બાળક પારણામાં રડતું મૂકી તમે રણમેદાનમાં

જાઓ છો. સુશીલા પણ તેના પાંચ વર્ષના બાળકને સાથે લઇ પદ્માવતીની પાછળ પાછળ ચાલે છે. ધન્ય રાજપુતસ્થાન! ધન્ય વીર પુત્રધાત્રી! ધન્ય રમણી વૃંદ! જગતના ઇતિહાસમાં તમારાં નામ, ચીરકાલ સુધી, સોનાને અક્ષરે લખાઇ રહેશે. પદ્માવતી આજે રણ ચણ્ડીની મૂર્તિ ધારણ કરી, ભૈરવી સાથે દાનવોનો વિનાશ કરવા જતી જણાય છે. બાળક સાધનસિંહ પણ હાથમાં ન્હાની તલવાર લઇ રણમદમાં મસ્ત થયો છે. પિતાના શત્રુઓ સ્હામુ લડવા જાય છે.

વીર રમણીની પલ્ટન રણમેદાનમાં ઉતરી પડી. જે કોમળ હાથવડે પતિના પગની સેવા કરતી હતી, બાળકોનું પાલન કરતી હતી, દુઃખી દરિદ્રોને દાન આપતી હતી, તેજ હાથમાં આજે ચળકતી તલવાર પકડી છે. સુકોમળ શરીર ઉપર કઠણ બખતરો પહેર્યા છે. કોમળતા અને કાઠિન્યનો સમાવેશ થવાથી શરીરે ભયંકરતા ધારણ કરી છે. અલ્લાઉદ્દિનના લશ્કરી સિપાહીઓ સ્ત્રીઓનાં વીર આયુદ્ધો જોઇ દિગમૂઢ થઇ ગયા! તેઓ જે મૂર્તિને એક સમયે દેવીનુ શાન્ત સ્વરૂપ જાણતા હતા તેમને જ હમણાં વિકાળ કાળ સ્વરૂપ જોવા લાગ્યા. પહેલાં જે ઉજ્વળ નેત્રોને તેઓ કામદેવનાં બાણ પેઠે જોતા હતા તે હમણાં પ્રચણ્ડ સૂર્યની જ્યોતિ હોય તેમ અગ્નિ વર્ષાવતાં જણાતા હતા! પહેલાં જે કણ્ઠસ્વર કિલાના મધુર શબ્દ સમાન જણાતો હતો તે હમણાં કાળની ભેરી જેવો જણાવા લાગ્યો. આ બધી ભયંકરતા જોઇ તેમની છાતીમાં થરથરાટ વછુટયો હતો.

* * * * *

પદ્માવતીએ સૌથી આગળ આવી યવન સેનાને કહ્યુંઃ " રે કામાંધ પશુ પ્રકૃતિના સિપાહીઓ ! અમે તમારા અપવિત્ર શરીર ઉપર અમારા હથિઆર ફેંકી અમારા હથિઆર કલંકિત કરવા ચ્હાતા નથી. અમે વીરાંગના. વીરપત્ની, વીરપ્રસવિની છીએ. તમારા જેવા સાધારણ માણસો જોડે લડવા ચ્હાતાં નથી. તમારા વિશ્વાસઘાતક, પ્રપંચી અલ્લાઉદ્દિનને બોલાવો ! તેના લોહીથી આ તલવારની તૃષા તૃપ્ત કરીશું. તેના જ લોહીથી અમારી માતૃભૂમિને ટેક આપીશું."

અલ્લાઉદ્દિન વેગળે ઉભો ઉભો રાજપૂત રમણીઓનું વીરતાભરેલું, સાહસ કૃત્ય જોતો હતો. તે પદ્માવતીના મુખનું દર્શન કરવા આગળ ધસ્યો તે જ ક્ષણે અગ્નિના ફુવારા પેઠે એક તીર છુટી ત્હેની છાતી તરફ આવ્યું; પરંતુ સદ્‌ભાગ્યે ત્હેને વાગ્યું નહિ. તે ઘોડાની લગામ ફેરવી પદ્માવતી તરફ ધસ્યો. ગુસ્સામાં તેણે તલવાર બહાર કાઢી ઘુમાવી તેવી જ એક રાજપૂતાણીની તલવારે તેનો ઘા ઝીલી લીધો. તે જ ક્ષણે સેનાપતિ હમીરસિંહ ત્યાં આવી પહોંચ્યો. પદ્મા અને સુશીલાની આગળ જઈ બાદશાહી લશ્કર સાથે લડવા લાગ્યો. હમીરસિંહનું બળ જોઈ મુસલમાની લશ્કર પાછળ હઠ્યુ. રણમાં ભંગ થયો. હમીરના લશ્કરે તેમને મારી હઠાવ્યા.

દુષ્ટોનો દુષ્ટ સ્વભાવ સહજે જતો નથી. પાપીઓ પાપ કરવામાં ચૂકતા નથી. મુસલમાની લશ્કરે ચારે દિશામાં આગ લગાડી અને યુદ્ધ પણ ચાલુ રાખ્યું. પતિ, પુત્ર વગરની રાજપૂતાણીઓ બળતા અગ્નિમાં પ્રાણ વિસર્જન કરવા લાગી. હમીરસિંહે બીજી કોઈ બાબતપર લક્ષ નહિં આપતાં લડવામાં જ ચિત્ત રાખ્યું. તેણે રાજધાની અને મેવાડની રક્ષા કરવાનો જ સંકલ્પ રાખ્યો. ત્હેની

ચળકતી તલવાર, વિજળી પેઠે ચમકારા કરતી, શત્રુઓના નેત્રોને આંજી નાંખવા લાગી. બાદશાહી લશ્કરે હમીરસિંહનું રણનૈપૂણ્ય જોઈને વિજય મેળવવાની આશા છોડી દીધી ! અંતે વિજય-લક્ષ્મીએ હમીરસિંહને જ વિજય-માળ પહેરાવી ! યવન લશ્કર છિન્નભિન્ન થઈને ચારે દિશામાં ન્હાસવા માંડયું હમીરસિંહે આ યુદ્ધમા પોતાના અન્નદાતા મહારાણા ભીમસિંહનો ઉદ્ધાર કર્યો, અલ્લાઉદ્દિનના કેદખાનામાંથી છોડાવ્યો, અને સર્વ આનંદ ઉત્સવ કરતા કરતા ચિતોડમાં ગયા. આ સમયે અલ્લાઉદ્દિને હમીરસિંહના પરાક્રમની પ્રશંસા કરી અને ચિતોડ જીતવાની આશા છોડી દીધી ! ત્યાર પછી તેણે ચિતોડ જીતવાની વાત કદી પણ કાઢી જ નહિ અભિમાની અલ્લાઉદ્દિનનું અભિમાન ઉતરી ગયુ ! પરાજય પામી, તે શરમિંદે ચ્હેરે દિલ્લી પાછો ગયો. દુષ્ટનું દમન થયું, પુણ્યનો જય થયો. ચિતોડ પાછું સ્વતંત્ર થયું. ચિતોડની પ્રજામા જ્યા હાહાકાર થઈ રહ્યો હતો, ત્યા આનંદના વાજા વાગવા લાગ્યાં. શાંતિનું રાજ્ય શાંત ભાવ ધારણ કરી રહ્યું. સર્વત્ર મહારાણા ભીમસિંહની વિજયપતાકા ફરકવા લાગી.

---

# પ્રકરણ ચૌદમું.

## શોકોચ્છ્વાસ.



ભગવાન કુમુદપતિ, પૌર્ણિમાની રાત્રિ સાથે વિહાર કરી અસ્તાચલ ઉપર ગયા. પ્રકૃતિના બ્રહ્મઘોષધ્વનિ સ્વરૂપ, કોકિલાના કોમળ કણ્ઠસ્વર સાંભળી, જગત્ જાગી ઉઠ્યું. પ્રાતઃકાલના મૃદુ મન્દ પવને કુસુમોની સુગન્ધ વડે ચારે દિશાઓ સૌગંધિત કરી દીધી. બાળક સૂર્ય, પૂર્વ દિશામાં ઉદિત થયો. ત્હેનો કોમળ રાતો સોનેરી રંગ જોતા પ્રકૃતિનું અકૃત્રિમ સૌંદર્ય મનમુગ્ધ કરતું હતું. વેદપાઠી બ્રાહ્મણો પ્રાતઃકાલમાં વેદનાં અધ્યયન કરતા, મંગલાચરણ ગાવા લાગ્યા. રાત્રિદેવીનાં મણિજડિત ચળકતા ચન્દ્રાતપ જેવા નક્ષત્રો જાણે કોઈએ આકાશમાંથી ચુંટી લીધેલા જણાય છે! કવિ લોકો નિદ્રા દેવીની પ્રતિમાં વિસર્જન કરીને, મનવાક્ય વડે, ભગવન્નામ સ્મરણ કરતા કરતા કવિતા કરવા લાગ્યા છે.

હવે તે કાળ સ્વરૂપ હમીરસિંહની ચળકતી તલવારનો ખણુ ખણાટ થતો નથી. યમદૂત જેવાં લશ્કરી સિપાહીઓનો ભયંકર શબ્દનાદ નથી. સર્વ જાણે શાન્તિના ખોળામાં નિદ્રા લે છે. સૈનિકોના આનંદ કોલાહલ વડે ચિતોડ નગરી ગાજી ઉઠી છે. ઘણા દિવસ પછી પતિવ્રતા પદ્માવતી પતિના ચરણની સેવા કરે છે. આજે ત્હેને વિરહનું દુઃખ નથી. આજે તે જીવનનું સાર્થક્ય થયેલું માને છે. હમીરસિંહને અનેક ધન્યવાદ આપતી સુતિકાગૃહમાં દાખલ થઈ. ત્યાં તેણે ધાત્રી

અને પુત્રને જોયાં નહિં. તેજ ક્ષણે ત્હેને મૂર્છા આવી ગઇ, અને તે ભૂમિ ઉપર પડી ગઇ. થોડીવારે સચેત થઇ રડવા લાગી. સર્વેએ અનુમાન કર્યું કે મુસલમાન લશ્કરે ધાત્રી અને રાજકુમારનો નાશ કર્યો હશે. પળવાર ઉપર જે રાજ્યનાં અતિ આનંદ થવા માંડેલો ત્યાં વિષાદ છવાઇ ગયો. પુત્ર શોકમા વિહ્વળ થયેલી પદ્માવતી છાતીફાટ રડવા લાગી.

જગતમા પુત્રશોક જેવો બીજો શોક નથી એક રીતે સર્વ પ્રકારના શોક સહન કરવામાં આવે છે, પરંતુ પુત્રશોકાગ્નિ સહન કરી શકાય નહિ. એ શોકવડે માતાપિતાનાં એકએક હાડકાં જાણે ઢીલા પડી જાય છે. હાય ! પુત્ર વગરની પદ્માની પણ એવી જ સ્થિતિ થઇ હતી ! તે ગાંડી બની જઈ "હા, પુત્ર, હા, પુત્ર," કહેતી રડતી હતી. ક્ષણે ક્ષણે મૂર્છા આવી ત્હેને ઘેરી લેતી હતી. જે વીરબાળાએ, અપરિસીમ સાહસવડે છાતી કઠણ કરી, સમર-ક્ષેત્રમા કુદકો માર્યો હતો તે જ વીરબાળા અત્યારે પુત્ર શોકમાં નિર્બળ બની છે. અત્યારે તેનુ વીરત્વ કોણ જાણે કયા ગયું છે ! તેનો પુત્રશોકનો અગ્નિ, હજારો વીંછીના ડંખની વેદના કરતાં પણ અસહ્યનીય થઈ પડયો છે. પુત્રશોકનો અગ્નિ એ ઇન્દ્રના વજ્ર કરતાં પણ કઠીન છે. વળી તે યુવતિ છે. હજુ તેણે એક વખત પણ પુત્રશોક સહન કર્યો નથી તેથી તેને વિશેષ દુઃખ થાય છે. સુશીલાએ પદ્માવતીનું આવુ દુઃખ જોઈ ઉંચે સ્વરે રડવા માંડયું છે. તેણે પદ્માવતીને પાસામાં ડાબી કહ્યું: "બ્હેન ! વિધાતાના મનમા આવું હતું એ સ્વપ્ને પણ ખબર નહતી. પુત્ર વગર આપણે હજુ જીવીએ છીએ, પણ પાપી પ્રાણ નિકળતા નથી ધિક્કૂ છે આપણા

જીવનને!" તે પુનઃ ઉંચે સ્વરે રડવા લાગી અને કપાળ તથા છાતી કુટવા લાગી.

થોડીવારે આંખમાંનાં આંસુ લુછી નાંખી બોલી: "બ્હેન! પુત્ર-શોકવડે તડફડતી માતાને શાંત કરે એવી કોઈ વસ્તુ નથી. તું બુદ્ધિમાન્ છે, વીરરમણી છે. ધીરજ રાખ. પરમેશ્વરની ઇચ્છા પુરી થાય છે. મનુષ્યની આશા અને ઇચ્છા સફળ થતી નથી. શોકવિહ્વળ થઇને મનુષ્ય કર્તવ્ય અને શ્રદ્ધા ભૂલી જાય છે. પરમેશ્વરની ઇચ્છા હશે તો પુનઃ પુત્ર રત્ન પ્રાપ્ત થશે. હૃદયને શાન્ત કર. શોક કરવાનું છોડી દે બ્હેન!" તેણે લુગડાના છેડાવડે પદ્માવતીનાં આંસુ લુછી નાંખ્યાં પણ હૃદયમાં જે અગ્નિ બળતો હતો તે એકદમ શાંત પડયો નહિ. તેણે તો હૃદયમાં બમણું જોર કર્યું. તે છૂટે મ્હોડે રડવા લાગી અને બોલી: "મ્હોટી બ્હેન! મ્હેં તેને એક વખત સારી પેઠે સ્તનપાન કરાવ્યું હેત તો મ્હને આટલું દુઃખ થાત નહિં મ્હારા ફુટેલા કપાળમાં એજ લખ્યું હશે! ભાઈ! તું કયાં ગયો?" પદ્માવતીને ફરી મૂર્છા આવી.

મહારાણીએ પદ્માવતીની આવી સ્થિતિ જોઈ ત્યારથી ત્હેમના મનમાં અતિશય દુઃખ થતું હતું. તેઓ પદ્માવતીની પાસે બેસી, તેના શરીર ઉપર હાથ ફેરવવા લાગ્યા, તેને અનેક શબ્દો કહી શીખામણ દીધી, પણ તે શાન્ત થઇ નહિં. વડવાગ્નિ કાંઈ સહજમાં શાંત થાય છે? દાવાનળ કાંઈ સત્વર ઓલવાય છે? ત્હેના અંતઃકરણમાં પુત્ર શોકનો અગ્નિ બળે છે તે કાંઈ સહજવારમાં ઓલવાઇ શકે? શાન્તવનના જળવડે કાંઈ શાંત થાય? એ શોક કેટલો દુઃખપ્રદ છે તે માત્ર જે માતાને પુત્રશોકનું દુઃખ થયું હોય તેજ કહી શકે

છે. પુત્રશોકનો જેને અનુભવ નથી તે શુ કરી શકે ?

મહારાણાનું હૃદય ભેદાવા લાગ્યુ. સુશીલા પદ્માવતીનું દુઃખ જોઇને દુઃખી થવા લાગી. કુમાર સાધનસિંહ આવીને કેટલુએ રડવા લાગ્યો. સુશીલા અને પદ્માવતીને છાનાં રાખવા લાગ્યો, પરંતુ સર્વ વ્યર્થ જેથી સાધનસિંહ પદ્માવતીના ખોળામાં માથું મુકી, તેને મોઢે હાથ ફેરવી, છાની રાખવા લાગ્યો. પદ્માવતીએ કુમાર સાધનને જોઇ પોતાની છાતી સાથે દાબ્યો. આ વખતે તેને કંઇક શાંતિ થઈ. તે બોલી, " બેટા ! ત્હારા ન્હાના ભાઇને મુસલમાન સિપાહીઓ લઇ ગયા છે. હવે તે પાછો આવશે નહિં ! " એ શબ્દો સાંભળી સાધનસિંહે પણ રડવા માંડયું. આજે ચિતોડ રાજવંશનાં સ્ત્રી, પુરૂષ અને બાળકો સર્વ અશ્રુપાત કરે છે. સર્વ કલ્પાંત કરે છે. જે રાજવંશમાં અતિ આનંદ ઉત્સવ થઇ રહ્યો હતો ત્યાં અતિ ક્લેશ થઈ રહ્યો છે. જયાં સુખ હતું ત્યાં દુઃખની છાંયા પથરાઇ રહી હતી. તેથી જ કહેવામાં આવે છે કે જગતમાં કોઇ વસ્તુ હમેશાં સમાન સ્થિતિમાં રહેતી નથી. પ્રકૃતિના રાજ્યમાં સુખ ત્યાં દુઃખ, આનંદ ત્યાં શોક, અને સંયોગ ત્યાં વિયોગ; એમ બન્યા જ કરે છે. લીલામય ભગવાનની લીલા એવી જ છે. વિશ્વેશ્વરના વિશ્વરાજ્યમાં જ્યારે હમેશાં કોઈ વસ્તુ સમાન ભાવે રહેતી નથી ત્યારે માતા પદ્માવતી ! વીર પ્રસવિની મા ! અમને શિખામણ આપો, શાંત થાઓ, ધૈર્ય ધરો. જગતમાં એક સમયે ત્હમારા સૌભાગ્યની સીમા રહેશે નહિં. ત્હમારૂં સૌભાગ્ય જોઇને જગતમાં સર્વ મનુષ્ય પ્રાણી આશ્ચર્ય પામશે. દેવી ! શાંત થાઓ ! હૃદયમાં વીરરમણીની પેઠે ધૈર્ય અને બળનો સંચય કરી પુત્ર શોકરૂપી અગ્નિ શાંત કરો."

## પ્રકરણ પંદરમું.

### વન-વાર્તા.




રાવલ્લી પર્વતની તળેટીમાં ઘોર વન જંગલ છે. જાણે ઋતુરાજ વસન્તનું વિલાસભવન ! આ સ્થળે હિંસા, દ્વેષ વગેરે અશાંતિનું ચિહ્‌ન પણ નથી. કોકિલાના કોમળ સ્વરધ્વનીથી કાન પવિત્ર થાય છે. બપૈયાનું સંગિત ગાન સાંભળી પ્રાણ-મનમાં અમૃતરસનો અભિષેક થાય છે. જે દિશામાં દ્રષ્ટિ જાય છે તે સ્થળે વનદેવીની મોહિની મૂર્તિ, નવિન મંજરીવાળી તરૂલતા, વિકસેલી અને ફળફુલોથી સુશોભિત જણાય છે. વનદેવી જાણે નવાં વસ્ત્રો પહેરીને તરૂલતાની વચમાં ઉભી ઉભી હસી રહી છે. તેના હાસ્યની છટાથી તરતજ ખીલેલાં ફુલો પણ હસી રહ્યાં છે. જાણે તાજાં ખીલેલાં ફૂલો હાસ્ય કરી રહ્યાં છે અને સર્વ હસતાં હસતાં જગતને હસાવી રહ્યાં છે. કોઈક સ્થળે હેમલતિકા, કોઇક સ્થળે શ્યામલતિકા, કોઈક સ્થળે માધવીલતા, કોઈક સ્થળે ચમ્બેલી લતિકા ઝુલી રહી છે. મૃદુ પવન આવતાં હિંચકા ખાઈ રહી છે. કોઇક સ્થળે લતિકાનાં અંતરાળમાં બેઠેલા મૃગ, મૃગિનીઓને આલિંગન કરી રહ્યાં છે. કોઇક સ્થળે વનરાજ સિંહ, બાળબચ્ચાં સાથે વનવિહાર કરવા નિકળ્યો છે. જેનો આહાર જૂદો છે, જેનો સ્વભાવ જૂદો છે, તેવા સ્થળે પશુ પક્ષીઓ એકઠાં વિહાર કરે છે, એકઠાં નિવાસ કરે છે.

ક્યાં વિક્રાળ સ્વભાવનાં, ક્રૂર નેત્રવાળાં હિંસક સિંહનાં ટોળાં અને ક્યાં ગરિબડા સ્વભાવનાં, શાંત નેત્રવાળાં, હરિણનાં ટોળાં! છતાં પણ તે સઘળાં એકજ જંગલમાં એક સાથે ફરે છે! કોઇ કોઇના સ્હામુ ક્રૂર દ્રષ્ટિએ જોતું નથી! સર્વત્ર ભ્રાતૃભાવ વિરાજી રહ્યો છે. મયુર મયુરીના ટોળાં ઝાડની ડાળીઓમાં નૃત્ય કરી રહ્યાં છે. પશુ પક્ષીઓ નિર્ભયપણે આનંદ-કલ્લોલ કરી રહ્યાં છે! અહા! શું આ જ શાંતિનિકેતન છે? તેમ ના હોય તો સર્વ, અશાન્તમૂર્તિ ત્યાગ કરી, શાંત મૂર્તિ ધારણ કરી સ્વેચ્છાપૂર્વક વિહાર કરે છે કેમ? ચારે દિશામાં શાન્તિ! કોઇ પણ સ્થળે અશાંતિનું ચિહ્ન પણ જણાતુ નથી. કોઇક કોઇક સમયે માત્ર પાંદડાં હાલવાનો ખડ ખડ શબ્દ થાય છે. તે ખડખડાટ સાથે એક ન્હાનું બાળક ઝીણે ઘાટે ચડતું હોય તેવું સભળાય છે! અરે! એ શું! પ્રકૃતિના લીલાભવનમા અને વિશ્વેશ્વરના શાંતિ-રાજ્યમાં, તરતના જન્મેલા બાળકનો, રડવાનો અવાજ કેમ? આ તો થોડા દિવસનું જન્મેલું, અસાધારણ રૂપ-લાવણ્યવાળું, મેલા વસ્ત્રમાં વિંટલાયલું બાળક, પડ્યું પડ્યું રડે છે. એ સમયે એક મ્હોટી ઉમરની સ્ત્રી થરથર કમ્પતી, રડતી રડતી તેની પાસે આવી બોલી: "બેટા! હવે હું ત્હારૂં રક્ષણ કરી શકીશ નહિં! દુરાત્માઓ અરણ્યની પેલી બાજુએ કોલાહલ કરી રહ્યા છે. હાય! રાજવંશની વૃદ્ધિ કરવા માટે, રાજબીજ-બાળક-ને લઈ હું ન્હાસી આવી. મ્હેં જાણ્યું કે ગમે ત્યાં એને સંતાડી ઉછેરીશ પણ દુરાત્માઓ પાછળ લાગ્યા છે! હવે શું કરૂં બેટા! અરેરે!" એમ કહેતી કપાળે હાથ દઈ રડતી તે સ્ત્રી બાળકના સ્હામું જોવા લાગી.

વાચક ! શુ તમે આ બાળકને ઓળખો છો ? આ તેજ સ્થળ છે અને તે જ બાળક છે, કે જે પેહેલા પ્રકરણમાં વર્ણવ્યું છે. તમે વાંચી ગયા છો કે તે બાળક વૃક્ષઘટાની વચમાં પડ્યુ છે. વન-પશુઓ તેનુ રક્ષણ કરે છે. તેની પાસે બેઠેલી સ્ત્રી કોણ છે તેટલુજ માત્ર તમારે જાણવાનું બાકી રહ્યું છે. વાંચો, હવે તે પણ ખુલાસો કરી દઇએ છીએ.

ચિતોડ ઉપર જે વખતે અલ્લાઉદ્દિને હુમલો કરીને ભીમસિંહ-ને કેદી બનાવ્યો, જે સમયે સુશીલા અને પદ્માવતી પતિનો ઉદ્ધાર કરવા યુદ્ધ કરવા નિકળી પડયાં હતા, તે સમયે પદ્માવતીના થોડા દિવસના ન્હાના બાળકને ધાત્રી-દાસીને સોંપી ગયા હતા. દાસી-ધાત્રી કેટલોક વિચાર કર્યા પછી બાળકને એક મેલા લુગડાંમાં વિંટાળી જંગલમાં ચાલી ગઇ હતી, અને ત્યાં સુખેથી રહીને તેણે તે બાળકને ઉછેરવાનો જ વિચાર કર્યો હતો. યુદ્ધમાં મહારાણા અને રાજવંશનો કવચિદ્ ઉચ્છેદ થાય તો પણ આ બાળક બચવાથી રાજવંશનુ નામ રહે, મહારાણા ભીમ-સિંહનો વંશ રહે, એ જ ઇચ્છાથી તે નિમકહલાલ ધાત્રી—દાસી ભીમસિંહના બાળક પુત્રને લઇ, ઘણી મેહેનતે અજમેર પ્રદેશની સીમા તરફ આવેલા ઘાડા જંગલમાં ચાલી ગઈ હતી પરંતુ તેણીને જણાયું કે બાદશાહના સિપાહીઓ તેની પાછળ આવે છે તેથી બાળકુમાર બચશે નહિં. અરણ્યમાં કુમાર તે વીરપ્રસુવિની, વીર-રમણી પદ્માવતીનો બાળકુમાર છે. નેત્રમાં આંસુ લાવી, દાસી તેના તરફ એકી ટસે જોઈ રડયાં કરે છે. તેના ચંદ્ર સમાન મ્હોં તથા કોમળ શરીર ઉપર હાથ ફેરવે છે. પરંતુ હવે વધારે વખત થોભ-વાથી બન્નેના પ્રાણ જવાનો સંભવ છે. બાળકને કુમળાં પાંદડાંની

પથારીમાં સુવાડી દીધો છે. તેણે સજળ નેત્રે બે હાથ ઉંચા કરી કહ્યું: "હે જગદીશ! હવે હું કાંઈ કરી શકતી નથી. જે સંકલ્પ કરીને બાળક કુમારને લઈ, રાજમહેલમાંથી બહાર નિકળી હતી તે સંકલ્પ સિદ્ધ થતો નથી. જુવો દેવ! આજે તમારા શરણમાં રાજકુમારી પદ્માવતીનો નેત્રમણિ, પ્રબળ પ્રતાપી મહારાણા બાપ્પા રાવલનો છેલ્લો રાજવંશ, મેવાડની ભૂમિનો છેલ્લો રાજપુત્ર, મહારાણા ભીમસિંહની તપશ્ચર્યાનું છેલ્લું ફળ, આનંદનો હિંડોળો, આ બાળકને મુકી જાઉં છું. ' પ્રભુ ' તમે દયા કરીને એ પુત્ર રત્ન આપ્યું હતું. તે પાછું તમને જ સોંપી જાઉં છું. તમારા રક્ષણ તળે મુકવાથી કોની મકદૂર છે કે તે તેના શરીરને સ્પર્શ કરશે? ભગવાન! મ્હારાથી જેટલું બન્યું તેટલું રક્ષણ કર્યું છે. હવે તમે તેને તમારા શરણમાં લ્યો! તમારા રચેલા વિશ્વમાં પ્રાણી માત્રનું રક્ષણ કરવાની ફિકર તમને છે, મનુષ્યની ઇચ્છાઓ કયારે પાર પડી છે? તમે દયાના સાગર છો. તમારા દયાના સાગરમાંથી દયાનું એક બિન્દુ આ બાળક ઉપર વર્ષાવજો પિતા! તમને જગત્પિતા કહેવામાં આવે છે. પ્રાણી માત્ર તમારાં બાળક છે. એ બાળકોની તમે જ સંભાળ લ્યો છો. પિતા, આ તમારા બાળકની પણ તમે જ સંભાળ લેજો. તમને અનાથના નાથ કહેવામાં આવે છે. આ અનાથ બાળકનું પણ તમે જ લાલન પાલન કરજો. પ્રભુ! મ્હારી નજર આગળ એનો વધ થાય એ હું કેમ જોઇ શકું પ્રભુ! નિરાશ્રયનો તું આશ્રય છે, નિરાધારનો તું આધાર છે. ત્હારી જેવી ઇચ્છા હોય તેમ કર. દયામય! મ્હારો હવે કોઈ ઉપાય નથી!" નેત્રમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યા. તે ઉભી થઇ વારંવાર પાછું ફરીને બાળકના

સ્હામું જોતી દાસી ચાલવા લાગી. પણ જીવ શું તેને આગળ જવા દે ? થોડેક વેગળે ગઇ અને પાછી ફરી વળી કઠણુ છાતી રાખી ચાલી ગઇ. વળી વેગળે ગયેલી પાછી આવી ! બાળકના મનોહર મુખ સ્હામુ જોવા લાગી. બાદશાહી સિપાહીઓનો કોલાહલ છેક નજીક સંભળાવા લાગ્યો. હવે તેનુ રહી નહિ તેણે છેવટે કહ્યું: "ભગવાન! અનાથના બન્ધુ ! તમે સર્વ સ્થળે છો, પ્રાણથી વ્હાલા બાળક રાજકુમારનું રક્ષણ કરજો." એટલું કહીને ઉતાવળે પગલે દાસી ચાલી ગઈ.

દયાળુ પરમેશ્વરે દાસીની પ્રાર્થના સ્વીકારી, વિપુલ રાજપૂત વંશની ભવિષ્યની આશારૂપ બાળક ઉપર પોતાની દયામાંથી એક બિંદુ નાંખ્યું. દયાની નજરે જોયુ. નિરાશ્રય મનુષ્ય જ્યારે ભગવાનનો આશ્રય માગે છે ત્યારે મહાદયાળુ પ્રભુ પોતે જ આશ્રય આપે છે આ જગતમાં ભગવાન જેનું રક્ષણ કરે છે તેને કોણ મારી શકે છે ? અભિમાની મનુષ્યો ગમે તેટલાં ઉંચાં નિચાં થાય છતાં ભગવાનના નિષ્પક્ષપાતિ—નિર્ભય રાજ્યમા અહંકાર, અભિમાન પ્રવેશ કરી શકતો નથી. થોડીવાર પછી બાળકે મૃદુમૃદુ હસવા માંડયુ, હાથ પગ હલાવવા માંડયાં અને એકી નજરે આકાશ તરફ જોઇ કિલકિલાટ કરવા માંડયો.



## પ્રકરણ સોળમું.

### સિદ્ધાંન્તાશ્રમ.



આ રાવલ્લી પર્વતનાં ઉંચાં શિખરોની પાસે જ જન શુન્ય જંગલ આવેલું છે. જાણે ઋતુરાજ વસન્તનું ક્રીડાસ્થળ અથવા કાલ્પનિક લોકોનો કલ્પનાનો ભંડાર! લોકો કહે છે કે. "આજ સિદ્ધાન્તાશ્રમ છે. સિદ્ધાંત નામનો એક મહાયોગી આ સ્થળે જ નિવાસ કરતો હતો. આ નિબિડ જંગલમાં બેસીને જ સિદ્ધાંત દેવે ભગવાનની આરાધના કરી હતી. સિદ્ધાંત દેવની પીઠ પાછળ જટાજૂટ લટકી રહી હતી, તેમની દાઢી ડુંટી સુધી લટકતી હતી, વલ્કલો પહેરતા હતા, શરીર ભસ્માચ્છાદિત હતું, કપાળમાં ત્રિપન્ડ્ શોભતું હતુ અને તેમના દર્શનથી જણાતું હતુ કે સાક્ષાત્ ભૂતભાવન. ભવાનીપતિ, કૈલાસધામ છોડીને આ નિર્જન ગુહામાં આવી રહ્યા છે. તેમની બાહ્ય દ્રષ્ટિ નથી. જ્વાળામય સંસારનાં ભયંકર દ્રષ્યો જોઇ સિદ્ધાંત યોગીના ચક્ષુ, દેહ—બ્રહ્માંડમાં ચાલ્યાં ગયાં છે તેથી તેમને અંતર—દ્રષ્ટિ થઈ છે. તેઓ જ્ઞાન—દ્રષ્ટિ વડે, શંખ, ચક્ર, ગદા, પદ્મ, સહિત ભગવાનની મનોહર, અપ્રતિમ, મૂર્તિનાં દર્શન કરી રહ્યાં છે. મુખ ઉપર અપૂર્વ જ્યોતિ જણાય છે, રૂપ અપૂર્વ છે, લાવણ્ય અપૂર્વ છે, તેજ અપૂર્વ છે, જાણે તેમના મુખમાંથી અમૃત ઝરણુ વહે છે. અને તે પીવાને લોલુપ થઇ રહેલું

મન પ્રભુના ચરણુકમળમાં પડી રહ્યું છે. યોગીરાજ ભગવાનરૂપી ચિન્તામણિનું ધ્યાન ધરી રહ્યા છે. જે ચિન્તામણિનું ધ્યાન ધરવાથી અપાર ભવસાગરની ચિન્તારૂપી જવાળા વેગળા ન્હાસે છે, જેની ચિન્તા કરવાથી, સર્વે જવાળામય ચિન્તાથી છુટકા થાય છે, તેનુ ધ્યાન ધરી બેઠેલા ઋષિરાજને બાહ્ય ચિન્તા જણાતી નથી, બાહ્ય સૃષ્ટિનું જ્ઞાન જ નથી.

સિદ્ધાન્તાશ્રમમા શાંતિદેવીનુ રાજ્ય જણાય છે આશ્રમના સ્હામે જ એક ન્હાનો ઝરો ઝર્ ઝર્ શબ્દનાદ કરતો વહે છે. ચારે દિશામાં સુગંધી પુષ્પનાં વૃક્ષ શોભી રહ્યાં છે. પુષ્પમાથી મધુર રસ ચુસવાને ભ્રમરનાં ટાળાં એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર બેસે છે. વૃક્ષની ડાળીઓ ઉપર બેઠેલાં અનેક પક્ષીઓ કોમળ કણ્ઠે મધુર ગાન કરી પ્રકૃતિદેવીની શોભા વધારે છે. વાઘ, સિંહ, રીંછ, જેવાં હિંસ્ર પશુઓ હિંસક સ્વભાવ ત્યજી દઇ સર્વે વન નિવાસી પશુ પક્ષીઓ સાથે આનંદપૂર્વક વિહાર કરે છે. ધીમે ધીમે સન્ધ્યા સમય થયો. સિદ્ધાંત દેવ હજુ પણ નેત્રો બંધ કરી ધ્યાનમાં જ બેઠા છે. હજુ પણ તેમને ચૈતન્ય નથી. સૂર્યનો ઝાંખો પ્રકાશ પણ બંધ થવા આવ્યો. પક્ષીઓ પોતપોતાના માળામાં ભરાઇ વિશ્રામ લેવા લાગ્યાં પશુઓ પોતપોતાની ગુફામાં ભરાવા લાગ્યાં. સિદ્ધાન્ત દેવના તપોવનમા નિ:સ્તબ્ધતા પ્રસરવા લાગી. એ જ સમયે એક વાંદરી, પેટે મેલાં લુગડાની પોટલી વળગાડી, ઋષિરાજના સ્હામે આવી બેઠી. વાંદરીએ ધીમે રહીને તે પોટલી છોડી, મેલું લુગડું વેગળે ફેંકી દીધું. અહા ! તેમાંથી જે વસ્તુ તેના ખોળામાં પડી છે તે કેવું સુંદર બાળક ! બાળકને માટે કોમળ પાંદડાની શય્યા કરીને ઋષિના સ્હામે મુકી, વાંદરી તેના સ્હામુ જોઈ રહી. થોડીવાર પછી તે આવી

ગઇ. બાળક ત્યાંજ પડી રહ્યું. હમણાં તે બાળક ઘોર નિદ્રામાં ઉંઘે છે. અહા ! કરૂણાનિધાન ભગવાનની અસીમ દયાની લીલાનો મનમાં વિચાર કરતાં હૃદય દ્રવીભૂત થાય છે. વાંચક ! વાંદરીએ જે બાળકને સિદ્ધાન્ત દેવના સ્હામું મુક્યુ છે તેજ બાળક ચિતોડની રાણી પદ્માવતીનુ હૃદય ધન છે ! વિધાતા કેવી રીતે મનુષ્ય જીવના જીવનનુ રક્ષણ કરે છે તે જોયુ કે ? તેની દયા વગર મનુષ્ય જીવ, જીવન ધારણ કરી શકતો નથી. તેનુ દ્રષ્ટાન્ત જોયું કે ? તે સમજી શકાયું કે ? એવા દયામય ભગવાનની કિંચિત પણ ભક્તિ કરતા નથી ! આખા દિવસ પછી સાંજે કે રાતે એક પળ પણ અમે તેનું પવિત્ર નામ, તેનો પવિત્ર મહિમા જીભવડે ગાતા નથી. પરંતુ વિચારી જૂવો ! તે અપાર કરૂણાસાગરમાંથી એક બિંદુ દયા નહિં મળવાથી શું આપણે આટલા દિવસ જીવી શકીએ ? શું આપણે સંસારમાં આટલું સુખ ભોગવી શકીએ ? શું આપણે આટલા દિવસ મોજશોખ કરી શકીએ ? વાંચક ! આ સંસારમાં તમારા જીવન માટે વિધાતાએ દિવસો નક્કી કર્યા છે. આજે નહિં તો કાલે, કાલે નહિં તો પરમદહાડે, પરમદહાડે નહિં તો એકને એક દિવસે તમારૂં મૃત્યુ નિશ્ચય છે મૃત્યુ પછી ભગવાનની સમીપ જવાનું શું સાધન છે? ભગવાનની સ્હામુ જવામાં માત્ર ભક્તિ એજ સાધન છે. ભગવાનની સમીપ જઈ મુક્તિ મેળવવાનું સાધન શું ? માત્ર તે ભગવાનની ભક્તિ. પરંતુ તે ભક્તિ તમે કરી નથી. પછી તમે મુક્તિ મેળવી શકશો કે ? મુક્તિ નહિ મળે તો વળી પાછા આ સંસારના અનેક દુઃખો ભોગવવા જન્મ લેવો પડશે, અને અનેક પ્રકારના ક્લેશ સહન કરવા પડશે. વાચક !

વારવાર જન્મ ધારણ કરવો અને કલેશ ભોગવવો એના કરતા હૃદયની ભક્તિપૂર્વક, ઇન્દ્રિયોના સંયમપૂર્વક અને સ્ત્યાનષ્ટા પૂર્વક વર્તન રાખી તે ભગવાન પાસે મુક્તિ મેળવવાનો પ્રયાસ કરવો એજ શ્રેષ્ઠ છે. આવો બંધુ! આપણે મન, પ્રાણને એક કરી સિદ્ધાત દેવની પેઠે તે દયાળુ, મુક્તિદાતા ભગવાનની ભક્તિ કરીએ. આવો આપણે ભગવાનની ભક્તિમાંજ જીવન વ્યતિત કરીએ.

સન્ધ્યા સમય થતાંજ સિદ્ધાંત દેવનું ધ્યાન ભંગ થયુ. તેમણે નેત્રો ઉઘાડતા જ જોયું કે એક સુદર બાળક ત્હેમની પાસે પડ્યુ છે. તેમને આશ્ચર્ય થયુ તેમણે કહ્યુ: " આ શુ? તપોવનમાં તરતનુ જન્મે લુ બાળક ક્યાથી આવ્યુ? ધ્યાન ધરીને જોતવુ જોઇએ કે એ કોણ છે?" ત્રિકાલજ્ઞાની સિદ્ધાત દેવે ધ્યાન ધર્યુ, સર્વ હકીકત જાણી લીધા. ચિતોડની મહારાણી સાધવી રમણી પદ્માવતીનો હૃદયમણિ, પુત્રરત્ન જોઇ ઘણો આનદ પામ્યા, અને મનમા અતિશય પ્રસન્ન થઈ બોલ્યા. " આર્યકુલ ગૌરવ, વીરવર મહારાણા ભીમસિંહનો વંશરક્ષક મ્હારા આશ્રમમા લાવવામાં આવ્યો છે. એ ભગવાનનીજ ઇચ્છા છે. તેમ ના હોત તો નિર્દય મુસલમાન લશ્કર તેને મારી નાખત. એમાં ભગવાનની ગુપ્ત ઇચ્છા છે. ગમે તેમ હો, હુ એ બાળકને હમણાં મહારાણા પાસે મોકલીશ નહિં. આજથી હુ તેનું લાલનપાલન કરીને નિર્મળ જ્ઞાન–યોગની શિક્ષા આપીશ. એ પુત્ર વડેજ એક કાલે રાજપૂતાના ગૌરવાન્વિત થશે. પિતામાતાનું મુખ ઉજવળ થશે. રાજપૂત જાતિ ધન્ય કહેવાશે અને પૃથ્વિમાં રાજપુતોનો યશ ફેલાશે."

દુરાત્મા યવનોએ મનમાં ધાર્યુ હશે કે: " ધાત્રી સહિત પદ્માવતીના પુત્રનો અને સુશીલાના પુત્ર સાધનસિંહનો સંહાર કરવાથી

ચિતોડ નિવાસીઓની ભવિષ્યની આશા નષ્ટ થશે. પરંતુ તે પામરોને ખબર નથી કે આર્યોનો રક્ષક ભગવાન છે. પદ્માવતીનું હૃદયધન ધાત્રાની પાસેથી વાંદરીના હાથમા અને ત્યાંથી ભગવાનના કૃપાપાત્રમાં લાવવામાં આવ્યું છે." એટલુ કહેતાં કહેતાં સિદ્ધાન્તદેવના હૃદયમા બાળક ઉપર પ્રેમ ઉત્પન્ન થયો. તેમણે કહ્યું: "વત્સ! હવે કાંઈ બિહક નથી. હવે કાંઈ ભય નથી. અહિં કોઈ ત્હારૂં નામ લે તેમ નથી. અહિં સાક્ષાત્ કાળ આવે તો પણ ત્હને સ્પર્શ કરી શકશે નહિ. આવ વત્સ! મ્હારા ખોળામાં આવ." એટલું કહેતાં ત્હેને ઋષિરાજે પોતાના ખોળામાં સુવાડયો. બાળકે નેત્રો ઉઘાડયાં. ઋષિજીની લાંબી દાઢી ખેચવા માંડી, અને ભૂખ લાગેલી હોવાથી હાથપગ અફાળવા માંડયા.

ઋષિજીએ પાસેના એક ઝાડની છાલ ઉખેડી એટલે તરતજ તેમાથી દૂધનાં ઝરણુ નિકળવા લાગ્યાં. આ દૂધ અત્યંત સ્વાદિષ્ટ, મીઠું અને બળવર્ધક હતું. મહારાજે પોતાની આંગળી વડે તે દૂધ બાળકને ચટાડવા માડયું. બાળકે હસતાં હસતાં ચાટવા લાગ્યું. તેની ક્ષુધા શાંત થઈ. બાળકને પાછું પાંદડાંની શય્યાઉપર સુવાડી તેઓ સન્ધ્યા સમયની ક્રિયા કરવામા રોકાયા. તરતનું જન્મેલુ બાળક માતા સિવાય બીજા કોઈ પાસે રહી શકતુ નથી, પરંતુ સિદ્ધાન્ત દેવના આશ્રમમાં આવેલુ બાળક માતાના સ્તનપાન વગર આનંદપૂર્વક રહે છે. ધન્ય માયા! માતાના પાસામા જ નિદ્રા લેનાર બાળક પાંદડાંની વચમાં ઉંઘે છે. ધન્ય માયા! ભગવાનની લીલા કળી શકાય તેમ નથી. ભગવાનની માયા જાણી શકાય તેમ નથી. તે અકળ છે, તે અકથનીય છે.

# પ્રકરણ સત્તરમું.

## સાધનસિંહ.



ચક ! ઘણા દિવસ થયાં આપણે રાજમેહેલની ખબર લીધી નથી. આવો, આજે પુત્રશોકમાં તડફડતી પદ્માવતી અને બીજાં રાજકુટુંબીઓની સ્થિતિનું અવલોકન કરીએ.

પરિવર્તન એજ સંસારનો નિયમ છે તેથી સંસારને પરિવર્તનશીન કહેવામાં આવે છે. આજે જે જોવામાં આવે છે તે કાલે જોઈ શકતા નથી. આજે જેને બાળક જોયો તેને થોડા દહાડા પછી યુવક જોઈ શકીએ છીએ. યુવકને થોડા દહાડા પછી પ્રૌઢ અને વળી થોડા દહાડા પછી વૃદ્ધ વયે પહોંચેલો જોઈએ છીએ. પરિવર્તનશીલ સંસારના નિયમિત નિયમને લીધે જ આજે સાધનસિંહે યુવાવસ્થામાં પ્રવેશ કર્યો છે. કુમાર સાધનસિંહ, પાટવી રાજકુમાર છે, સર્વનાં નેત્રનો મણિ છે તે માતપિતાના જેવો જ સદાચારી, વીર યુવક છે. વિદ્યાબુદ્ધિમાં પણ તે આગળ વધ્યો છે. શરીરે બળવાન બન્યો છે. જ્યાં ત્યાં તેનો પ્રભાવ પડે છે.

જગતમાં જ્યારે કોઈ વસ્તુ હમેશાં એક સરખી રહેતી નથી ત્યારે પદ્માવતીનો પુત્રશોક પણ કેમ હમેશાં રહે ? હમણાં પદ્માવતીના હૃદયમાંથી પુત્રશોક કંઈક ઓછો થયો છે. તે સાધનસિંહને જ પોતાનો પુત્ર જાણી તેને લાડ લડાવી મ્હોટો કરતી હોવાથી

પોતાના બાળક પુત્રનું દુઃખ ભૂલી ગઈ છે સાધનસિંહ તેને માતા કહેતો હોવાથી અને સુશીલા કરતાં વધારે વ્હાલો હોવાથી પદ્માવતીને શાંતિ થઇ છે. સાધનસિંહને જે કાંઈ જોઇએ છે તે માતા પદ્માવતી પાસે માગે છે, અને તેથી ત્હેના હૃદયમાં આનંદ થાય છે.

બાલ્યાવસ્થામાંથી જ બાળક, પિતા માતાના જેવો ગુણવાન થાય છે. માતાપિતા સદ્‍ગુણી અને સદ્‍વર્તનશીલ હોય છે તો બાળક પણ તેવાં જ ગુણ અને વર્તન શીખે છે. પણ જો તેનાં માતાપિતા પાપીષ્ઠ અને દુરાચારી હોય છે તો બાળક પણ તેવા જ ગુણ શીખે છે. માટે જ માતાપિતાએ પોતાનાં બાળકોને બાલ્યાવસ્થાથી જ સદ્‍ગુણી અને સદાચરણી બનાવવા માટે પોતે જ સદ્‍ગુણ અને સદાચરણ ધારણ કરવાં. મદ્યપાન કરનાર મનુષ્યના ઉપદેશવડે સાંભળનાર દારૂડીઆ માણસો મદ્યનો ત્યાગ કરતા નથી. તેમ દુર્ગુણી માતાપિતાનો ઉપદેશ ત્હેમનાં સંતાનોના હૃદયમાં ચોંટતો નથી. બાલ્યાવસ્થામાં પોતાનાં સન્તાનોને દુરાચરણી નોકર ચાકરોને પણ સોંપવા નહિં. તેમનાં દુરાચરણ પણ બાળકોના આચરણ ઉપર અસર કરે છે. તેમ જ સન્તાનોને બાલ્યાવસ્થાથી ખર્ચાળ કે વિલાસી બનાવી દેવાં નહિં. તેમ થવાથી મ્હોટી ઉમ્મરે પણ તે ખર્ચાળુ અને વિલાસી નિવડે છે.

ભીમસિંહે પોતાના પુત્ર સાધનસિંહના કલ્યાણને માટે અને નઠારી સોબતથી વેગળો રાખવા માટે ચિતોડમાં એક મ્હોટું વિદ્યા મંદિર બંધાવ્યું હતું. આ મંદિરની ચારે બાજુએ ઉંચી ભીંતો ચણી લેવામાં આવી હતી. વચમાં વિદ્યાલય, કસરતશાળા, અને યુદ્ધ-કળાશાળા બનાવ્યાં હતાં. તેમજ રાજકુમારને એ સર્વ વિદ્યા

શીખવવા માટે જુદા જુદા ગુરૂઓ રાખવામાં આવ્યા હતા સાધન-સિંહ થોડા દિવસમા જ વિદ્યા શીખ્યો, બળવાન થયો અને યુદ્ધકળામાં નિપુણ થયો ક્ષત્રિયોને ઉચિત એવી યુદ્ધવિદ્યામાં એટલો પારદર્શિત થયો કે ચિતોડમા ત્હેની બરોબરી કરનાર કોઈ બીજું હતું નહિં વળી તે સાથે લખવા વાંચવામા એટલો બધો તો ચતુર થઈ ગયો હતો કે તેની સાથે વાતચિત કરનાર મનુષ્ય ચકિત થઈ ગયા વગર રહેતું નહિ. ત્હેના બોલવામાં નમ્રતા, મિઠાસ અને પ્રેમ ભરેલો હોવાથી પ્રત્યેક મનુષ્ય ત્હેને ચ્હાતુ. વિદ્યા અને જ્ઞાન મળ્યા સિવાય મનુષ્ય ઉત્તમ ચરિત્રવાળો થઈ શકતો નથી. વિદ્યા શીખવાનો ઉદ્દેશ એ જ છે કે મનુષ્યનું જીવન નિષ્કલંક રીતે વ્યતીત થાય. કારણ કે નિષ્કલંક ચરિત્ર એ જ અમૂલ્ય સમ્પત્તિ છે. આજકાલ વિદ્યા શીખવવાનો ઉદ્દેશ જુદો થઈ પડયો છે આજ-કાલ તો સ્કુલ કોલેજોમા ભણવા જનાર વિદ્યાર્થિઓ માત્ર પૈસા કમા-
 જ ઉદ્દેશ રાખે છે પોતાનુ ચરિત્ર ઉચ્ચ થાય, તેની ઉચ્ચ પ્રશસા થાય અને તેની વિદ્યાથી જગતમાં પ્રાણીમાત્રને લાભ થાય એવો ઉદ્દેશ જવલ્લે જ જોવામા આવે છે. આયે સમાજમાં ઉચ્ચ પ્રતિભાવાન, ઉચ્ચ ચરિત્રશાળી, અને ઉચ્ચ ઉદ્દેશ રાખનાર મનુ-ષ્યો કયાં છે? આજકાલ પૈસો કમાવામાં જ ગૌરવ સમાયું છે! અને તેમ કરતાં કરતાં, જોતજોતાંમાં વૃદ્ધાવસ્થા આવીને ઉભી રહે છે.

* * * *

સમયની કુટીલ ગતિમાં ઘડાયલો મહારાણો ભીમસિંહ હમણાં વૃદ્ધાવસ્થામાં આવી પહોંચ્યો છે. રાજકુમાર સાધનસિંહ, હમણાં તેનું મન, પ્રાણ, ધ્યાન, જ્ઞાન અને એક માત્ર નેત્રનો પ્રકાશરૂપ

થઇ રહ્યો છે આથી તેણે પોતાના ગુણવડે પદ્માવતી, સુશીલા અને પ્ર૦ વર્ગનું ચિત્ત આકર્ષણ કર્યું છે.

ભીમસિંહે પુત્રને રાજકાર્યને યોગ્ય જાણી એક દહાડો પોતાની પાસે બોલાવી રાજ્યાભિષેક અને લગ્ન કરવાની વાત કરી. પિતાની વાત સાંભળી સાધનસિંહના માથા ઉપર જાણે વજ્રપાત થયો હોય તેટલું દુઃખ થયું. સંસારમાં એક પ્રકારના વિકટ બંધનરૂપ સ્ત્રી-લગ્ન કરવું નહિ એવો જ તેનો દૃઢ સંકલ્પ હતો. જીવનપર્યંત બ્રહ્મચર્ય ધારણ કરી મેવાડની પવિત્ર ભૂમિની રક્ષા કરવી એ જ તેનું પ્રણ હતું છતાં પણ પૂજ્ય પિતાનું વચન ઉલ્લંઘન કેમ થશે? ન્હાની માતા અને સુશીલા જો આ વાત સાંભળશે તો કેટલાં દુઃખી થશે? તેમના નેત્રમાંથી નિકળતી આંસુની ધારાઓ કેમ જોઈ શકાશે? આવા વિચારોએ તેના હૃદયમાં આઘાત કર્યો. તેની પ્રતિજ્ઞા-નું બંધન શિથિલ થયું. મનનો સંકલ્પ દૃઢ હોવા છતાં તેમાં વિક્ષેપ પડ્યો. પોતાની પ્રતિજ્ઞા માતાપિતાને જણાવી શક્યો નહિ. થોડીવાર ચુપચુપ ઉભા રહ્યા પછી બે હાથ જોડી પિતાને કહ્યું: "પિતા! સંસારની માયાજાળમાં પડેલો ગૃહસ્થાશ્રમી મનુષ્ય કોઈ પણ સમયે સુખી થયો છે? સંસારમાં સુખ નથી. ગૃહસ્થાશ્રમમાં શાંતિ નથી. કર્મયોગીમનુષ્યોને માટે ગૃહસ્થાશ્રમ એ એક પ્રકારનું બંધન છે. એ બંધનમાં બાંધી લઈ મ્હને હમેશા દુઃખી કરવાની આપની ઇચ્છા છે?"

ભીમસિંહે પુત્રનાં આવાં વચનો સાંભળી ઉત્તર દીધું: "વત્સ! તું સંસારી કોને કહે છે? કેટલાક સાધુ મહાત્માઓની વાત વેગળી મુકીને આપણે જોઈશું તો સર્વ મનુષ્યો સંસારી જ છે. ગૃહસ્થાશ્રમી-

જ છે. વત્સ ! સંસારી થયા સિવાય સુખ નથી, ગૃહસ્થાશ્રમી થયા સિવાય જગતની અનેક તૃષ્ણાઓ શાંત થતી નથી. ગૃહસ્થાશ્રમ એ પણ એક પ્રકારનો કર્મયોગ છે. એ આશ્રમમાં રહીનેજ જેઓ કર્મ કરે છે તેમનું જીવન સાફલ્ય થાય છે. શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે કે " સંસારમા રહેવું, પણ મન મારી પાસે રાખવું." તું સંસારમાં રહેશે એટલે ગૃહસ્થાશ્રમી થશે અને તે પરમાત્માના ચરણમાં મન રાખશે તો હારો કર્મયોગ સાધી શકાશે. ગૃહસ્થાશ્રમમાં રહેવાથી અનેક પ્રકારની શિક્ષા મેળવાશે, અનેક પ્રકારનાં સુખ દુ:ખનો અનુભવ થશે અનુભવ વિના પારકાની સ્થિતિ જાણી શકાતી નથી અને તેથી પારકાની લાગણીનું આપણને ભાન થતું નથી વત્સ ! સંસાર–ગૃહસ્થાશ્રમ–ના જેવો આશ્રમજ નથી. મ્હેં અનેક મહાત્માઓને મ્હોડે એ જ વાત સાંભળી છે. શુકદેવ અને નારદજી જેવા કેટલાક ઋષિઓ સિવાય સઘળા ગૃહસ્થાશ્રમી હતા. વધારે શું કહું પણ જેની દયા ઉપર જગત્ ચાલે છે, તે જ વિશ્વપતિ, શ્રીકૃષ્ણ શું ગૃહસ્થાશ્રમી નથી ? તેમને શું લક્ષ્મીજીની માયા નથી ? બેટા ! શા માટે એવા એવા વિચારો કરી અમારા મનને દિલગીર કરે છે ? સંસારમાં રહીને, સંસારી મનુષ્યોને યોગ્ય એવા નિયમોનું પાલન કરવાથી મુક્તિ મેળવી શકાય એમ છે. ગૃહસ્થાશ્રમ જો ઉચિત ન હોત તો શામાટે આપણા ઋષિઓએ ચાર આશ્રમ બનાવ્યા છે ? ગૃહસ્થાશ્રમી થવું એ તો પરમ કલ્યાણકારક આશ્રમ છે. મ્હોટા મ્હોટા ઋષિઓ પણ પુત્ર ઉત્પત્તિ માટે ગૃહસ્થાશ્રમી થતા હતા અને પુત્રની ઉત્પત્તિ થઈ એટલે તે આશ્રમ છોડી દઈ પતિ, પત્ની અને પુત્ર સર્વે પરમાત્માની ભક્તિમાં તલ્લીન થતાં હતાં. તને એક સાધારણ વાત કરીને ઉપદેશ આપું છું તે

સાંભળ. સંસારમાં રહીને પતિ પત્ની સાચુંજ બોલે, કદી પણ જુઠું બોલે નહિં. નિત્ય પરમાત્માની ઉપાસના કરે, દરેક કામ કરતી વખતે હૃદયમાં પરમાત્માનું ધ્યાન ધરે, અને દરેક કામ તે ભગવાનના ચરણમાં સોંપે; હૃદયમાં દયા, ધર્મ, નીતિ, અને પરોપકારનો ઝરો અખંડ વહેવડાવે તો પછી ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ તેમને મુક્તિ મળે છે. મહાદેવજી પાર્વતીને પરણી સંસારી થયા હતા છતાં તે યોગી રહ્યા હતા, જગતનું કલ્યાણ કરતા હતા. શુ તેમને પાર્વતીજી બંધન રૂપ હતાં? ત્હેમને સંસારનું બંધન હતું છતાં તે બંધન રહિત રહેતા હતા. બેટા! ગૃહસ્થાશ્રમનું નામ સાભળતાંજ તું આટલો બધો ચમકે છે કેમ? ષડ્રીપુને વશ કરીને, હૃદયની દુષ્ટ વાસનાઓને દબાવી દઇને, સંસારમાં રહેવું, ધર્મચર્ચા કરવી અને પરોપકારનાં કામો કરવાં. એથીજ મોક્ષ મળે છે. એને ભોગ–મોક્ષ કહે છે જ્ઞાનીઓ તે ભોગ મોક્ષની જ ઇચ્છા રાખે છે. એમાંજ દેહનુ સાર્થક અને કલ્યાણ છે. ”

પિતાનાં આવાં વાક્યો સાભળ્યા પછી સાધનસિંહ વિશેષ બોલી શક્યો નહિં. તેના મનનું સમાધાન થયું. તેના ગુરૂએ “ વિદ્યા–મંદિર”માં જે બોધ આપ્યો હતો તેનું સ્મરણ થયું. સાધન ચુપ થઇને ઉભો રહ્યો હતો તેથી મહારાણાએ **मौनं सम्मति लक्षणं** જાણી સાધનસિંહને લઇ અંતઃપુરમાં પ્રવેશ કર્યો.



## પ્રકરણ અગિઆરમું.

### રાજ્યાભિષેક.





જે ચિતોડના રાજમહેલમાં મ્હોટી ધામધુમ થઈ રહી છે. સાધ્વનસિંહનો આજે રાજ્યાભિષેક થશે. ચિતોડનાં આબાલ વૃદ્ધ સર્વ આનંદમા છે. પદ્માવતી અને સુશીલાના આનંદની સીમા નથી. પ્રાણથી વ્હાલો રાજકુમાર આજે રાજા થશે. આ સમાચાર સાંભળતા કઈ જનનીને આનંદ નહિ થાય ?

મહારાણા ભીમસિંહ અને રાણાવંશના કૂલપુરોહિત વિદ્યાપતિ શર્મ્મા આજે ઘણા કામમાં રોકાઈ ગયા છે. શિષ્યને ઘેર કોઇ કાર્ય આવતાં ગુરૂને ઘણો આનંદ થાય છે અને જ્યારે શિષ્ય બુદ્ધિમાન હોય છે, ગુરૂ પાસેથી વિદ્યા શીખ્યો હોય છે ત્યારે તો અધિક આનંદ થાય છે. મહારાણા ભીમસિંહના કૂલપુરોહિતને આજે રાજકુમારના અભિષેકને સમયે ઘણો લાભ થશે તેથીજ તેમને મહા આનંદ થાય છે, તેથી તે રાત્રિ દિવસ ઉત્સાહપૂર્વક પરિશ્રમ કરે છે.

શુભ સમય આવી પ્હોચ્યો. જળઘટિકામાં અક્ષાંશ રેખાંશ જોતાં શુભ ક્ષણ આવી પહોંચી. રાજ્યાભિષેકની સર્વ તૈયારી થઈ રહી હતી. ઉર્ધ્વરેતા, બ્રહ્મચારી બ્રાહ્મણો વેદના મંત્રો બોલી સભામંડપ ગજાવી મુકતા હતા. વેદમાં હોમ થઈ રહ્યો હતો. નવ ગ્રહોની શાંતિ થઈ રહી હતી. હોમ શીખાવડે રાજમહાલય પવિત્ર

થઈ રહ્યું હતું. પ્રજાજનોની ઠઠ જામી હતી. સર્વના મુખ ઉપર આનંદની છાયા છવાઈ રહી હતી. રાજસભાસદો નાના પ્રકારનાં સુશોભિત વસ્ત્રાલંકાર ધારણ કરી પ્રસન્ન મુખમુદ્રા વડે સાધનસિંહના મુખ સ્હામું જોતા હતા. આજની રાજસભા જોતાં નેત્રનું સાર્થક થાય છે, જીવમાં નવી આશાનો સંચાર થાય છે, પ્રાણને શાંતિ મળે છે, હૃદયમાં રાજભક્તિ ઉત્પન્ન થાય છે. દેશવિદેશમાંથી અનેક રાજા મહારાજાઓએ આવીને રાજસભા દિપાવી છે. આજે ચિતોડની રાજ સભા ઇન્દ્રની રાજસભા સમાન શોભી રહી છે. માનનીઓ મધુર કણ્ઠે મંગળ ગાઇ રહી છે. ભાટચારણો મહારાણાનું સ્તુતિગાન કરી રહ્યાં છે. મધુર વાજીત્રોના સુંદર સ્વરે વડે રાજવંશનાં જયગાન ગાય છે વેદપાઠી બ્રાહ્મણો આશિર્વાદ આપી રહ્યા છે. શુભ ક્ષણે સાધનના માથા ઉપર રાજમુકુટ પહેરાવવામાં આવ્યો છે. કુમારિકાને હાથે રાજતિલક કરાવવામાં આવ્યું છે. અહા ! ગૌરવર્ણનો, બ્રહ્મચારી, સાધનસિંહ આજ કેવો કેવો સુંદર જણાય છે ? વાચક ! જુવો, જુવો ! સર્વ રાજાઓ ત્હેને નમન કરે છે. પ્રજાજનો ત્હેને નજરાણું ભેટ કરે છે. માતા, પિતા વગેરે વડીલ જનો ત્હેને માથે હાથ મુકી આશિષ દે છે. તે સિંહાસન ઉપર બેઠો છે, અને રાજદંડ ગ્રહણ કરી માતા પિતાનું હૃદય પ્રફુલ્લિત કરે છે. સર્વે આનંદના સાગરમાં ડુબી રહ્યાં છે.

સર્વ સભાસદો બેઠા છે. તે જ ક્ષણે રાજપૂરોહિત વિદ્યાપતિ શર્મ્માએ કહ્યું: "કુમાર સાધનસિંહ હવે રાજકુમાર નથી. તે આજ સમસ્ત રાજપૂતોના અધિપતિ થયા છે. તેમને સિંહાસન ઉપર બેસતાં જોઇને સર્વનાં મનમાં આનંદ થયો છે. હવે ત્હેમને ગૃહ-

સ્થાશ્રમી જોઇને આપણે અધિક આનંદ માનીશું. પંજાબના મહારાજા આદિત્યસિંહ પોતાની રાજકુમારી સરોજિનીને આપવા ખુશી છે. મહારાણા અને મહારાણીનો વિચાર થતાં જ એ શુભ કાર્ય પણ સમ્પન્ન થશે. સરોજિની રૂપમાં લક્ષ્મી જેવી અને ગુણમાં સરસ્વતી જેવી છે. પરમાત્મા તેમની મનોકામના પૂર્ણ કરો, એ મ્હારો આશીર્વાદ છે. મહારાણા સાધનસિંહ સર્વ વિદ્યામાં કુશળ છે. પોતાના વડિલોની પેઠે રાજપૂતાનાની પ્રજા ઉપર પુત્ર પેઠે સ્નેહ રાખી તેનું લાલન પાલન કરશે એવી મ્હારી ખાત્રી છે. પ્રજા એજ રાજાનું હૃદય છે. હૃદયમાં વ્યથા થતાં, જેવી મનુષ્યના આખા શરીરમાં વ્યથા થાય છે તેમ પ્રજાને કદી પણ વ્યથા નહિં થવા દે એવી પણ મ્હારી ખાત્રી છે. રાજામાં દયા અને ક્ષમાનો સદ્દગુણ હોવો જોઇએ. તે મહારાણા સાધનસિંહમાં જણાય છે. એટલે વિશેષ કહેવા જેવું નથી. પરમાત્માની કૃપાથી તેમને સેનાપતિ, મંત્રી વગેરે સર્વ રાજભક્ત મળ્યા છે. તેથી તેઓ પોતાની ગાદીને દિપાવશે અને રાજપૂત યશ, કીર્તિ અને ગૌરવ જાળવશે એવી પણ ખાત્રી છે. મ્હારો ત્હેમને શુભ આશીર્વાદ છે."

પૂરોહિતજીના શબ્દો સાંભળ્યા પછી સાધનસિંહે ઉભા થઈ ઉત્તર આપ્યો: "ગુરૂદેવ! આપનો આશીર્વાદ માથે ચ્હડાવું છું. આપની શિખામણ હૃદયમાં કોતરી રાખું છું. મ્હારો ધર્મ બજાવવા હમેશાં હું તત્પર રહીશ. મ્હારી પ્રજા એજ મ્હારૂં અમૂલ્ય ધન છે. ત્હેને હું કદી પણ નારાજ કરીશ નહિં. મ્હારાથી બનશે તેટલા યત્નો કરીને મેવાડની પવિત્ર ભૂમિનું ગૌરવ વધારીશ. લગ્નાદિ કાર્યમાં મ્હારાં પરમ પૂજનીય માતાપિતાની ઇચ્છા પ્રમાણે વર્તીશ.

પ્રજાનાં સુખ દુઃખ જાણવાને હું જાતે જ રાજ્યમાં મુસાફરી કરીશ અને તેને માટે જે જે પગલાં ભરવાં પડશે તે અવશ્ય ભરીશ. સર્વના ચરણમાં મ્હારા પ્રણામ છે.”

સાધનસિંહના આવા શબ્દો સાંભળી પ્રજાજનોને આનંદ થયો. તેમણે હૃદયપૂર્વક શુભાશિષ આપી તેને આશિર્વાદ આપ્યો.

રાજ્યદણ્ડ ગ્રહણ કર્યા પછી લગન કરવું જ જોઇએ. રાજ-સભામાં જેમ મંત્રીની જરૂર પડે છે તેમ ખાનગી વિચાર કરવામાં ગૃહિણીરૂપ મંત્રીની જરૂર પડે છે. શુભ લક્ષણવતી સ્ત્રી મળવાથી મનુષ્યનો મ્હોટો ભાર ઓછો થાય છે, હૃદયમાં ગુંચવાતા અનેક પ્રશ્નોનો ઉત્તર મળી આવે છે અને મનમાં ઉદ્દભવતી અનેક ચિન્તાનો ભાર પણ ખાલી થાય છે. પ્રત્યેક મનુષ્યને સદ્દગુણી સ્ત્રી મળે તો માયાની પ્રપંચી જાળ ત્હેને વિકટ લાગતી નથી પણ તે ઉલટી સુલભ જણાય છે. ત્હેને સંસાર સાગરમાં અનેક તોફાનો સહન કરવા પડતાં નથી, પણ જીવનનૌકા સહજે ભવપાર થઇ શકે છે.

સાધનસિંહનો રાજ્યાભિષેક થઇ રહ્યો છે. કેટલાક દિવસ વ્યતિત થાય છે. તેણે શિકાર રમવા જવાનું બ્હાનું કરી, કેટલાક સિપા-હીઓ સાથે લઇ પ્રજાની સ્થિતિ તપાસવાનો નિશ્ચય કર્યો છે. આજે તે માતા પદ્દમાવતી અને સુશીલા પાસે જઇ બોલ્યો: “ માતા ! હું આવતી કાલે પ્રજાવર્ગની સ્થિતિ તપાસવા જઇશ. અને શિકાર કરી ઘણા દિવસની ઇચ્છા તૃપ્ત કરીશ ” આ શબ્દો સાંભળતાં સુશીલા અને પદ્દમાવતીના આનંદની સીમા રહી નહિં. પુત્રની રાજ્ય ઉપર આટલી બધી મમતા જોઇને વિશેષ આનંદ થયો. પદ્દમાવતીએ પુત્રની પાસે નાના પ્રકારનાં મિષ્ટાન્નો મૂકયાં અને એક પછી એક

ખવાડતાં બોલી "બેટા ! પંજાબના રાજાની રાજકન્યા સંબંધી પુરોહિતજીએ જે વાત કરી છે તે સંબંધી ત્હારા લક્ષમાં હશે. અમારી એવી ઇચ્છા છે કે તું લગ્ન કર્યા પછી રાજ્યમાં ફરવા ગયો હોત તો સારૂં થાત."

સાધનસિંહે કહ્યું "માતા ! રાજ્યદર્શન અને શિકાર કરવામાં કેટલો સમય લાગશે ? આવ્યા પછી લગ્ન થશે."

સાધનસિંહ માતા પદ્માવતીની વિશેષ ભક્તિ કરતો હતો. તેનું વચન કદી પણ ઉલ્લંઘન કરતો નહોતો. તેજ પ્રમાણે પદ્માવતી પણ સાધનને પોતાના જ પુત્ર પેઠે ગણતી હતી, તેથી તેણે પુત્રને આશિર્વાદ અને આજ્ઞા આપી.

મહારાણા ભીમસિંહ પુત્રને રાજ્યાભિષેક કરાવ્યો ત્યારથી નિશ્ચિંત થયા હતા. તે પોતાનો સમય પ્રભુ ભજનમાં ગાળતા હતા છતાં રાજ્યનાં સર્વ કાર્યો તરફ લક્ષ રાખતા હતા. પુત્રને સલાહ આપતા હતા. માતાની રજા મેળવ્યા પછી સાધનસિંહ પિતા પાસે આવ્યો અને શિકારે જવાની તથા પ્રજાવર્ગની સ્થિતિ અવલોકન કરવાની રજા માગી. પિતાએ આશિર્વાદ સાથે રજા આપી.



## પ્રકરણ ઓગણીસમું.

## લુંટારાના કેદખાનામાં.



સાધનસિંહ પોતાના રાજ્યના જુદા જુદા દેશામાં ફર્યો. ત્યાંની પ્રજાની સ્થિતિ જોતાં જણાયું કે પ્રજાજનો આનંદમા દિવસો વ્યતિત કરે છે તેથી તેને પણ આનંદ થયો જે રાજાની પ્રજા સુખમાં–સંતોષમાં દિવસો નિર્ગમન કરતી હોય છે તે રાજાનું અંતઃકરણ હમેશાં આનંદથી પ્રફૂલ્લિત થાય છે. પ્રજા પોતાના ધર્મને પાળે છે, રાજા પોતાના ધર્મને પાળે છે. સંસારમાં જન્મતાંજ મનુષ્યને પોતાના ધર્મ પ્રમાણે વર્તવાનું નિર્માણ થાય છે. રાજાએ પ્રજાનું પુત્ર પેઠે પ્રતિપાલન કરવું, અને તેને સંપૂર્ણ સંતોષ આપવો. પ્રજાએ રાજાને ઇશ્વર જેટલું માન આપી રાજ્યનાં પ્રત્યેક કામોમાં મદદ કરવી. મેવાડની ભૂમિમાં સદાકાળથી આવો પરસ્પર ધર્મ ચાલ્યા કરતો હતો. સાધનસિંહ જ્યાં જ્યા ફર્યો ત્યાં ત્યાંની પ્રજાએ તેને ઈશ્વર જેટલું માન આપ્યું પ્રજાના સુખ માટે તેના પિતાએ મન, પ્રાણપૂર્વક કાળજી રાખી હતી. હમણા સાધનસિંહ પણ તેટલીજ કાળજી રાખતો હતો. પ્રજાને આનંદમાં રાખવી એજ પોતાનો રાજધર્મ સમજતો હતો.

યુવરાજ સાધનસિંહ રાજ્યના દેશો જોવા પછી પ્રફુલ્લ અંતઃકરણે શિકાર કરવા જંગલ તરફ ગયો. ઘનઘોર જંગલ! સૂર્યનાં

કેરણો પ્રવેશ કરી શકતાં નથી. હરણ જણાતાં નથી. એટલામાં એક હરણ જણાયો. સાધનસિંહ ત્હેની પાછળ ગયો. ઉછળી ફાળ ભરતું હરણ નજરે પડયું એક ઝાડથી બીજે ઝાડ અને તેમ કરતાં કરતાં નિબિડ જંગલમાં પેસી ગયું. સાધનસિંહ દિશાનું ભાન રાખ્યા વગર તેની પાછળ દોડયો. હરણ એટલું ઝડપથી દોડી ગયું કે જેથી સાધનસિંહની દ્રષ્ટિ પણ પહોચી નહિ. એ ગયું! આ જાય! હ- ણું પકડું છું! એમ કહેતા કહેતામાં ગયું! હરણ ઝાડીમાં ગુમ થયું જોઇને સાધનસિંહે ઘોડાની પીઠ ઉપર એડી મારી એટલે ઘોડો વીજળીની ઝડપે દોડયો. થોડે વેગળે જતાં વળી પાછું તે હરણ નજરે પડયું. તે જોતાંજ સાધનસિંહનો ઉત્સાહ વધ્યો. પાછળ ફરીને જોતા જણાયું કે કોઈ સિપાહી સાથે નથી. તેઓ કયાં ચાલ્યા ગયા તેની ખબર નથી. સાધનસિંહના ઘોડાનો વિજળી જેવો વેગ તેઓ જોઈ શકયા નહિ, વળી તે સર્વ જંગલી હરણ જીવ લઇને ન્હાસે છે. પાછળ સાધનસિંહનો ઘોડો દોડે છે. એટલામાં હરણ એક એવી કાંટાવાળી સાંકડી ઝાડીમાં ભરાયું કે જ્યાં મનુષ્યથી જઈ શકાય નહિ. સાધનસિંહ બ્હીધો નહિં. તેણે એ કાંટાવાળી ઝાડીમા પ્રવેશ કર્યો. તેના શરીરે તેમજ ઘોડાના શરીરે મ્હોટા મ્હોટા કાંટા ભેકાઇ ગયા. કાંટા વાગવાથી લોહીની ધારાઓ વ્હેવા લાગી. તે વેદનાથી ઘોડો હાફવા લાગ્યો. આગળ ચાલતાં અટકી ગયો. સાધનસિંહ ઘોડા ઉપરથી ઉતરી પડયો. ઘોડાને એક ઝાડ સાથે બાંધ્યો અને પોતે પગે ચાલતો હરણની પાછળ પડયો, છતાં પણ હરણને મારી શકયો નહિં. સુકોમળ રાજકુમાર કાંટાવાળા પ્રદેશમાં પગે ચાલીને કેટલી મુસાફરી કરી શકે? કુમાર થાકી ગયો. છેવટે એક ઝાડ નીચે બેસી થાક ખાવા લાગ્યો. હવે એક

પણ પગલું આગળ ચાલવાની શક્તિ રહી નહિં. સિપાહીઓ ક્યાં ગયા હશે તેની ખબર ન હતી તૃષા લાગી છે, કણ્ઠ સુકાય છે. શું કરવું? જળાશય ક્યાં હશે તેની ખબર નથી. પોતાનું કોઇ માણુસ નથી કે જે પાણી લાવી આપે! માત્ર ક્ષત્રીયને શોભે એવા મિત્રો તલવાર અને તીરકામઠું પાસે છે. તેજ મિત્ર અને તેજ મદદગાર! કુમાર મ્હોટી વિપદ્‌માં પડયો. એ સમયે ઠંડો પવન વાવા લાગ્યો. અરણ્યના શીતળ વાયુએ શરીર સ્નિગ્ધ બનાવ્યું. તરસ કાંઇક ઓછી થઇ. આ સમયે કુમારને જરાક ઉંઘ આવી. શરીર સારૂં ના હોય તો સુખે ઉંઘ આવતી નથી. છતાં થાકેલો સાધનસિંહ શીતળ પવનની લહેરોમાં નિદ્રાવશ થયો. થાકેલા માણુસને વધારે ઉંઘ આવે છે. તેને ભુખ કે તૃષાનુ ભાન રહેતું નથી. વાંચક! અવસ્થાનું કેવું પરિવર્તન થાય છે તે જુવો! જે સોનાના પલંગમાં, નરમ રેશમની પથારીમાં સુનાર તે આજે ક્યાં સૂતો છે? એકવાર નજર ફેરવો! જે અનેક દાસદાસીઓથી વિંટલાઇ ખમ્મા ખમ્મા થનાર તેની આસપાસ આજે શું છે તે જુવો! જેના કપાળ ઉપર પરસેવાનું એક બિન્દુ જણાતાં સુશીલા અને પદ્‌માવતીનો પ્રાણુ તાળવે ચઢી જતો તે જ રાજકુમારની આજે શી સ્થિતિ છે તે જુવો! આજે ચિતોડાધિપતિ ક્યાં નિદ્રા લે છે તે જુવો! અનેક આશામાં ઉછરેલો રાજકુમાર આજે ક્યા માતાપિતાના આશ્રય નિચે પડયો છે તે જુવો! સાધનસિંહને બહુ થાક લાગ્યો છે અને તેથીજ તે ઘોર નિદ્રામાં સૂતો છે.

આ જંગલ ઘણું ભયાનક સ્થાન છે. અહિં ચોર લુંટારાઓનો નિવાસ છે. લુંટારાઓ, દેશ દેશાન્તરમાંથી લુંટફાટ કરી લાવી અહીં રહે છે. આ જંગલમાં સારા મનુષ્યોની આવ જા નથી. જંગલની

ભાલામણી ઘગ જોઈને જ મનુષ્યની છાતી ફાટી જાય છે તો ત્યાં રહેવાની વાત જ શી ? લુંગારાઓ તેટલા માટેજ, આનંદપૂર્વક, આ જનશૂન્ય સ્થાનમા રહે છે.

એકાએક કેટલાક લુટારાઓ ફરતા ફરતા આ સ્થળે આવી પહોંચ્યા. રાજપુત્રને ગાઢ નિદ્રામા જોઇ એકે બીજાને કહ્યું "ભાઈ! આજની મહેનત વ્યર્થ જશે નહિ. જુવો, પેલો રાજકુમાર ઉંઘે છે. ચાલો તેને બાંધીને લઇ જઇએ." બીજાએ ઉત્તર દીધું "હા ! વાત સાચી છે. આપણા સરદાર પેલી જે સુંદર કન્યાને ઉપાડી લાવ્યા છે તેની સાથે લગ્ન કરશે ત્યારે પહેરવાને કિમતિ લુગડાં જોઈશે તે આ રાજકુમારના શરીરે છે. વખતસર ઉપયોગમા આવશે" ત્રીજાએ કહ્યું "આપણા સરદારનું રૂપ કંઇ તે છોકરીથી ઉતરે તેવુ નથી. બન્ને સુંદર છે જ્યારે તે સરદારની પાસે બેસશે ત્યારે જાણે વાદળમાં વિજળી ઝબકી ! આવું સરદારપણું કરવામાં પણ લાભ છે." ચોથાએ કહ્યું "હવે વાતોમા વખત શામાટે ગુમાવો છો ? શિકાર ચાલ્યો જશે! જાગી ઉઠશે તો મુશીબત પડશે. ઢીલ કરવામાં સાર નથી"

એ ચાર જણ ત્હેની પાસે ગયા, રાજકુમારને બાંધી દીધો, તેની પાસેનાં હથિઆર લઈ લીધાં અને ઉંઘતા રાજકુમારને ઉંચકી લઇ જઈ કેદખાનામાં પૂરી દીધો !

## પ્રકરણ વીસમું.

### કેદખાનામાં મેળાપ.



આજ અમાવાસ્યાનો દિવસ છે. આજેલુ ટારાઓનો મહા આનંદનો દિવસ છે. આજે તેઓ આનંદમાં મસ્ત બન્યા છે કોઇનુ સર્વ નાશ થાય છે. કોઇને આનંદ ઉપજે છે' આવો વાચક' આપણે લુટારાઓના કેદખાનામાં પ્રવેશ કરીએ. અહિ આપણને ભય નથી. ચારે દિશામા મ્હોટી દિવાલો ચણી લીધી છે અને તેની વચમાં કેદખાનું છે આસપાસ લુટારા લોકોને રહેવાનાં ઘર બનાવ્યા છે કેદખાનામા ઘણા કેદી છે એક ઓરડામાં એક રાજકુમાર સૂતો છે. બીજા એક ઓરડામાં એક સોળ વર્ષની સુંદર સ્ત્રીના રૂપ વડે જાણે પ્રકાશ થઇ રહ્યો છે યુવતિ કપાળે હાથ દઇને ચિન્તા સાગરમાં ડૂબી રહી છે. તેણીને જોતાં અનુમાન થાય છે કે જાણે તે કોઈ ઉચ્ચ વંશમા જન્મેલી છે. તે ભાગ્યના દોષે લુંટારાના હાથમાં કેદી બની છે. યુવતિ રડતાં રડતા બોલે છે: “ જનની! તમારી શિખામણ માની નહિં તેનું જ આ ફળ છે! ફુલ ચુંટવાનો એ સમય નહતો છતા મેં હઠ કરી તેથી જ આ દુઃખ ભોગવું છુ માતા! હું તમને કેટલી વ્હાલી હતી ? હમણાં મ્હારી શી અવદશા થઇ છે તે એક વખત જુવો! તમે મારી શોધખોળ કરવાને ચારે દિશામાં મનુષ્યો મોકલ્યા હશે તમે ભૂખે તરસે દિવસ નિર્ગમન કરતાં હશો ! મારા વિયોગે તમારી આંખમાંથી આંસુ સુકાતાં નહિ હોય!

રાજકુમાર સાથે લગ્ન થનાના હતા તેથી હું ઉન્મત્ત થઇ હતી, અને તેથી જ સન્ધ્યા સમયે ફુલ ચુટવા આવી. અરેરે ! મ્હારી કેવી દુર્દશા ? મ્હારી શી ગતિ થશે માતા ! જે પુત્રી માતાની શિખામણ નથી માનતી તેની આવીજ દુર્દશા થાય છે પાપી લુટારાઓ મ્હારૂં સતિત્વ નષ્ટ કરશે. તે આવીને મને રોજ રોજ સતાવે છે. હું એકલી શું કરીશ ? મ્હારૂં કેટલુ જોર માતા ! અરેરે ! જગદીશ ! પંજાબની અધિષ્ટાત્રી દેવિ ! મ્હારા ભાગ્યમાં શું આવું જ લખ્યુ છે ? દેવિ ! હું પણ રાજકન્યા છું. રાજબીજની ભગિનિ છુ મ્હેં મ્હારો પ્રાણ એક રાજકુમારને સમર્પણ કર્યો છે. સૂર્ય ચંદ્ર સાક્ષી છે. પ્રભુ તમે પણ જાણો છો. હવે હું બીજાને કદી પણ સ્પર્શ કરીશ નહિ. મ્હારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી હું સતીત્વપણું સાચવીશ. જો તેઓ જોર જુલમ કરશે તો હું મ્હારા પ્રાણ ત્યાગ કરીશ દેવિ ! મ્હારૂં સતીત્વ તુ સાચવજે મા ! મ્હારા જીવનની મદદ માટે માત્ર એક છરી મ્હારી પાસે છે તે મ્હારી બ્હેનપણી છે. સમયે તે જ મદદ કરશે, તેજ રક્ષણ કરશે” વાચક ! તમે આ યુવતિને ઓળખો છો ? તે પંજાબના મહારાજા આદિત્યસિંહની પ્રિયતમા પુત્રિ છે. પ્રારબ્ધ દોષે લુંટારાઓના પંઝામાં આવી છે !

અનેક સ્થળે બળ બતાવવાથી કાર્યની સિદ્ધિ થતી નથી. તેથીજ લુંટારાઓએ સરોજિનીને સ્વતંત્રતા આપી છે તેને ધીમે ધીમે લોભ–લાલચ આપવા માંડી છે. તેના મનને સમજાવવાનો યત્ન કરે છે. પરંતુ શું નાગિણી પોતાનો સ્વભાવ ભૂલી જાય છે ?

આજે અમાવાસ્યા છે. લુંટારાઓ મદમસ્ત થયા છે. આજે કેદખાનાની સંભાળ લેવાનું કામ સરોજિનીને માથે છે. સરોજિનીએ

સાંભળ્યું હતું કે આજે એક રાજપુત્રને કેદી બનાવી લાવ્યા છે. વખત મળતાં જ સરોજિની તે તરફ ગઇ ઓરડાનું બારણું ઉઘાડી જોતાં જ જણાયુ કે એક અપૂર્વ રૂપ લાવણ્યવાળો રાજકુમાર પડયો છે. તેના હાથ પગ બાંધ્યા છે. તેનું-રૂપ જોતાં જ સરોજિની મુગ્ધ થઇ ગઇ. તે મનમાજ વિચારવા લાગી કે: " હમણાં લુંટારા ઘરમાં નથી. ધીમે ધીમે દોરડાં છોડી નાખું તો? બિચારો ખહુ દુઃખ પામતો જણાય છે. " એટલું કહીને તે પાસે ગઈ. રાજકુમારનું બંધન છોડી નાંખ્યું.

સ્ત્રી એ જગતમાં મહા દયાનો અવતાર છે, શાંતિની દેવી છે, કૃપાનો સાગર છે. સ્ત્રી જાતિનું હૃદય દયાથી શૂન્ય હોત તો આખું વિશ્વ જીવ-શુન્યજ હોત! આજે સ્ત્રી જાતિના હૃદયમાં દયા ના હોત તો શું રાજકુમારનું બંધન છુટી શકત? તે હમણાં છુટો થયો છે. અસહ્ય દુઃખ ભોગવતો મુક્ત થયો છે. તેથી જ કહેવામાં આવે છે કે સ્ત્રીઓ દયાનો અવતાર છે, અમૃતનો ભંડાર છે.

* * * *

સાધનસિંહને સખ્ત બંધ બાંધ્યા હતા તેથી તેનાં હાડકાં સજ્જડ થઇ ગયાં હતાં. ધીમે ધીમે તે બેઠો થયો. તેણે ઉંચે જોયું પણ સર્વત્ર અંધકાર જેવું જણાયું. કારણ કે દુઃખના ડુંગર નીચે દબાયલો માણસ તરત જ જોઈ શકતો નથી. તેની આંખે અંધારા આવતાં હતાં. માથું ચક્કર ચક્કર ફરતું હતું તેને આશ્ચર્ય થયું. બ્હીક લાગી, પણ શરીરે બળવાન અને બુદ્ધિમાન હોવાથી ધૈર્ય રાખ્યું. અને વિચારવા લાગ્યો કે, " હા! વિધાતા! ત્હારી આવીજ લીલા? ક્યાં રાજમેહેલ, ક્યાં રાજભોગનાં સુખ, અને ક્યાં હું આ દશામાં? મ્હારો પોશાક ક્યાં? મ્હારી તલવાર ક્યાં? મ્હારો ઘોડો ક્યાં?" ઉંચે જોઇ કહ્યું: " આ સુંદર રમણી ક્યાંથી?"

રાજકુમારે ચિડાઇને કહ્યું: "તું કોણ છે? મને અહિં શા માટે લાવી છે? શા માટે મ્હને કેદી બનાવ્યો છે? મ્હારી તલવાર કયાં? સાચું કહે. હુ ક્ષત્રિવીર છુ. જગદ્‌વિખ્યાત ભીમસિંહનો પુત્ર સાધનસિંહ છુ. મ્હારૂં બળ બતાવી આપીશ."

સરોજિની આ શબ્દો સાંભળી સ્તબ્ધ બની. તેને લજ્જા આવી. તે બોલી: "કુમાર! મ્હને કાંઇ પણ ખબર નથી. હુ એટલુંજ કહી શકું છુ કે જેમ તમે કેદી બની આવ્યા છો તે જ પ્રમાણે હું પણ એક કેદી છુ."

સાધનસિંહે કેટલીકવાર વિચાર કર્યો. તેના ગુરૂએ તેને નાના પ્રકારની વિદ્યાઓ શીખવી હતી તેને પ્રતાપે તે જાણી શકયો કે વિપત્તિ સમયે ધૈર્ય ધારણ કરવુ અને આવેલી વિપત્તિમાંથી ધીમે ધીમે છુટા થવું એ જ ઇષ્ટપ્રદ છે. યુવતિના રહાસ્ય જોઇ તે વિસ્મય થયો. લુટારાના કેદખાનામાં આવું સુંદર સ્વરૂપ કયાંથી? તેના મુખ ઉપરથી તે સુલક્ષણા સતી જણાય છે. તેનાં ચ્હેરા ઉપર પવિત્રતાની છાપ જણાય છે. ત્યારે તે આ અપવિત્ર–પાપી–સ્થાનમાં કયાંથી? તેના મુખ ઉપર રાજતેજ જણાય છે રાજાના અંતઃપુરમાં સૂર્યનાં કિરણો પેસી શકતા નથી ત્યારે પછી લુટારાઓના પગ ત્યાં પેઠા શી રીતે? અહા! મુખ ઉપરથી જાણે અમૃત ઝરે છે! ચંચળ નેત્રો જાણે શાંતિનાં કિરણો વર્ષાવી રહ્યાં છે. તેના શબ્દો જાણે તપેલા હૃદયને બરફનુ આચ્છાદન કરે છે. પ્રભુ! તમારી લીલા અકળ છે. સાધનસિંહે ત્હેને પુછ્યુ "દેવી! એક અજાણ્યા મનુષ્ય ઉપર આટલી બધી દયા કેમ! તમારી દયાથી મ્હને બહુ આનંદ થયો છે. સ્ત્રી જાતિની દયા વડેજ જગતનું પ્રતિપાલન થાય

છે તે આજે સારી પેઠે મારા સમજવામાં આવ્યુ પણ જો હવે એક તલવાર મ્હારા હાથમા આવે તો તમારો ઉદ્ધાર થઈ શકે એમ છે. મ્હારી તો મ્હને ચિન્તા જ નથી. પરંતુ તમારા જેવી દયાળુ, પવિત્ર અને સતી રમણીરત્નનો ઉદ્ધાર કરવાની ચિન્તા પ્રબળ થઈ ઉઠી છે. દુષ્ટ લુટારાઓ તમારૂં સતીત્વ નષ્ટ કરશે એ હું સારીપેઠે જાણી શકું છુ. માટે યત્ન કરો, એક તલવાર મ્હને લાવી આપો. તમે શી રીતે કેદી થયાં, તે જો અડચણ ના હોય તો કહો દેવિ!"

રાજકુમાર સાધનસિંહનું મનોહર સ્વરૂપ જોઈ રાજકુમારી સરોજિની મુગ્ધ થઈ હતી તેના મુખમાંથી નિકળતા મધુરા શબ્દો સાંભળવાને તેના કાન તિક્ષણ થઈ રહ્યા હતા. તે શબ્દો જાણે તેના હૃદયમાં પણ અમૃત સિંચન કરી રહ્યા હતા. હૃદયમાં ફુટેલા આશાના અંકુરોને પુષ્ટી મળી હતી. તે મનમાં જ વિચારવા લાગી; "પરમાત્માએ આટલા દિવસ પછી આશા ફળિભૂત કરી છે. અહિંથી છુટવુંજ જોઈએ. નહિં તો અપવિત્ર થવાશે કિંવા આત્મઘાત કરવો પડશે. આજે પ્રાણને જે જે જોઈતુ હતું તે મળી ગયું છે પછી ચિન્તા શી? આ રૂપનું હૃદયમાં ધ્યાન કરતાં કરતાં મરણ આવશે તોપણ અડચણ શી? જેની ઈચ્છા હતી તે મળી ગયું છે. તેનાં દર્શન કરતાં કરતાં પ્રાણ નિકળી જશે તો મુક્તિ થશે. જીવનનું સાફલ્ય થશે." સરોજિનીએ સર્વ વાત સાધનસિંહને કહી સંભળાવી. તે સાંભળી રાજકુમાર સ્તબ્ધ થયો, મુગ્ધ થયો. મનમાં જ વિચારવા લાગ્યો કે. "પુરોહિતજીએ જે રાજકુમારીની વાત કરી હતી તે આજ છે. અહો પ્રભુ! રૂપમાં લક્ષ્મી, ગુણમાં સરસ્વતી જ છે! આજે નજરે જોઈ મ્હારાં નેત્ર કૃતાર્થ થયાં. આવી રૂપ, ગુણ

આપજ રમણીરત્ન મળે તો જીવન સાફલ્ય થાય. હવે એ રમણી રત્ન મેળવીને લુંટારાઓ પાસેથી છુટી જવું એજ યોગ્ય છે." સરોજિનીના સ્હામું જોઈ કહ્યું : "સરોજિની ! બ્હીશો નહિં. લુંટારાઓના કેદખાનામાં આપણો મેળાપ થયો એ ઇશ્વરી સંકેત જ છે. નહીં તો તમે ક્યાં અને હું ક્યાં ? વિના મેહેનતે આપણો સંયોગ થયો એ દૈવિ સંયોગ છે, ઇશ્વરની શુભ ઇચ્છા છે. તેમાં જરા પણ શક નથી. સરોજ ! તું એક કામ કર. લુંટારાઓનો તારા ઉપર વિશ્વાસ છે ત્યારે મ્હારાં વસ્ત્રો અને તલવાર લઈ આવ. તેમ થશે તો આપણે બન્ને ઉદ્ધાર પામીશું. કેમ બની શકશે ? "

સરોજિનીએ થોડીવાર મનમાં વિચાર કરી કહ્યું : "એમાં આશ્ચર્ય શું ? આવતી કાલે એમનાં વસ્ત્રો અને તલવાર લાવી આપીશ. જેના વિચારમાં ને વિચારમાં ફુલ ચુંટતી હતા, અને જેને માટે લુંટારાઓના કેદખાનામાં આવી પડી, તે જ પ્રાણના દેવતા, હૃદયના અધિષ્ઠાતા પણ અહિંજ મળી ગયા છે. ત્યારે હવે ચિન્તા શી ? નારી જાતિ હમેશાં પુરૂષોને આધિન રહેવાને જ જન્મ પામી છે. યુક્તિપૂર્વક અસ્ત્રશસ્ત્ર લઈ આવીશ."

હવે લુંટારાઓને ઘેર પાછા આવવાનો સમય થયો છે. હવે અહિં ઉભાં રહેવું ઉચિત નથી સમજી તેણે કહ્યું : "પ્રભુ ! હવે વધારે સમય નથી. લુંટારાઓ હમણાં પાછા આવશે. હું રજા લઉં છું. દાસીના દોષ ક્ષમા કરજો આવતી કાલે તમારી ઇચ્છા પૂર્ણ થશે." તેણીએ વારંવાર રાજકુમારના સ્હામુ જોયું, નેત્ર સાથે નેત્રો મેળવ્યાં, અને એક બીજાના હૃદયનો પ્રેમ નેત્રદ્વારા હૃદયમાં ઉતાર્યો. સરોજિનીને ત્યાંથી જવાનું મન નહતું. તેને હૃદયમાં ઘણું દુઃખ થયું છતાં ચાલી ગઈ.

સાધનસિંહ સરોજિનિનું કમળ સમાન મુખ જોઈ મુગ્ધ થયો. આ વખતે ત્હેનું સાહસ જોઇ વિશેષ પ્રેમ ઉત્પન્ન થયો. તેને વીરાંગના કહી ધન્યવાદ આપવા લાગ્યો. તેનો કોકિલ-કણ્ઠસ્વર, તેનું લજ્જાભરેલું, વિનયસૂચક, કમળ સમાન મુખ મણ્ડલ જાણે સાધનસિંહના હૃદયમા ચિતરાઇ ગયું. તે મોહિની મૂર્તિએ જાણે ત્હેને કામણ કર્યું. તે મનમાંજ બોલ્યો: " ગૃહસ્થાશ્રમી થવાની ફરજ પડી છે ત્યારે આવા રમણીને જીવનની સંગિની કરવી જોઇએ. એનો પ્રેમ, એનું રૂપ અને એનું સાહસ, ત્રણે નારી જાતિને ઉચિત છે. મ્હારા જેવાને એવીજ પત્ની જોઇએ. પ્રભુ! તમારી ઇચ્છા પૂર્ણ થાઓ."

## પ્રકરણ એકવીસમું.

### લુંટારાઓનો પરાજય.



આજે કૃષ્ણ પક્ષની પંચમી! બે પ્રહર રાત્રિ વીતી છે. ચન્દ્રદેવ પૂર્વાકાશમાંથી ઉદય થઇ, ધીમે ધીમે મધ્ય આકાશમાં આવ્યા છે. અંધારી ઘોર રાત્રે, વનદેવીએ પણ પોતાનો મોહિની શૃંગાર સજી દીધો છે. વનના મધ્યભાગમાં લુંટારાઓના મકાનમાં પણ ચંદ્રનાં મનમોહક કિરણો સુંદર રૂપ ધારણ કરી રમત રમે છે. ચારે દિશાઓમાં પ્રકાશ પડી રહ્યો છે. ક્યાંય પણ અંધકાર નથી.

રાત્રિનું આ સમયનું દ્રશ્ય અતિ મનોમુગ્ધકર જણાય છે.

આ સમયે લુટારાઓના સરદારે સરોજિનીના ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે હસતાં હસતાં જ કહ્યું: "સરોજ! હવે આપણે વિવાહ થવાને માત્ર નવ દિવસ બાકી રહ્યા છે લગ્ન થવાથી આપણી મનોવાંચ્છના પૂર્ણ થશે, ત્હને સર્વ પ્રકારનાં સુખ—ભોગ મળશે, તું એક રાણી તરીકે પુજાશે."

વાઘને સ્હામે આવેલો જોઇ જેમ શિકારીને આનંદ થાય છે તેમ સરોજિનીને આનંદ થયો. તે ધીમે ધીમે ઉભી થઈને બોલી:– "તમારી મનોવાસના તો પૂરી થશે જ પણ મ્હારા મનની ઇચ્છા તો પૂરી થતી નથી ને?"

સરદાર આગ્રહ સાથે બોલ્યો: "કેમ સુંદરી! તમારી ઇચ્છા કેમ પૂરી થશે નહિં? તને જે જોઇએ તે તૈયાર છે જો ત્હારી ઇચ્છા પુરી કરવાને મ્હારા પ્રાણની જરૂર હોય તો તે પણ કાઢી આપું! ત્હારી જે ઇચ્છા હોય તે સત્વર કહે."

નારી–ચરિત્રની જાળ અતિ ભયાનક હોય છે. ચતુર ચુડામણિ શ્રી કૃષ્ણ ભગવાન પણ એ જાળમા સપડાયા હતા અને ભાન ભૂલ્યા હતા તો પછી સાધારણ મનુષ્યની શી વાત? મનુષ્ય એક વખત એ જાળમાં સપડાયો કે પછી તેમાંથી ન્હાસી જવાની શક્તિ રહેશે નહિં. સરોજિનીએ સરદારને કહ્યું: "જુવો, તમારૂં આ રૂપ મને સારૂં લાગતું નથી. ખરેખરા લુંટારાનો સરદાર રાજવંશી લુગડાં પહેરે તો જ સારો દેખાય છે. તમે તમારા લુંટારાનો પહેરવેશ છોડી દઇ રાજવંશી લુગડાં પહેરો. અહા! તે વખતે તમારૂં કેવું સુંદર રૂપ જણાશે? કોમળતામાં કઠિનતાનો સમાવેશ થવાથી વિલક્ષણરૂપ

થાય છે. તમારા જેવા સુંદર પુરૂષને આવો મેલો પહેરવેશ શોભતો નથી. રાજવંશી લુગડા પહેરી હાથમાં રાજાની તલવાર લઈ મ્હારી સ્હામે ઉભા રહો. મ્હારે તો તમારૂં રૂપ જોવાની જ ઈચ્છા છે."

સરદારે વિકટ હાસ્ય કરી કહ્યું: "બસ, એજ વાત! એમાં આશ્ચર્ય શું છે? હમણાં જ રાજવંશી પહેરવેશ પહેરી ત્હારી સ્હામુ આવું છુ." આમ કહી તે ઘરમાં ગયો, અને સાધનસિંહના શરીર ઉપરથી જે રાજવંશી પોષાક કહાડી લીધો હતો તે લાવી સરોજને કહ્યું: "જો સુંદરી! આ પોષાક લાવ્યો. હમણાં જ પહેરૂં છું."

સરોજિનીએ રાજકુમારનો પોષાક હાથમાં લઇ જોવા માંડયો, માથાનો કિંમતી શીરપેચ, હીરા માણેક જડેલો રાજમુકુટ જોઇ બનાવટી ખુશી બતાવવા લાગી, ત્યાર પછી ગળાનો મોતી માણેકનો કંઠો લઈ ધારી ધારીને જોવા લાગી. ત્યાર પછી હિરા માણેક જડેલો જામો અને સુરવાલ લઈ તેને પણ જોઈ ખુશાલી દેખાડી. અને તે બોલી: "અહા! આ પોશાક બહુ જ સુંદર છે. તમને ઘણો જ સારો દેખાશે ઠીક, પણ હમણાં ઘણી રાત ગઇ છે કાલે પહેરજો. હું મારે હાથે તમને આ પોષાક પહેરાવીશ. ઘણો શોભશે."

સરદાર પણ ઘણો જ ખુશી થયો તે મનમાં બોલ્યો: "અહા! આટલા દિવસ પછી હવે સરોજિની વશિભુત થઈ છે. તેનું સુંદર મુખ, કોમળ દેહલતા, વિણાના જેવા મધુર શબ્દો! અહા! સ્વર્ગનું જ સુખ! એનું વ્રત ઉદ્યાપન કરવાને હવે થોડા દહાડા બાકી છે. બસ, પછી તેની સાથે લગ્ન કરીશ. ઘણા દિવસની આશા તૃપ્ત થશે. સ્ત્રીઓ બહુ હઠીલી હોય છે. ઠીક છે. ગમે તેટલી હઠ કરીને પણ મ્હારી સાથે લગ્ન કરશે તો આનંદ! સરોજિની એક દિવસ મ્હારીજ થશે."

આવા વિચાર કરતો, આકાશમાં કિલ્લા બાંધતો, સરદાર સુખનાં તરંગોમાં લહરો ખાવા લાગ્યો. રાત ઘણી વીતી છે. સરોજિનીએ કહ્યું: "હવે ઉજાગરો કરવાનું કામ નથી. કાલે સ્હવારે વહેલા પધારજો." એટલું કહીને રાજવંશી પોષાક પોતાના ઓરડાની ખુંટીઓ ઉપર ટાંગી દીધો. સરદાર હસતો હસતો ચાલ્યો ગયો.

કેટલોક વખત ગયા પછી સરોજિની હસતી હસતી રાજવંશી પોષાક લઈ રાજકુમાર સાધનસિંહ પાસે ગઈ. રાજકુમારે સરોજિનીની યુક્તિ જોઈ તેને અનેક ધન્યવાદ આપ્યો. કુમાર બોલ્યો: "સરોજ! વીરબાળા! હવે કાંઈ ચિન્તા નથી. હવે કોની મગદુર છે કે મ્હને કેદખાનામાં રાખી શકે? સિંહ પાંજરામાંથી હવે બહાર નિકળે છે." એટલું કહીને કુમારે પોતાનો પહેરવેશ શરીરે પહેરી લીધો. કમ્મરે તલવાર લટકાવી દીધી, અને કેદખાનામાંથી બહાર નીકળ્યો. સરોજિની પણ તેની સાથે જ બહાર નીકળી.

સાધનસિંહના વીરતા ભરેલા શબ્દો સાંભળી લુંટારાનો સરદાર બહાર નીકળ્યો. તેણે જોયુ કે રાજકુમાર પોતાનાં વસ્ત્રો પહેરી બહાર નીકળ્યો છે, અને તે લડાઈ કરવા તૈયાર છે. સાથે સરોજિની છે. બન્નેએ જીવનની માયા છોડી કારામુક્ત થવાનો નિશ્ચય કર્યો છે. બન્ને વીર પ્રસન્ન છે. સરદાર સ્તબ્ધ થયો. સરોજિનીની વિશ્વાસઘાતકતા જોઈ સરદારને ક્રોધ ચડયો તેણે ગર્જના કરતાં કહ્યું: "વિશ્વાસઘાતિનિ! ત્હેં આવું જ કર્યું? મ્હારા સુખમાં કાંટા વેર્યા! મ્હને નિરાશ કર્યો. હું જાણતો હતો કે સાપમાં ઝેર હોય છે. હમણાં જોઉં છું કે સ્ત્રી એ સાપ કરતાં પણ વધારે ઝેરી છે. મ્હેં સરલ હૃદયે ત્હને પોષાક અને તલવાર આપી ત્યારે ત્હેં તેનો આવો ઉપ-

યોગ કર્યો ? હેં હારૂં મૃત્યુ જાણી જોઇને બોલાવી લીધું છે ! ” તેને મ્હોટા અવાજે બોલતો જોઇ પચાસ લુંટારા ભેગા થઈ ગયા. બધાના હાથમાં ડાંગો હતી. સાધનસિંહના હાથમાં ઉઘાડી તલવાર હતી. રાજકુમારી સરોજિની વીરબાળા હતી તેણે પણ ગુપ્ત રીતે એક કટારી લુગડામાં સંતાડી રાખી હતી. આ વખતે તે ચળકતું હથીઆર હાથમાં લઇ આગળ વધી. સાધનસિંહે હાથમાંની તલવાર ફેરવવા માંડી. પચાસે લુંટારાઓ સાધનસિંહને ઘેરી વળ્યા. યુદ્ધ-કળામાં નિપુણ સાધને લુંટારાઓને–એક પછી એકને–કાપી નાંખ્યા. સરોજિની વેગળે ઉભી ઉભી આત્મરક્ષણ કરી રહી હતી. સાધન-સિંહે લુંટારાના સરદાર તરફ તલવાર ઉગામી કહ્યું: “ પાપી ! ઘણા દિવસ અધર્મ કરીને તેં સૌને ત્રાસ આપ્યો છે. આજથી હ્હારો તે ત્રાસ બંધ થશે. ધર્મનો જય થાય છે, અધર્મનો ક્ષયજ થાય છે. ગરીબ માણસો ઉપર ધાડ પાડીને તેમને લુંટી લે છે, તેથી શું તું બળવાન કહેવાશે ? વીરપુરૂષોની સ્હામુ યુદ્ધ કરીને વીર કહેવાય તો જ ખરૂં વીરત્વ છે. અનેક સ્ત્રીઓનાં સતીત્વ નષ્ટ કરનાર પાપી ! અનેક ગરીબ પુરૂષોના ધન, વસ્ત્ર લુંટી લેનાર દુષ્ટ ! આજે હવે હ્હારૂં આવી બન્યું ! ” આ શબ્દો બોલાતા હતા તે જ ક્ષણે ક્રોધમાં અંધ થયેલા સરદારે કુમારના માથા ઉપર તલવાર ઉગામી. પણ ક્યાં સિંહ ? ક્યાં શિયાળ ? સાધનસિંહની ચતુરાઇ અને યુદ્ધકળા આગળ તેનું કેટલું ગજું ? સરદારની તલવારનો ઘા પોતાની ઢાલ ઉપર ઝીલી લઈ એવી ખુબીથી તલવારનો ઘા કર્યો કે સરદારનું માથું ધડથી જુદું થઇ પડ્યું. સરદાર પડ્યો ! તેને ભોંય ઉપર પડેલો જોઈ બીજા કેટલાક લુંટારાઓ જીવ બચાવવા નાઠા !

* * * * *

સરોજિનીના મુખ ઉપર હાસ્યની છટા પ્રસરી રહી હતી. તે સાધનસિંહની રણકુશળતા જોતી હતી. તેની તલવાર ફેરવવાની ચતુરાઈ જોઇ સાધનસિંહ ઉપર બેહદ પ્રેમ ઉપજતો હતો. ક્યાં પચાસ લુંટારા ! અને ક્યાં એકલો રાજકુમાર ! તેમ છતાં તે બધાને પહોચી વળ્યો ! સરોજિનીનું હૃદય પ્રફુલ્લ થયું તેનું મુખ હસવા લાગ્યું. તેણે કુમારની પાસે જઇ કહ્યું "સમરવિશારદ રાજકુમાર ! આજે નિરાશ્રય સરોજિનીને તમે બચાવી છે. આજે મ્હને જીવતદાન આપ્યું છે. આજથી આ દાસી આપના હાથમાં વેચાઈ છે! આજથી દાસી આપની સેવા કરવાની પ્રતિજ્ઞા કરે છે."

સરોજિનીનાં નેત્રો, સાધનસિંહનાં નેત્રો તરફ એકી ટસે જોયાં કરતાં હતાં. બન્નેના હૃદયનો પ્રેમ એક બીજાના હૃદયમાં ઉતરતો હતો. કુમારે કહ્યું: "દેવિ ! સરોજ! ખરી રીતે તમેજ મ્હારા જીવને બચાવનાર છો ! વિચાર કરી જુવો ! તમે ના હોત તો હું બચત નહિ ! તેથી હું મારૂં જીવન તમનેજ સમર્પણ કરૂં છું ! ચાલો, હવે જંગલમાંથી બહાર નિકળી તમારા પિતાના રાજ્યમાં જઇએ."

યુવરાજના શબ્દો સાંભળી સરોજિની આનંદ-સાગરમાં ડુબવા લાગી. તેને સ્વપ્ને પણ આશા નહતી કે લુંટારાના કેદખાનાથી તે બચશે. આનંદના આવેશમાં, જાણે પ્રેમની કેફ ચડી હોય તેમ બોલી, " પ્રિયતમ ! જીવન આધાર ! ચાલો, હવે ઢીલ કરવાનું કામ નથી. ચાલો, આપણે ચાલ્યાં જઇએ."

બન્ને ત્યાંથી ચાલી નિકળ્યાં. કેટલેક વેગળે જતાં રાજકુમારે પોતાના ઘોડાને જોયો તે બિચારો પોતાના સ્વામીને ગુમાવ્યાથી નિરાશ થયો હતો. ને આંફળો ફાંફળો આમ તેમ કુમારને શોધતો

હતો. પોતાના ઘોડાને જોતાંજ સાધનસિંહ તેની પાસે ગયો. બરડે હાથ ફેરવ્યો. ઘોડાએ ત્હેને ઓળખી આનંદમાં નાચવા માંડયું. કુમારે સરોજને કહ્યુ "પ્રિયે ! હું જંગલમાં આવ્યો ત્યારે આ ઘોડો મ્હારી સાથે હતો. મ્હારી ગેરહાજરીમાં એ અહિંજ ફરતો હતો. કેવી માયા લીલા ! ઘોડાને ઝાડ સાથે બાંધી હું નિદ્રામાં સુતો હતો ત્યાંથી બાંધીને મ્હને લુટારાઓ લઈ ગયા. જુવો ! ભગવાનની કેવી લીલા ! "

સરોજિનીએ પણ ઘોડાને પંપાળ્યા. ઘોડો ત્હેના સ્હામુ જોવા લાગ્યો. સાધનસિંહના સ્હામુ જોઇને પાછો સરોજના સ્હામુ જોવા લાગ્યો. સાધનસિંહે સરોજિનીને ઘોડા ઉપર આગળ બેસાડી પોતે પાછળ બેઠો. ઘોડો બન્નેને લઈ તીર પેઠે છૂટયો.

સાધનસિંહનાં લુગડાં લોહીથી ખરડાએલાં હતાં, તેને લીધે સરોજિનીનું લુગડું પણ લોહીવાળું થયું તે જોતાં જણાતું હતું કે એ વીર અને વીરપત્ની કોઈ યુદ્ધમાં વિજય મેળવી પોતાને સ્થાનકે જાય છે.



# પ્રકરણ બાવીસમું.

## તેજસિંહ.



રાત્રિને સંતાઈ જતાં જોઈ, ઉષા સતી, શ્વેત વસ્ત્રો પહેરી પૂર્વાકાશમાં ઉદય થઈ ચંદ્રદેવ પોતાનાં ઉજ્વળ કિરણોને સમેટી લઇ પશ્ચિમ આકાશમાં સંતાઇ ગયા. આકાશમાં જણાતા કેટલાક તારા તેજહિન જણાય છે. નિશાચરો પોતપોતાના સ્થાનકમાં ભરાઈ ગયાં છે. અહંકારી કુમુદિનીએ, પતિવિરહે નેત્રો બંધ કર્યાં. નલિનીએ પ્રાણપતિને ઉદય થયલા જોઈ, આનંદ પામતી, સરોવરના જળને હલાવી મુક્યું. દિનમણિનું આગમન જોઇ લતિકા ઉપર ખીલેલાં પુષ્પો હસવા લાગ્યાં, ડોલવા લાગ્યાં રાત્રિ ચાલી ગયલી જાણીને ભમરા બહાર નિકળ્યા અને ખીલેલાં ફુલો શોધવા લાગ્યા. હવે ચકવાક અને ચકવાકીની વિરહી અવસ્થા નથી. હમણાં તે બગિચામાં પ્રેમનાં આબતાનમાં ગુલતાન થયાં છે. નિદ્રા દેવી પણ દિનમણીને ઉગતો જોઈ જગતમાંથી ચાલી ગઇ. નિદ્રા ગઈ જગત્ જાગૃત્ થયું.

વાચક! ઘણા દિવસ થયા આપણે પદ્માવતીના બાળક પુત્રને સિદ્ધાંત દેવના આશ્રમમાં મુકી આવ્યા છીએ. આવો! આપણે તે જ સિદ્ધાંત આશ્રમમાં પ્રવેશ કરીએ. આ જૂઓ! ભગવાં લુગડાં ધારણ કરેલો, સ્ફટિક જેવા ઉજળા ચહેરાનો એક તપસ્વી યુવક, વાઘની સાથે મલ્લયુદ્ધ કરે છે. ત્હેના હૃદયમાં જરાપણ બ્હીક નથી.

જુવો ! લડતાં લડતાં વાઘ હારી ગયો, તે ત્યાંથી ન્હાસી જાય છે. શું ત્હમે ત્હેને ઓળખ્યો ? એજ આપણી પદ્માવતીનો પુત્ર, જે પચીશેક દિવસનો બાળક હતો તે જ એ ! જેને નિરાશ્રય દશામાં જંગલમાં મૂકવામાં આવ્યો હતો તે જ એ ! જેની ઉપર સિદ્ધાંત દેવની પવિત્ર દ્રષ્ટી પડી હતી તે જ એ ! અને જેને સિદ્ધાંત દેવે પોતાના આશ્રમમાં રાખી વિદ્યા શિક્ષા આપી છે તે જ રાજકુમાર છે. આજે તે જ બાળક યુવક થયો છે. બાલ્યાવસ્થાથી યુવાવસ્થામાં પહોંચ્યો છે. પરિવર્તન એ જગતનો નિયમ છે.

સિદ્ધાંતદેવે બહુ કષ્ટે તે બાળકનું લાલનપાલન કર્યું છે. ન્હાનાં બાળકનું લાલન પાલન કરવું સ્હેલું નથી. તેને ઉછેરી મ્હોટા કરી અનેક વિદ્યાઓ શીખવી છે. છેવટે યુદ્ધ–વિદ્યામાં ત્હેને એવો કુશળ બનાવ્યો છે કે ત્હેના જેવો બીજો યોદ્ધો જગતમાં નથી. બાળકને યુદ્ધવિદ્યામાં અદ્વિતીય જોઇને અને તેના શરીરમાં અમિત બળ–વિર્ય જોઇને સિદ્ધાંત દેવે તેનું નામ તેજસિંહ પાડ્યું છે. વાચક ! હવેથી આપણે તે યુવકને તેજસિંહ કહીશું.

* * * *

તેજસિંહને જરાપણ બ્હીક નથી. તે નિર્ભય ચિત્ત જંગલમાં ફરે છે. જાણે આ જંગલનો તેજ રાજા છે. જંગલનાં સમસ્ત જીવજન્તુઓ જાણે તેની પ્રજા છે. જાણે તેજ સર્વ પશુ પક્ષીઓનો પાલક પિતા છે. સિદ્ધાંત દેવ પણ જંગલમાંના પશુપક્ષીઓ સિવાય જગતમાં બીજા કોઈ જીવો છે એવું જાણતા નથી. બાળકે પણ સિદ્ધાંત દેવ પિતા સિવાય બીજા કોઇ મનુષ્યને જોયું નથી. એક પિતા, એક પુત્ર, બીજાં સર્વે હિંસક પ્રાણીઓ. બસ, આ કુટુંબ,

આ રાજ્ય ! રાજપુત્રે જગત્‌ની બીજી ધામધુમ જોઈ નથી. જગત્‌નાં બીજાં સુખ દુઃખ જોયાં નથી. જગત્‌ના બીજા રાજભોગો ભોગવ્યા નથી. રાજમહેલનાં ઉંચા શીખરો જોયાં નથી. રાજભોગના મિષ્ટાન્નો ચાખ્યા નથી. વનની પર્ણશય્યા સિવાય બીજી સુખ–શય્યાઓમાં સુતો નથી. નગરમાં વસ્તાં નરનારીઓના પાપ, પ્રપંચપૂર્ણ શબ્દો સાંભળ્યા નથી. ગૃહસ્થ જનોને હમેશના દ્વેષ કલેશનો અનુભવ કર્યો નથી. ત્હેણે બ્રહ્મચર્ય ધારણ કર્યું છે, વનના ફળોનો આહાર કર્યો છે. તપસ્વી સિદ્ધાંત પિતાની સેવા કરી છે. તેમની પાસેથી અનેક વિદ્યા શિખ્યો છે, તે સર્વની સાથે બંધુભાવે વર્તતા શિખ્યો છે. સર્વ ઉપર દયા કરતાં શિખ્યો છે, ને પ્રસંગ આવે જીવની માયા ત્યજી દેવાનું શિખ્યો છે. પિતાએ શિખવ્યું છે કે નગરની પ્રજામા જઈ રહેવાથી પાપી થવાશે ! પાપી થવાથી અનેક દુઃખ પડશે. યુવકે આ શબ્દો હૃદયમાં કોતરી રાખ્યા છે તેથીજ તે અનેક મનુષ્યથી ભરેલા ગામ કે શહેરોમાં જતો નથી. પરંતુ જ્ઞાન થયા પછી મનુષ્યનો અંધ વિશ્વાસ રહેતો નથી. મનુષ્યનુ ધૈર્ય કયાં સુધી રહે ? .

વયની સાથેજ તેજસિંહની જ્ઞાન–બુદ્ધિ વધવા લાગી. તેજસિંહે વિચાર કર્યો. જે દિવસે પિતા સમાધિમાં બેઠા હશે તે દિવસે ગામમાં જઈ આવીશ. બીજે દિવસે પ્રાત સમયે સિદ્ધાંત દેવ સમાધિમાં બેઠા. તેજસિંહ ગામ તરફ ચાલ્યો ગયો. માયાની કેવી આશ્ચર્યકારક શક્તિ ! તેજસિંહ જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ માયાએ તેને ઘેરવા માંડયો. માયાએ પોતાનો પ્રભાવ બતાવવા માંડયો.

આજે તેજસિંહ, સિદ્ધાંતદેવ પિતાનો ત્યાગ કરી ધીમે ધીમે

પશ્ચિમ દિશા તરફ ચાલ્યો જાય છે. તેજસિંહનું મન, મનુષ્યોથી ભરેલાં ગામ, નગરો જોઇને ઉત્સુક થઇ રહ્યું છે. તેણે પાલક પિતા સિદ્ધાન્ત દેવને મ્હોડેથી સાભંળ્યું હતું કે, ત્હેના માતપિતા ચિતોડમાં રહે છે ત્હેનાં પિતા છત્રધારી રાજા છે. સિદ્ધાન્તદેવે વળી પણ કહ્યું હતું કે. "વખત આવતાંજ તે પોતાની સાથે લઇ જઇને તેના પિતા માતાને સોંપી આવશે. પરંતુ તે વખત કયારે આવશે? મહારાજ તો રોજ રોજ સમાધિમાં બેસી જાય છે, અને મ્હને પિતા માતાને ત્યાં તો મુકી આવવાની વાત પણ કરતા નથી. સાધુ-સંન્યાસીઓનાં કામજ એવાં! જગતમાં શું ચાલે છે તે હું જાણતો નથી. ચિતોડ કયાં આવ્યું તે હું જાણતો નથી. ગમે તેમ હો, હું યત્ન કરીશ અને ચિતોડ શોધી કહાડીશ. માતાપિતાને શોધી કહાડીશ. યત્ન કરવાથી બધું ફળિભૂત થાય છે જોઉં છું, કયાં સુધી જઈ શકાય છે." વિચાર કરતાં કરતાં ભયંકર જંગલમાં ચાલ્યો પરંતુ જંગલ એટલું તો વિકટ હતું કે આગળ ચાલવું મુસ્કેલ થઇ પડયું. માથા ઉપર આકાશમાં વાદળા ચઢી આવ્યાં. ઘોર અંધકાર છવાઇ રહ્યો. આગળ પગ મુકવાનો માર્ગ જણાતો નથી. તેજસિંહ ઘણો ગભરાયો. એકાએક વરસાદ પડયો. જંગલને જળમય કરી દીધું. વાયુનો સપાટો આવતાં જંગલનાં ઝાડો ટૂટી ભોંય ઉપર પડયાં. તેજસિંહ આગળ ચાલી શકયો નહિ! બીજી દિશામાં ચાલવા લાગ્યો. જગલનાં વિકાળ પ્રાણીઓની બરાડો સાંભળી કાન બહેરા થવા લાગ્યા. અંધકારમાં કાંઇ દેખી શકાતું નથી. થોડી થોડી વારે વિજળી ઝબકે છે. તેના અજવાળામાં કંઇક જોઇ શકાય છે. તેજસિંહ બ્હીકણુ નથી. ત્હેને ભય લાગતો નથી. તે ધીમે ધીમે આગળ ચાલવા લાગ્યો છે.

ધીમે ધીમે આકાશ સ્વચ્છ થવા આવ્યું. ગાઢ અંધકાર મટી જઇને કંઇક પ્રકાશ પડવા લાગ્યો. હવે તપોવનમાં જવું જોઈએ એવો વિચાર કરવા લાગ્યો પણ કઇ દિશામાં જવું તે ત્હેને સુઝયું નહિં. આગળ ચાલવા છતાં આડે રસ્તે ચાલ્યો ગયો. અરણ્યમાંથી બહાર નિકળી એક સુંદર બગિચા આગળ આવી પહોંચ્યો. બગિ-ચાની ચારે દિશાએ ઉંચી ભીંતો ચણી લીધી છે. ચારે દિશામાં ચાર મ્હોટા મ્હોટા દરવાજા છે. તપસ્વી રાજકુમારે દરવાજામાંથી જોયું. બગિચો જોતાં જ તેને આનંદ થયો. મનમાં જ વિચાર કરવા લાગ્યોઃ "ઓહો! હું કયાં આવી પહોંચ્યો! આવો સુંદર બગિચો મ્હેં કદી પણ જોયો નથી. અહા! બધાં ઝાડ હારબંધ ઉભાં છે તે કેવાં સુંદર જણાય છે! ચારે બાજુએ સુગંધી કુલો પ્રફુલ્લિત થઇ કેવું સૌંદર્ય વધારી રહ્યાં છે! શું આજ ગામ હશે? શું અહિં જ મનુષ્યો વસતાં હશે? અહિં તો કોઇ મનુષ્ય જણાતું નથી!" આવા અનેક વિચારો કરે છે એટલામાં મધુર નુપુર-શબ્દ કાને પડયો. જે દિશામાંથી એ અવાજ આવતો હતો તે દિશા તરફ કાન માંડીને સાંભળવા માંડયું. "અહા! કેવો મધુર શબ્દ સંભળાય છે! અમારા જંગલમાં તો આવો શબ્દ કોઈ દહાડો સાંભળ્યો નથી." તેણે બગિચામાં તે જ દિશા તરફ જોયા કર્યું. થોડીવારમાં જ એક સુંદર યુવતિને જોઇ. તેનાં પગનાં ઝાંઝર-માંથી કોમળ અવાજ આવતો હતો. તે યુવતિનું મુખ સ્ફટિક જેવું તેજોમય હતું. તે ફુલો ચૂંટતી હતી. હાથમાં ફુલની ટોપલી હતી. એક ઝાડ ઉપરથી ફુલ લીધા પછી બીજા ઝાડ પાસે જાય છે. ત્યાંથી ફુલ લીધા પછી ત્રીજા ઝાડ પાસે જાય છે. યુવતિની સુંદરતાવડે જાણે ફુલોની સુંદરતા વધી છે. તેના મુખ ઉપરથી

જાણે અમૃત ઝરે છે. યુવક તેજસિંહ તેને જોતાં જ સ્તબ્ધ થઇ ગયો. આવું અપૂર્વ રૂપ જોતાં જ તેના હૃદયમાં તે મોહિની મૂર્તિ સરરરર કરતી ઉતરી પડી. તેનું શાંત હૃદય અશાંત કરી મુક્યું. તે વિચારવા લાગ્યો " આ શું ? શું આજ ગામ–નગરની મનુષ્ય જાતિ ? વિશ્વેશ્વરના વિશ્વ રાજ્યમાં શું આવાંજ બધાં પ્રાણીઓ ભરેલાં છે ? શું આ બગિચો અમર વાંચ્છિત, સ્વર્ગીય દેવતાઓની લીલાભૂમિ હશે ? શું આજે સંધ્યા સમયે આ કોઈ દેવતા ફુલ ચુંટવા આવ્યા હશે ? જો હોય તે. આજે દેવતાનાં દર્શન થવાથી જન્મ સફળ થયો." તે બગિચાના એક ઝાડ આગળ ઉભો રહ્યો હતો. ત્યાંજ ઝાડને અઢેલીને ઉભો સ્તબ્ધ થઇ ગયો. એકી નજરે તે દેવી પ્રતિમાના મુખમાંથી ઝરતા અમૃતનું પાન કરવા લાગ્યો. યુવતિ ફૂલ ચુંટતી ચુંટતી પેલા ઝાડ આગળ જ આવી પહોંચી. તેણે એકાએક તપસ્વી રાજકુમારને જોયો. અહા ! બ્રહ્મચારી યુવકનું તેજસ્વી મુખ ! રૂપ અને લાવણ્યની છટા ! સ્વચ્છ લોહી માંસથી ભરેલું શરીર ! શરીરની ગૌર કાન્તિ ! યુવતિએ કુમારને જોયો તે જ ક્ષણે મોહ ઉત્પન્ન થયો. યુવતિ મનમાંજ બોલવા લાગી: " અહા ! આવું સુંદરરૂપ કંદી પણ જોયું નથી ' શું આ કોઇ દેવતા હશે ? શું તે કોઇ શાપભ્રષ્ટ થઇને મનુષ્યરૂપે મર્ત્ય લોકમાં આવ્યો હશે ? અનેક પુરૂષો જોયા છે પરંતુ આવી નયન–મનોહર મૂર્તિ કદી પણ જોઇ નથી. આકાશના ચન્દ્રમાં કલંક છે પરંતુ આ કલંક રહિત ચન્દ્રદેવતા ક્યાંથી મ્હારી વાટિકામાં ઉદય થયા ? મનમાં તો એવું જ થાય છે કે જાણે એ રૂપને હમેશાં મ્હારા હૃદયાકાશમાં, ચન્દ્રની પેઠે જડી રાખું." નારી જાતિ હમેશાં રૂપની ભિખારિણી હોય છે. સુંદરરૂપ જોઇને જ હજારો સ્ત્રીઓએ

પોતાના જીવનને રૂપસાગરમાં ડુબાવી દીધું છે! ફુલ ચુટતી રમણીએ કાંઈ પણ વિચાર કર્યા વગર, ઝાડને અઢેલી ઉભા રહેલા રાજકુમારના રૂપસાગરમાં ડુબકી મારી. મનમાંજ બોલીઃ " એ ગમે તે હોય પણ તે આજથી મ્હારા હૃદયનો દેવતા છે." એટલું બોલી રહ્યા પછી તેણે પોતાની જીભ દાંત તળે કચડી કહ્યું: " અરે! મ્હેં આ શું કર્યું! જાતિ કૂળ જાણ્યા વગર જ આવા તપસ્વી કુમાર ઉપર આટલી બધી આસક્તિ કેવી? આટલો બધો મોહ કેવો?" વળી બોલીઃ " ઓહ! મન તો કોઈનું બંધાયલું નથી. મન એ તો મ્હારૂં પોતાનું જ છે. તેને કોઈ રોકી શકે તેમ નથી." આકાશમાંથી જ જાણે કોઇક કહે છે કે, " યામિનિ, બ્હીકઃ નથી. એજ ત્હારો હૃદયદેવતા છે. વાંચનાર! ધ્યાનમાં રાખજે કે એ યુવતિનું નામ યામિનિ છે.

સમુદ્રના જળમાં જ્યારે પ્રચણ્ડ વાયુ વહે છે ત્યારે મ્હોટાં મ્હોટાં તરંગો ઉછળી તોફાન મચાવે છે. યામિનિના હૃદયસાગરમાં પણ પ્રેમનો વાયુ પ્રચણ્ડ તોફાન મચાવવા લાગ્યો. અનેક વિચારોના તરંગ ઉછળી ત્હેનું કોમળ હૃદય ભાંગી નાંખવા લાગ્યા, અનેક આશાઓની નૌકા ત્હેના હૃદયસાગરમાં આમ તેમ ડોલવા લાગી. પરંતુ ભવિષ્યમાં શું થશે તેનો વિચાર કર્યો જ નહિં. " ઇચ્છિત વસ્તુ નજર સ્હામે આવી ઉભી છે ત્યારે ત્હેને શા માટે જવા દેવી? એમાં પરમેશ્વરનો કાંઇક સંકેત છે." એવો વિચાર કરી જરા પણ અચકાયા વગર તે તપસ્વી કુમારના સ્હામી આવી ઉભી. તે યુવકનો સુંદર મુખચન્દ્ર જોઇ નક્ષત્રરૂપ થઇ ગઇ. તેના રૂપ સાગરમાં ડૂબી ગઇ તે ગઇ! અહા–ડૂ–બી ગ–ઈ! તેનો જીવ ઠેકાણે નથી. તે માત્ર યુવકનું સુંદર મુખ જોયા કરે છે. તેનું મન યુવ-

કના શરીરમાં ઉતરી પડ્યું. તે પણ ગયું ! અહા ! ગયું. ખરેખર ગયું. જીવન, યૌવન, પ્રાણ, મન, સર્વ તપસ્વી કુમારના ચર્ણમાં અર્પણ થયું. મનમાં જ પ્રતિજ્ઞા કરી. " જ્યારે લગ્ન કરવું હશે ત્યારે આ કુમાર જ મ્હારો પ્રાણ–જીવન ! એજ સુંદર મ્હારો પ્રાણેશ્વર " ! લજ્જા, ભય, સઘળું ચાલ્યું ગયું યુવકની મનોમુગ્ધકર મૂર્તિ જોઇને કહ્યું " દેવ ! આપ કોણ છો ? અયોધ્યાના આ રમણી–વિહાર બગિચામાં ક્યાંથી આવ્યા ? અહિં પુરૂષોને આવવાની રજા નથી. "

* * * * *

તેજસિંહ યુવતિના રૂપમાં લુબ્ધ થયો હતો તે કાંઈ પણ સમજી શક્યો નહિં. તે મનુષ્યોના આચાર વ્યવહાર જાણતો નથી. યુવતિના કોમળ–મધુર શબ્દો સાંભળી ત્હેના મુખમાંથી ઝરતા અમૃતનું પાન કરતાં, એકી નજરે ત્હેની સ્હામે ત્હેણે જોયા કર્યું. થોડીવારે કહ્યું: " હું મનુષ્યોના સમાગમમાં કદી પણ આવ્યો નથી. હમેશાં તપોવનમાં જ મ્હોટો થયો છું. મનુષ્યોના આચાર વ્યવહાર હું જાણતો નથી. હમણાં મે મારા પાલક પિતા સિદ્ધાંતદેવને મ્હોડેથી સાંભળ્યું છે કે મનુષ્યોની વસ્તિમાં મ્હારાં માતાપિતા છે. તેથી જ સિદ્ધાંતદેવની રજા વગર જ મનુષ્યની વસ્તિમાં આવી આ વિપદમાં પડ્યો છુ તમે મનુષ્ય છો કે કોઇ દેવતા છો તે કહો " યામિનિએ તાપસકુમારનો સરલ સ્વભાવ અને નિર્વિકારી દ્રષ્ટિ જોઈ કહ્યું: " દેવ ! હું દેવતા નથી, મનુષ્ય છું. અયોધ્યાપતિ મહારાજ વિજયસિંહની કન્યા છું, અને મ્હારૂં નામ યામિનિ છે. " તેજસિંહે આજે જ ભગવાનની રચેલી સ્રીની સુંદર મૂર્તિ જોઈ અને અંતઃકરણમાં જ [illegible] ધન્યવાદ દેવા લાગ્યો.

આ સમયે બગિચાના દ્વાર ઉપર પહેરેગીરોનો શબ્દ સંભળાયો. યામિનિ ત્યાંથી ઝપાટાબંધ ચાલી ગઈ. બગિચાની સંભાળ લેનાર સિપાહીઓ બગિચામાં આમતેમ તપાસવા લાગ્યા. ફરતા ફરતા તપસ્વી કુમાર ઉભો હતો ત્યા આવી પહોચ્યા. સ્ત્રીઓને ફરવાના બગિચામાં પુરૂષને જોઈ ગુસ્સે ભરાયા અને તેને બાંધીને રાજસભામાં લઈ ગયા. તેજસિંહ કાંઇ પણ સમજી શકયો નહિ. દરબારમા રાજકુમારને ઉભો કર્યો.

## પ્રકરણ ત્રેવીસમું.

### શુભ સમાચાર.



ચિતોડ, રાજપુરીમાં આજે અંધકાર છવાઇ રહ્યો છે. સાધનસિંહ થોડાક લશ્કર સાથે રાજ્યમા મુસાફરી કરવા ગયો છે, પરંતુ હજુ સુધી તે પાછો આવ્યો નથી. તેની સાથેના સિપાહીઓ જેઓ પાછા આવ્યા છે, તેઓ પણ યુવરાજના કાંઈ સમાચાર કહી શકતા નથી. તે બધાંનાં મ્હોં ઉદાસ થયાં છે. યુવરાજ કયાં ગયો છે, તે તેઓ કહી શકતા નથી. આ સમાચાર સાંભળતાંજ મહારાણા ભીમસિંહનું હૃદય અંધકારમય બન્યું છે. તેને ચારે દિશામાં અંધકાર જણાય છે. રાણી સુશીલા અને પદ્માવતી પુત્ર શોક કરે છે. રાજ્યમાં હાહાકાર થઈ રહ્યો છે, સર્વનાં મુખ ઉદાસ થઇ રહ્યાં છે. સર્વનાં

નેત્રોમાંથી આંસુની ધારાઓ ચાલી રહી છે. સાધનની બન્ને માતાઓ એટલી વિહ્વળ થઇ છે કે હવે પોતાનું જીવન નષ્ટ કરવા તૈયાર થઇ છે. પુત્ર વિના માતા, પિતા, જીવન ત્યાગ કરવાનો સંકલ્પ કરી બેઠાં છે. માત્ર મુસલમાનોને જીતનાર સેનાપતિ હમિરસિંહ કે જે તેઓને અનેક પ્રકારના શબ્દો કહી ધૈર્ય આપે છે, સાન્ત્વન આપે છે. તેણે મહારાણાને કહ્યું “મહારાજ ! આપ બુદ્ધિમાન છો, અનેક શોક, દુઃખની છાંયાઓ જોઇ છે, પછી શા માટે આટલા બધા વ્યાકૂળ થાઓ છો ? એ બધી પરમાત્માની લીલા છે. કુમાર કંઇ બાળક નથી. તે યુવાન છે. રાજ્ય ગ્રહણ કર્યું છે. તેનામાં વિદ્યા, બુદ્ધિ અને ક્ષમતા છે. તેને આવતાં વાર થઇ એટલામાં આવા નઠારા વિચારો શા માટે કરો છો ? પોતાની ઇચ્છાથીજ કદાચ તે કોઇ કાર્ય માટે બીજે સ્થળે ગયા હશે, સત્વર આવશે. આટલી બધી ઉતાવળ શા માટે કરો છો પ્રભુ ? તેનું અમગલ કરે એવો જગતમાં કોઇ પુરૂષ જન્મ્યો નથી. તે વીરપુત્ર છે, વીરબાહુ છે, યુદ્ધકૂશળ છે; પછી આટલી બધી ચિન્તા શા માટે ? ’ આવાં અનેક વચનો કહી મહારાણાને આશ્વાસન આપે છે. એટલામાં એક દ્વારપાળે આવી એક પત્ર આપ્યો. રાણા ભીમસિંહે તે પત્ર લીધો. તેના હૃદયમાં કંઇક ધૈર્ય આવ્યું. તેણે ઝપાટાબંધ પત્ર ઉઘાડવા માંડયો. પત્ર ઉઘાડી સેનાપતિને આપતાં કહ્યું: “સેનાપતિ ! જુવો તો ! એમાં કંઇ પુત્રના સમાચાર છે કે ?” મહારાણાની આજ્ઞા મળતાંજ સેનાપતિએ પત્ર વાંચવા માંડયો:–

**પ્રબળ પ્રતાપાન્વિત, રાજાધિરાજ,**

ચિતોડાધિપતિ મહારાણા ભીમસિંહજી બહાદૂરના ચર્ણમાં

રાજન્ ! આજે આશાથી અતીત ફળ મળ્યું છે, વગર મહેનતે સેવકને આવુ ફળ મળશે, અને આવો ભાગ્યોદય થશે, એ વાત સ્વપ્ને પણ જાણતો ન હતો. મ્હારી કન્યા સરોજિનીને લુંટારાઓ લઈ ગયા હતા અને કેદખાનામાં નાખી હતી, પણ આપના વીર પુત્ર સાધનસિંહે મ્હારી પ્રાણથી અધિક વ્હાલી પુત્રી સરોજિનીનો ઉદ્ધાર કર્યો છે એ ઉપકારનો બદલો વાળવાને મેં મ્હારી કન્યા સરોજિની, કુમાર સાધનસિંહ સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો છે. રાજકુમારે તે કબુલ કર્યું છે. આપ દયા કરીને આજ્ઞાધીનની ઝુંપડીમાં પધારી તેને પવિત્ર કરશો અને લગ્નકાર્યમાં સમ્મતિ આપશો. આ પ્રમાણે લગ્નસંબધ થવાથી આપણુ બન્નેનો સ્નેહસંબધ જળવાઈ રહેશે. આશા છે કે આપ દયા કરી મ્હારી પ્રાર્થના કબુલ કરશો.

આપનો તાબેદાર

આદિત્યસિંહ.

પત્ર વાંચતાંજ મહારાણા શોક ભૂલી ગયા અને હેમના મુખ ઉપર આનંદની છાયા જણાઈ. આદિત્યસિંહની કન્યા સરોજિની સાથે સાધનસિંહના લગ્નની વાત સાંભળી ઘણા ખુશી થયા. સેનાપતિને લગ્નની તૈયારી કરવાની આજ્ઞા આપી. મહારાણી સુશીલા અને પદ્માવતીને યુવરાજના કુશળ સમાચાર સંભળાવ્યા. તે પણ સઘળાં આનંદ પૂર્વક મંગળ ગીત ગાવા લાગ્યાં. સર્વેએ પત્ર વાંચ્યો. રાજમહાલયમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો. બે ઘડી પહેલાં જ્યાં શોકની છાંયા છવાઈ હતી ત્યાં આનંદની છટા પ્રસરી રહી. બન્ને માતાનાં હૃદય આનંદથી નાચવા લાગ્યાં. પુત્રના વિવાહનાં સમાચાર સાંભળી કયી માતાને આનંદ નહિં થાય ? શોકસાગર, સુખસાગરમાં

ફેરવાઇ ગયો. રાજ્યમાં એ શુભ સમાચાર ફેલાવી દીધા. મહારાણા ભીમસિંહે પંજાબમાંનો પોતાનો મેહેલ શણગારવાને માણસો મોકલ્યાં, અને તેજ મેહેલમાં રાજકુમારનાં લગ્ન થશે એવો નિશ્ચય થયો.

મહારાણા ભીમસિંહે, શુભ દિવસે અને શુભ ક્ષણે, બન્ને રાણી તથા અસંખ્ય સૈન્ય સહિત પંજાબ તરફ પ્રયાણ કર્યું. રાજપુરોહિત વિદ્યાપતિ મહાશયને પણ સાથે લીધા. કારણ કે વિવાહ જેવા કાર્યમાં તેજ અગ્રેસર ગણાતા હતા. યુવરાજનો રાજ્યાભિષેક થયો તે સમયે વિદ્યાપતિ મહાશયેજ પંજાબ રાજદૂહિતા સાથે લગ્ન કરવાની વાત કહાડી હતી, તે આપણા લક્ષમાં છે.

## પ્રકરણ ચોવીસમું.



### શુભ પરિણય.



આજે આપણા યુવરાજ સાધનસિંહના શુભ લગ્નનો શુભ દિવસ છે. પંજાબની રાજધાની લાહોરમાં મ્હોટો આનંદ ઉત્સવ થઈ રહ્યો છે. રાજમેહેલમાં અનેક અમીર, ઉમરાવોની આવજા થઈ રહી છે. રાજમહાલયને રંગબેરંગી ધ્વજા પતાકાથી તથા વૃક્ષ પલ્લવો અને પુષ્પોનાં તોરણોથી શણગારવામાં આવ્યો છે. વાજિંત્રો મધુર નાદ કાઢી પ્રજાજનના મનમાં આનંદનો સંચા

કરી રહ્યાં છે. અનેક રાજા, અનેક રાણી અને અનેક રાજકુમારિકાઓ લગ્નના ઉત્સવમાં ભાગ લેવા આવ્યાં છે. નગરની અનેક શ્રીમંત મહિલાઓ મણિમુક્તાના અલંકારો પહેરી આનંદમંગળ ગાય છે. લશ્કરી સિપાહીઓ નાના પ્રકારની કારિગીરીવાળા સુંદર પોષાકો પહેરી, અસ્ત્રશસ્ત્ર વડે સજ્જ થઇ રાજ્યની શોભા વધારી રહ્યા છે.

ધીમે ધીમે ગોરજ સમય થયો. રાજધાનીમાં દિપમાળાઓનો પ્રકાશ નયનને આનંદ આપવા લાગ્યો. મહારાણા ભીમસિંહના મેહેલમાંથી વરયાત્રા નિકળી, મહારાજા આદિત્યસિંહના મેહેલ આગળ બાંધેલા સુંદર મંડપમાં આવી પહોંચી. હાથી ઘોડા ઉપર ડંકાનિશાન વાગે છે. કેટલાક સુંદર રાજકુમારો કિંમતિ વસ્ત્ર અલંકારો ધારણ કરી હાથી-ઘોડા ઉપર બેસી આગળ આગળ ચાલે છે. જૂદાં જૂદાં વાજિંત્રોના મધુર નાદ વરયાત્રાની શોભા વધારે છે. ન્હાના મ્હોટા રાજાઓ, કિંમતિ વસ્ત્ર અલકારો ધારણ કરી વરયાત્રામાં ચાલતા જણાય છે. અમીર ઉમરાવ અને શ્રીમંત શાહુકારોનાં ઉજળાં વસ્ત્રો વડે વરઘોડો શોભી રહ્યો છે મહારાણા ભીમસિંહ સૌથી આગળ ચાલે છે. તેમના હૃદયમાં આનંદ સમાતો નથી. ત્હેમના મ્હોં ઉપર હાસ્ય ઉભરાઇ જાય છે. પ્રજાજનો પોતાનાં બારી બારણાંમાંથી તેમને તથા વરરાજાને પુષ્પથી વધાવે છે, સલામો કરે છે, અને આનંદ ધ્વનિ કરે છે. મહારાણા સર્વને નમન કરે છે. સૌથી પાછળ વરરાજા સાધનસિંહ કિમતિ વસ્ત્રાલંકાર સજી હાથી ઉપર બેઠા છે. તેમની પાછળ રાજકુટુંબ અને અમીર ઉમરાવોની પત્નીઓ, કુમારિકાઓ આનંદ ગીત ગાતી, હાથીની ચાલે ચાલે છે. આજે રાજમાતાના હૃદયમાં આનંદની રેલ ચાલી રહી છે.

વરઘોડો મંડપમાં આવી પહોંચ્યો. મહારાજા આદિત્યસિંહે સર્વનો સત્કાર કર્યો. વરરાજા મંડપમાં વિરાજ્યા. શુભ ક્ષણે પોતાની એકની એક કુમારિકા સરોજિનીનો હસ્ત સાધનસિંહના હસ્તમાં મેળવી આપ્યો. કન્યાદાનમાં પુષ્કળ ધન રત્ન, વસ્ત્ર અને હાથી ઘોડા આદિ દાન કર્યું. વરરાજાને પણ ઘણા ધન રત્ન આપી સન્માન કર્યું. મહારાણા ભીમસિંહને પણ સારી રીતે સન્તોષ આપ્યો. હમણાં સાધનસિંહ અને સરોજિની એક આસને-પાસે પાસે બેઠા છે. જાણે મદન અને રતિનો સંયોગ થયો છે! લગ્ન કાર્ય સમાપ્ત થયું. રામજણીઓનાં નૃત્ય ગીત, અને ગવૈયાઓનાં મધુર ગાન થવા લાગ્યાં. ભોજન આદિ વ્યવસ્થા થઇ. મોડી રાત્રે સર્વ વિસર્જન થયાં કેટલીક કુમારિકાઓ સાધનસિંહની મશ્કરી કરવા લાગી. કેટલીક સરોજિનીને હસવા લાગી. શયનભૂવન શણગાર્યું હતું. ત્યાં આજે રાત્રે સાધનસિંહ અને સરોજિનીએ નિવાસ કર્યો. અનેક સુખ જોતાં જોતાં નિદ્રાદેવીના ખોળામાં આલોટી ગયાં.

સુખનો સમય જોતજોતામાં ચાલ્યો જાય છે. શુભ વિવાહની શુભ રાત્રિ પણ હસતાં હસતાં ચાલી ગઇ. વિવાહનો આનંદી દિવસ ચાલ્યો ગયો. પરંતુ હજુ રાજમહાલમાથી આનંદ મંગળ ચાલ્યો ગયો નહનો. ત્યાં કન્યા વિદાય કરવાનું આજે શુભ મુહુર્ત હતું. આદિત્યસિંહ કન્યા વિદાય કરવાની તૈયારી કરવામાં ગુંથાયા હતા. આજે ત્હેની લાડકોડમાં ઉછરેલી, સ્નેહ રૂપિણી એકની એક કન્યા સરોજિનીને વિદાય કરવાની છે. જેનું આટલા દિવસ લાલન પાલન કર્યું, જેને આટલા દિવસ લાડકોડમાં ઉછેરી, જેને આટલા દિવસ ઇચ્છા પ્રમાણે વર્તવા દીધી, જે કન્યાને જમાડ્યા વગર મહારાજા પોતે જમતા નહોતા, જેને પ્રાણ કરતા પણ અધિક વહાલી

ગણુતા હતા, તેજ સરોજિની, તેજ પ્રાણુાધિક રાજકુમારી, આજે બીજાની થઈ. હવેથી હેના ઉપર કોઈ પ્રકારનો હક્ક નથી. આજે હેને કાંઈપણુ બોલ્યા વિના બીજાની સાથે વિદાય કરવી પડશે. આજથી હેને બીજાની કૃપા ઉપર જીવન વ્યતીત કરવું પડશે. આટલા દિવસ જેને કોઇની આજ્ઞા માનવી પડી નહોતી, આટલા દિવસ જેને કોઇની બ્હીક નહોતી, આટલા દિવસ જેને કોઈની આમન્યા માનવી પડતી નહોતી તેજ પ્રાણુથી વહાલી કુમારિ સરોજિ· નીને બીજાની આજ્ઞામાં–પરતંત્ર રહેવું પડશે. હેને સાસુ, સસરા અને પતિ વગેરેની ઘડીએ ઘડીએ બ્હીક લાગશે. આજથી હેને પારકા હાથમાંથી ખાવાનુ મળશે. આજથી હેને પારકાં–અપરિચિત મનુષ્યોની સેવા કરવી પડશે. આજથી હેને પારકાંની કૃપા ઉપર જીવન વ્યતીત કરવું પડશે ! અહો ! સંસાર ! ત્હારૂં વિચિત્ર બંધન ! આવા વિચારો કરતાં, રાજા, રાણીના પ્રાણ આકુળવ્યાકુળ થઈ ઉઠ્યા છે. વળી તેઓ મનને બોધ આપે છે· કન્યા તો હમેશાં પારકું ધન છે. તેને સારી શિક્ષા મળી હોય છે તો પિતાનું, અને સાસરાનું કુળ દિપાવે છે. સગાં સંબંધીઓ સજ્જન મળ્યાં હોય છે તો પરસ્પર સ્નેહ, સંપ વધારી એક બીજાની ઉન્નતિ કરી શકે છે. એટલા માટે તો સૃષ્ટિનું મંડાણુ છે. એટલા માટે તો લગ્નની પ્રથા છે. એટલા માટે તો વેવાઈ વેવણુનો સંબંધ છે. રાજા અને રાણીએ પ્રેમનાં આંસુથી આંખો ભીંજવી દીધી છે. માતા પિતાનો વિયોગ થતો હોવાથી સરોજિનીનાં નેત્રમાં પણુ આંસુ આવ્યાં છે. એક બીજાને ભેટીને વિશેષ આંસુ પાડે છે. સરોજિનીને માતા પિતાનો વિયોગ થાય છે. માતાપિતાને એકની એક પુત્રિનો વિયોગ થાય છે. વિયોગમાં આંસુની ધારાઓ ચાલે એ તો માયાની લીલા છે.

એટલામાં મહારાણા ભીમસિંહ પોતાનાં મનુષ્યો સાથે આદિત્યસિંહના મહેલ આગળ આવી ઉભા. રાજા આદિત્યસિંહે કન્યા સરોજિનીને તેમની સાથે વિદાય કરી સર્વ મળી ભેટી છૂટાં પડયાં. મહારાણા પુત્રવધૂને લઇ પોતાના નિવાસ-ભવન તરફ ચાલ્યા. રસ્તામાં અનેક લુલા, લગડાં, આંધળાં, પાંગળાં, દીન હીન મનુષ્યોને અન્ન, ધન, અને વસ્ત્રનું દાન આપવા લાગ્યા. અનેક દરિદ્રીઓને દાન મળવાથી દરિદ્રતા ટળી ગઇ. વર અને કન્યા નિવાસ-ભવન આગળ આવી પહોંચ્યાં. માંગલિક વાજિંત્ર ધ્વનિ અને બારણા આગળ વાગતી નોબતના અવાજ થવા લાગ્યા. રાણી સુશીલા અને પદ્માવતીએ પુત્ર તથા પુત્રવધૂને પુષ્પ, મોતીડે વધાવી લીધાં, તેમનાં ઓવારણાં લીધાં અને ઘર પ્રવેશ કરાવ્યો. વર કન્યા સર્વને પગે લાગ્યાં. સર્વેએ આશિર્વાદ દીધો. મહારાણા ભીમસિંહે અને રાણીઓએ પુત્ર તથા પુત્રવધૂનાં દર્શન કરી નેત્રની સાર્થકતા કરી.

સુસ્થ અને બળવાન બ્રહ્મચારી મનુષ્યોએ અવશ્ય લગ્ન કરવું જોઇએ. ગૃહસ્થાશ્રમી માણસને સ્ત્રી વિના ચાલે નહિં. સ્ત્રી વડેજ ગૃહસ્થાશ્રમ છે. સ્ત્રી એજ સંસારનો સાર છે. સ્ત્રી વડેજ સંસારનો વ્યવહાર છે, અને સ્ત્રી વડેજ સંસાર દીપે છે. પુરૂષ પોતાની ઇચ્છા પ્રમાણેની સ્ત્રી સાથે લગન કરે તો સંસારનાં કોઇ પણ કામમાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન આવે નહિં. સ્ત્રીના સદ્દગુણ વડે, સર્વ વિઘ્નો દૂર થઇ જાય અને સર્વ સ્થળે સુખ જ થઇ રહે. સર્વ સમયે સુખ જ જણાય. સંસારમાં સ્વર્ગજ જણાય. પરંતુ તે સાથે ભગવદ્ ભજન પણ કરવું જોઇએ. ભગવાનના ગુણનું કિર્તન કર્યા સિવાય સંસાર સાગર પાર ઉતરી શકાય નહિં. તેમ છતાં સંસારનાં સુખ-સ્વપ્નમાં

મનુષ્ય લીન થઇ જાય છે. સુખ માત્ર વિજળીના તેજ જેવું ક્ષણુ સ્થાયી છે. સંસારના સુખોમાં લીન થવું અને ભગવાનને ભૂલી જવો એ દુઃખને આમંત્રણુ કરવા જેવું છે ઘણાં માણસો સુખમાં ભગવાનને ભૂલી જાય છે. સુખ એ દુઃખનો ગિલિટ કરેલી સ્થિતિ છે, અને દુઃખ એ સુખનો ગિલિટ કરેલી સ્થિતિ છે. જેમ પિત્તળ ઉપર સોનાનો ગિલિટ કરવાથી થોડા દહાડા ગયા પછી ગિલિટ ઉતરી જઇ અસલ પિત્તળ પાછું જણુાઇ આવે છે, તેમ સુખ થોડા દહાડા ભોગવ્યા પછી તેમાંથી દુઃખજ જણુાશે ! આ સંસાર એ મ્હોટું ભયાનક સ્થાન છે. એ સ્થાનમાં મનુષ્યને ડગલે ડગલે પરીક્ષા આપવી પડે છે. એના જેવું પરીક્ષાનું બીજું કોઇ સ્થાન નથી. ધૈર્ય, ક્ષમા, દયા, તિતિક્ષા, વગેરે વિષયનું વિશેષ જ્ઞાન હોય તોજ સંસારની જીવન–પરીક્ષામાં પાસ થવાય છે. આ સંસારમાં પરીક્ષા આપવાના કામમાં પતિવ્રતા રમણીરત્ન એ મુખ્ય મદદગાર છે અને તેથીજ સંસારી જનોએ લગ્ન કરવું એ મહત્વનું કાર્ય ગણાય છે. આજે તેટલા માટેજ સાધનસિંહે પિતાની ઇચ્છા પ્રમાણે સરોજિની સાથે લગ્ન કર્યું છે.

લગ્નોત્સવ સમાપ્ત થઇ ગયો છે. હજુ સિરોજિની મહારાણાના લાહોરના મહેલમાં, પતિ સાથેજ રહે છે. સરોજિનીનું જેવું સુંદર રૂપ હતું તેવીજ તે સદ્‌ગુણી અને આજ્ઞાંકિત હતી. તે જેમ પતિવ્રતા હતી તેજ પ્રમાણે સસરા, સાસુ વગેરે સર્વ સાસરિયાંની સેવા કરતી. એક રાજાની પુત્રી છતાં નમ્રતા અને કાર્યદક્ષતા વડે તે સર્વેને વ્હાલી લાગતી હતી અને તેથીજ સાસુ ત્હેને પોતાની નજરથી જરા પણુ વેગળે ખસવા દેતી નહિં. બન્ને સાસુ, પુત્રવધૂને પાસે ને પાસેજ રાખી તેને આનંદમાં રાખતી. સાધનસિંહનો પ્યાર સરો-

જિનીને દિનપ્રતિદિન વધારે પ્રફુલ્લિત કરતો. તે બન્નેનાં હૃદય એટલાં બધાં મળી ગયાં હતાં કે માત્ર ત્હેમનાં શરીર જૂદાં જણાતાં પણ વાસ્તવિક રીતે જોતાં તે બન્ને એકજ હતાં. જાણે એક ઝાડ ઉપર ખીલેલાં બે ફૂલ, મહારાણાની સંસારવાટિકામાં ખીલીને શોભા આપી રહ્યાં છે!

મહારાણા ભીમસિંહ, સર્વ સંસારિક ચિંતાઓમાંથી હવે મુક્ત થયા. પુત્ર હવે લાયક થયો છે. તેના ઉપર સર્વ ભાર મૂક્યો છે. જે કાંઇ કરવું હોય, જે કરવાથી સારૂં ફળ મળે તેમ હોય, તે સર્વે યુવરાજ પોતાના મંત્રીની સલાહ લઇને કરે છે.

પંજાબ આવ્યો ઘણા દિવસ થયા છે. રાજ્ય છોડીને અહિં રહેવું સારૂં દેખાય નહિં, એમ ધારી મહારાણા સ્વરાજ્યમાં જવાનો વિચાર કરે છે એટલામાં આદિત્યસિંહ એક પત્ર લઇને આવ્યા. મહારાણાએ આદિત્યસિંહનો યથાયોગ્ય સત્કાર કર્યો. આજે આદિત્યસિંહનો ચ્હેરો જોઈ મહારાણા વિસ્મય પામ્યા. ત્હેનાં નેત્રો લાલચોળ થયાં છે, છાતીમાંથી ઉતાવળે નિશ્વાસ નિકળે છે. મહારાણા કાંઈ કારણ સમજી શકયા નહિ. મહારાણાએ પૂછ્યું: "ભાઈ આદિત્યસિંહ! ત્હમારો ચ્હેરો આવો કેમ?" આદિત્યસિંહે ઉત્તર દીધો: "ભાઇ! દુરાત્મા વિજયસિંહ મ્હારૂં ઘણું અપમાન કરે છે. પુત્ર સંગ્રામસિંહ યુદ્ધ કરવા તૈયાર થઈ ગયો છે. તેમ છતાં તમે અહિં હાજર છો એટલે તમારી સલાહ વગર કોઇ કામ એકાએક કરવું ઉચિત સમજતો નથી, તેથીજ આપની પાસે આવ્યો છું. આપ મ્હારા કરતાં મ્હોટી ઉમ્મરના છો આપની સલાહ લઇને કાર્ય કરવું યોગ્ય સમજું છું, શું કરવું તેની સલાહ આપો."

ભીમસિંહ કાંઈ સમજી શકયા નહિં તેથી તેમણે કહ્યું "પહેલાંનું

વૃતાંત કહો તો સલાહ આપી શકાય."

આદિત્યસિંહે કહ્યું: "એક માસ થયાં અયોધ્યાના મહારાજા વિજયસિંહની કન્યા યામિનિ સાથે મ્હારા પુત્રનો વિવાહ-સમ્બન્ધ નક્કી થયો છે. લગ્ન માટે સર્વ પ્રકારની તૈયારી પણ થઇ ગઇ છે. બન્ને પક્ષની રાજીખુશીથી સર્વ કામ થયું છે. લગ્ન માટે સર્વ સ્થળે આમંત્રણપત્રિકાઓ પણ મોકલવામાં આવી છે. આટલું બધું થયા પછી દુરાત્મા વિજયસિંહ કહે છે કે આ વિવાહ માટે મ્હારી કન્યાની ખુશી નથી! આ લગ્નનું નામ સાંભળી કન્યા મરણતોલ થઇ છે, એવું કહે છે. આવાં અનેક કારણો બતાવી લગ્ન કરવા ના પાડે છે તે માટેજ આ પત્ર આવ્યો છે. હવે શો ઉપાય કરવો તે કહો." આદિત્યસિંહે વિજયસિંહનો પત્ર મહારાણાને આપ્યો.

મહારાણા કાંઈ મત આપી શકયા નહિ. લગ્ન તોડવાનું કારણ સમજી શકયા નહિ. ધીમે ધીમે આ વાત અંતઃપુરમાં ગઇ. સરોજિનીએ સાંભળી, ત્યાર પછી સાધનસિંહને કાને ગઈ. પોતાના સસરાનું આવું અપમાન થતું જોઇ સાધનસિંહને ક્રોધ ઉત્પન્ન થયો. તે પિતા પાસે જઇ બોલ્યો: "પિતૃદેવ! દુરાત્મા વિજયસિંહ એમ જાણે છે કે આદિત્યસિંહના પક્ષમાં કોઈ નથી, તેથીજ તે આવું અપમાન કરતો હશે. આપ પત્રનો ઉત્તર લખો કે જ્યારે લગ્નની સર્વ પ્રકારની તૈયારી કરી છે ત્યારે લગ્ન કરવાંજ પડશે. લગ્ન નહિં કરવાનું કોઇ ખાસ કારણ બતાવ્યા સિવાય લગ્ન બંધ રહેશે નહિં. નહિં તો યુદ્ધ કરવા તૈયાર થવું. યુદ્ધમાં પ્રબળ પ્રતાપી મહારાણા ભીમસિંહનો ભીમ સમાન બળવાન પુત્ર પણ લસ્કર લઇને અમારી સાથે આવશે."

સેનાપતિ હમીરસિંહ પાસેજ હતા. યુવરાજના શબ્દો સાંભળી

તેણે કહ્યું "રાજન્! કુમારે યોગ્ય કર્યું છે. પત્રનો એવો જવાબ આપવો એજ યોગ્ય છે. ભીમસિંહે પણ સમ્મતિ આપી. આદિત્યસિંહે પણ સાધનસિંહની સલાહ પ્રમાણે પ્રતિઉત્તર લખી અયોધ્યાના મહારાજાને મોકલી આપ્યો.

## પ્રકરણ પચીસમું.

### પત્ર પ્રાપ્તિ.



વર સાથે કન્યાનો વિવાહ કરવામાં બન્ને સમાન જોઇએ. વિદ્યા, બુદ્ધિ અને ચાતુરી સમાન જોઇએ. તેમ છતા પણ જો બન્નેનાં મન મળેલાં ન હોય તો તેવાં લગ્ન કરવામાં પરસ્પર સુખ ઉપજતું નથી. વર કિંવા કન્યામાંથી એકની પણ મરજી ના હોય તો તે લગ્ન સંસારમાં દુ:ખરૂપ થઈ પડે છે. તેવાં લગ્નનાં ફળ વિષમય નિવડે છે. પરિણામમાં ઝેર જ ઉત્પન્ન થાય છે. તેમાં કાંઈ પણ સંદેહ નથી. ગુજરાતમાં થતાં બાળલગ્ન નજરે જોનારને જણાઈ આવશે કે બાળક બુદ્ધિનાં વર કન્યાને લગ્નની પવિત્ર ગાંઠથી જોડવામાં આવે છે, પણ વરને પત્ની ધર્મની કે કન્યાને પતિ ધર્મની ખબર હોતી નથી. કેટલીક વખત તો બન્ને સમાન વયનાં હોય છે જેથી તેમના મન મળતાં નથી, પરસ્પર પ્રેમ ઉત્પન્ન થતો નથી, અને તેથી તેમનો સંસાર વિષમય નિવડે છે. પતિ પત્ની જ્યાં સુધી

પોત પોતાનો ધર્મ સમજતાં ન હોય તેમજ પરસ્પર પ્રેમ ઉત્પન્ન થાય નહિ, ત્યાં સુધી લગ્ન કરવાં જોઇએ નહિ. તેમ છતાં કેટલાંક મનુષ્યો જોર જુલમથી લગ્ન કરી દે છે પતિની ઇચ્છા હોય અને કન્યાની ઇચ્છા ન હોય તો તેવા લગ્ન અતિ દુ:ખકર નિવડે છે. ભવિષ્યના સુખને મુઠ્ઠીમાં રાખી લગ્ન કરવા એ જાણી જોઇને અંધારા જગતમાં પ્રવેશ કરવા જેવું છે, જાણીજોઇને કુવામાં પડવા જેવું છે. આવાં અવિચારી કામ કરવાથી મ્હોટું તોફાન ઉત્પન્ન થાય છે અને તેમાં પણ જ્યારે રાજા રજવાડામાં આવા બનાવો બને છે ત્યારે હજારો નિર્દોષ માણુસનાં લોહીની નદીઓ વહે છે ! અનેક રાજાની સુશિક્ષિત કન્યાઓ પતિને પસંદ કર્યા પછી જોરજુલમ કરનાર રાજાના પુત્ર સાથે પરણી સુખી થઈ નથી. તેમનો સોનાનો સંસાર ધૂળમાં મળી ગયો છે ! હજારો ગૃહસ્થાશ્રમનું સત્યાનાશ વળી ગયું છે ! અનેક પતિ પત્ની જીવનપર્યંત દુઃખી થયાં છે ! બળપૂર્વક રમણીરૂપ સમુદ્ર મંથન કરવાથી તેમાંથી વિષ નિકળે છે પછી કોની મકદૂર છે કે તેને અમૃત બનાવી શકે ? પ્રકૃતિનો નિયમ કોણ ઉલ્લંઘન કરી શકે એમ છે ?

વિજયસિંહે જાણ્યું હતું કે સંગ્રામસિંહ સાથે લગ્ન કરવાને રાજકુમારી યામિનિની ઇચ્છા નથી. પહેલાં જ જ્યારે સંગ્રામસિંહ સાથે લગ્ન કરવાની વાત નિકળી ત્યારે અડધી હા અને અડધી ના હતી. હમણાં તપસ્વીનો વેશ ધારણ કરનાર, ભસ્માચ્છાદિત ચન્દ્ર સમાન ઋષિકુમારને જોતાં જ, યામિનિ બીજા સાથે લગ્ન કરવાની ના કહે છે. યામિનિ કહે છે કે ઋષિકુમારને જોઇને મારું મન જ્યારે બહુ ચંચળ થાય છે ત્યારે તે અવશ્ય કોઈ ક્ષત્રિય

રાજકુમાર જ હોવો જોઈએ. તેજ મ્હારા પ્રાણનો અધિષ્ઠાત્રા દેવતા, તેમ ન હોત તો મ્હારૂં મન અને પ્રાણ આટલા બધા ઉત્સુક કેમ થાત ? એક અજાણ્યા ઋષિકુમારને જોતાંજ મ્હારૂં હૃદય તેના તરફ આકર્ષાય છે ત્યારે અવશ્ય કંઇક ભગવાનની ઇચ્છા હોવી જોઇએ ઘણા રાજકુમારો જોયા છતાં મ્હારૂં મન આટલું બધું કોઇના તરફ ખેંચાતું નથી. ફક્ત આ ઋષિકુમારને જ જોઉં છું. જાગૃતમાં અને સ્વપ્નમાં જ્યાં ત્યાં એની મોહિની મૂર્તિ નજર આગળ આવી હાસ્ય કરે છે. યામિનિ તેની માતાને આવા આવા શબ્દો કહેતી હોવાથી નિશ્ચય થાય છે કે તે ઋષિકુમાર સિવાય બીજા સાથે લગ્ન કરશે નહિં. યામિનિની બ્હેનપણીઓ પણ આવી જ વાતો કરે છે. યામિનિને જોઉં છું ત્યારે ત્હેના મુખ ઉપર કંઈક નવિન વિચારોની છાપ જણાય છે. ઘડિકમાં આનંદ, ઘડિકમાં વિષાદ ! મ્હારી યામિનિ બુદ્ધિમાન છે, વિદ્વાન છે. સારાસારનો વિચાર કરી શકે છે. ત્હેની જ્યારે એવી ઇચ્છા છે ત્યારે હું પણ માનું છું કે ભગવાનની પણ તેવી જ ઇચ્છા છે. યોગ્ય સમયે તપસ્વી કુમાર આવી પહોંચ્યો છે. ધન્ય ભગવાન ! ધન્ય ત્હમારી ઇન્દ્રજાળ ! યોગાસને બેઠેલા જે યોગીઓ રાત દિવસ ભગવાનનું ધ્યાન ધરે છે તેને પણ ત્હમારી માયા લીલાની ખબર પડતી નથી તો હું કોણ માત્ર પ્રભુ ! ગમે તે થાઓ જગદીશ ! તમારી ઇચ્છા પૂર્ણ થાઓ પ્રભુ ! મનુષ્ય ગમે તેટલી આશાઓ રાખે છતાં તે પૂર્ણ થતી નથી. મ્હારી શું તાકાત છે કે વિધિના લેખ મટાડી શકીશ ? "त्वया हृषिकेश हृदिस्थितेन यथा नियुक्तोस्मि तथा करोमि" પ્રભુ ! હું તો માત્ર નિમિત્ત છુ. ત્હમારી આજ્ઞાનું પાલન થાઓ. ત્હમે મ્હારા હૃદયમાં રહી જે રીતે ચલાવશો તે રીતે ચાલવા તૈયાર

છું પ્રભુ ! ભગવાન ! મ્હારા હૃદયનુ ધન યામિનિ, જે રીતે પતિ સુખ ભોગવી સુખી થાય તેમ કરો દેવ !

અયોધ્યાપતિ વિજયસિંહ રાજકુમારી યામિનિ સંબંધી અનેક વિચારો કરી રહ્યા છે એક ઉપર એક ચિન્તાની લહરો આવી વિજયસિંહના હૃદયસાગરને હલાવી નાખે છે. એટલામાં એક સિપાહીએ આવી ખબર આપી કે "મહારાજ ! કેદી યુવક ઘણું તોફાન કરે છે. તેને પકડી રાખવાનું કામ મુશ્કેલ થઇ પડ્યું છે. લોઢાની બેડીઓ જરાવારમાં તોડી નાંખી છે. કદાચ કેદખાનાંની દિવાલો ભાંગી નાંખીને ન્હાસી જશે ! આપની શી આજ્ઞા છે મહારાજ !" આ સાંભળી વિજયસિંહ આશ્ચર્ય પામ્યો. યુવકનું આટલુ બધું બળ જાણીને મનમાં ને મનમાં અનેક ધન્યવાદ આપવા લાગ્યો. યુવકને કેદી બનાવી રાખવો ઉચિત નથી જાણીને મહારાજાએ કહ્યું. "જીતસિંહ ! યુવકનું બંધન કાઢી નાંખી રાજસભામાં લઈ આવ."

"જેવી આજ્ઞા પ્રભુ," કહીને સિપાહી ચાલ્યો ગયો.

વિજયસિંહે મનમાંજ વિચાર કર્યો કે: "યામિનિના હૃદયમાં અનેક પ્રકારનું દુઃખ થતું હશે. ભવિષ્યનાં ગર્ભમાં શું છે તે કોણ જાણે છે ? યુવકને કેદખાનામાં રાખવો યોગ્ય નથી. ગમે તેમ હોય પણ યુવકને જોઇને મ્હારા અંતઃકરણમાં સ્નેહ ઉપજે છે. પછી યામિનિની શી વાત ! યુવકનું રૂપ, ગુણ, શારીરિક બળ, સુંદરતા, જોતાં ત્હેને ઋષિકુમાર કેમ કહેવાય ? તેનું પહોળું કપાળ, ભવ્ય ચ્હેરો, અને નેત્રની ચંચળતા જોતાં તે કોઇ ક્ષત્રિય રાજકુમાર જણાય છે. ભગવાનના મનમાં શું છે તે સમજાતું નથી. ગમે તેમ પણ એ યુવક જો જામાત્ર થાય તો મ્હારૂં જીવન સફળ થશે."

વિજયસિંહ આવા વિચાર કરતો હતો એટલામાં એક સેનાપતિ યુવકને લઇને રાજસભામાં ઉપસ્થિત થયો. સભામાં બેઠેલા સર્વ સભાસદો, યુવકનું રૂપ લાવણ્ય જોઇને મોહ પામ્યા. મહારાજાએ યુવકને જોઇ કહ્યું: "યુવક! શું હને જરા પણ બ્હીક નથી? શું રાજાના કેદખાનામાં કેદી હોવા છતાં પણ નોકશાન કરે છે? શું હને પ્રાણની દરકાર નથી?"

યુવકે રાજાના શબ્દો સાંભળતાં જરાક હાસ્ય કરી કહ્યું: "રાજન્! પિતા સિદ્ધાન્ત દેવને મ્હોડેથી મેં સાંભળ્યું છે કે રાજા એક પ્રકારનો ભગવાનનો અવતાર છે. સર્વનો પૂજનીય, સર્વનું માન મેળવનાર છે. હું આટલા દિવસ કોઇ માણસોના સમાગમમાં આવ્યો નથી. કોઇ દિવસ કોઇ રાજાનાં દર્શન મેં કર્યાં નથી. મ્હારા જીવનને આજે ધન્ય છે કે મ્હેં તેજ ભગવાનના અવતાર, મહાદયાળુ, રાજાનાં દર્શન કર્યાં. આજે મ્હેં લોકપૂજિત, લોકપાલક, દણ્ડમુણ્ડ કર્ત્તા, રાજાનાં દર્શન કર્યાં છે. આજે મ્હારાં નેત્રો કૃતાર્થ થયાં છે. અજાણતાં કાંઈ દોષ કર્યો હોય તો ક્ષમા આપશો. આપ દયાળુ છો માટે દયા કરજો. મ્હારા હૃદયમાં ભય નથી કહો છો પરંતુ હું બાલ્યાવસ્થાથી તપસ્વી સિદ્ધાંતદેવના આશ્રમમાં ઉછર્યો છું, અને ત્યાં સ્વેચ્છાચારીપણે વર્ત્યો છું. જંગલનાં પ્રાણીઓ મારા મિત્રો છે. વાઘ, સિંહ, વરૂ, રિંછ જેવાં પ્રાણીઓની સાથે હું હમેશાં રમું છું જેથી ભય કોને કહે છે તે જ હું જાણતો નથી. મને કોઇએ કોઈ દહાડો પણ ભય બતાવ્યો નથી. ગુરૂજી કહેતા હતા કે પાપ કરવાથી ભય થાય છે અને ભય આવીને મનુષ્યને મૃત્યુના મુખમાં નાંખે છે। પરંતુ મેં હજુ સુધી કોઈ દિવસ પાપ કર્યું નથી અને તેથી હું ભય પામ્યો નથી. ભયનું

બીજું નામ મૃત્યુ છે. ભય અને મૃત્યુ એ બન્ને એક જ છે. મૃત્યુ ના હોત તો ભય જેવી કોઇ વસ્તુ રહેત જ નહિં. મનુષ્ય પ્રાણીને મૃત્યુનો ભય ના હોત તો તેને જગત્‌માં બીજો કોઇ ભયજ નથી. મહારાજ! હું તપસ્વી બાળક' નિત્ય યોગીશ્વર તપસ્વી સિદ્ધાંતદેવના આશ્રમમાં રહેનારા, અમે મૃત્યુનો ભય રાખતા નથી. જ્યારે જન્મ લીધો છે ત્યારે મૃત્યુને માટે ભય કેવો? તેથીજ મ્હારૂં હૃદય ભય-શુન્ય છે. હિંસા, દ્વેષ, અહંકાર જેવા નઠારા ગુણ વડે મનુષ્યનું મનુષ્યત્વ નાશ પામે છે, મ્હારા હૃદયમાં તે દુર્ગુણોનો અંશ પણ નથી. અને તેથીજ હું પિતાના તપોવનમાં સિંહ, વાઘની સાથે રમતો હતો. મ્હેં કાંઇ ઉચ્છૃંખલપણું કર્યું હોય તો ક્ષમા કરશો."

તપસ્વીકુમારની વાત સાભળી વિજયસિંહને ચૈતન્ય આવ્યું. તે મનમાંજ વિચારવા લાગ્યોઃ "અરે! મ્હેં કોને કેદી બનાવી કેદ-ખાનામાં નાંખ્યો છે? યુવકને બ્રહ્મજ્ઞાન થયું છે. તે તો મહાન્ યોગી છે." તેમણે કહ્યું: "તપસ્વી કુમાર! કેદખાનામાં રેહેવાથી કંઇ દુઃખ તો થયું નથી?"

તપસ્વી કુમારે કહ્યુ: "રાજન્! સુખ અને દુઃખને અમે જુદો પદાર્થ સમજતા નથી. સુખી કિંવા દુઃખી જે સ્થિતિ મળે તેને અમે સમાનજ જાણીએ છીએ. સુખ અને દુઃખ એ બન્ને એકજ છે. દિપક વગર અંધકાર જણાય છે અને તે અંધકારનો અનુભવ કર-નારને સારી રીતે જણાય છે કે અંધકારનાં પરિણામ કેવાં છે! તે જ પ્રમાણે સુખ ના હોય તો દુઃખનો અનુભવ મનુષ્યના અનુભવમાં આવતો નથી. હમેશાં સુખીને જ્યારે પણ દુઃખ આવે છે ત્યારે જ ત્હેને દુઃખી અવસ્થાના ક્લેશ, કંકાસનું ભાન થાય છે. દુઃખી મનુ-

બ્યને જ્યારે પણ સુખ આવે છે ત્યારે તેને સુખનો અનુભવ થાય છે. પ્રકાશ, અંધકાર અને સુખ, દુખ, એ સઘળું એકજ છે. એકની ગેરહાજરીમાં બીજું રહેતું નથી વિચારો કે, કૃષ્ણપક્ષમાં અંધકાર રહે છે અને શુક્લપક્ષમાં ચન્દ્રનું અજવાળું રહે છે. બન્ને હોય છે છતાં જીવ–પ્રાણીને ત્હેનો અનુભવ થતો નથી. એ જ ભગવાનની ઇન્દ્રિજાળ! જ્યાં સુખ છે ત્યાંજ દુઃખ છે અને દુઃખ છે ત્યાંજ સુખ છે! રાજન્! કહો જોઇએ, આપ આટલા બધા રાજ્યના અધિપતિ છો, સુખી છો, છતાં શું તમારા હૃદયમાં દુઃખ નથી? આપ કેદખાનાની વાત કહો છો. પરંતુ મહારાજ! આટલા બધા લોકોથી ભરેલું આપનું નગર શું કેદખાનું નથી? આપ બુદ્ધિ, જ્ઞાનથી સમ્પન્ન છો. વિચારી જૂવો કે આ સંસાર છે તે શું કેદખાનું નથી? સંસાર રૂપી કેદખાનામાં મનુષ્ય જીવનપર્યંત અનેક દુઃખ ભોગવે છે તે શું કહેવાય? આ સંસારરૂપી કેદખાનામાં અનેક મનુષ્યો અનેક તરેહનાં દારૂણ દુઃખ ભોગવે છે તેના કરતાં તો આપનું ન્હાનકડું કેદખાનું કંઇ બિસાદમાં નથી મહારાજ! સંસારની અનેક ચિન્તાની જ્વાળામાં બળી મરતાં મનુષ્યોને કાંઇ ઓછું દુઃખ થતું હશે? કોઇને કાંઇ અને કોઇને કાંઇ દુઃખ હોય છે જ! રાજન્! સ્થિર ચિત્તે વિચાર કરી જૂવો. આ ભવ–કારાગારમાં દુઃખ છે કે આપના કેદખાનામાં? ગૃહસ્થાશ્રમીઓનું એક ન્હાનું ઘર પણ કેદખાનુંજ છે. પુરૂષને સ્ત્રી, પુત્ર આદિ તમામ દુખ આપનાર કેદખાનાના સિપાહીઓ જેવા છે! વ્યવહારિક જગતમાં પણ સ્ત્રી પુરૂષોને દુઃખ, દુઃખ અને દુઃખ જ છે! અઢળક લક્ષ્મિના સ્વામીને પણ દુઃખજ છે. તેમના હૃદય ઉઘાડી વાંચવાની કળા નિકળે તો ત્યાં આ એવું જણાશે કે, તે બધાં કોઇને કોઇ પ્રકારના દુઃખમાં દુઃખી જ છે.

સંસાર એ એક પ્રકારનું કેદખાનુંજ છે રાજન્! કેદખાનું નથી માત્ર અમારી તપસ્વીઓની ઝુંપડી! ત્યાં અમે હમેશાં સ્વતંત્ર ચિત્તે પરમાત્માનું ભજન કિર્તન કરી આનંદમાં મસ્ત રહીએ છીએ. ત્યાં અમને ભગવાનના ભજનનો મદ ચઢે છે. અને તે મદનિશામાં અમે અલમસ્ત થઇએ છીએ."

તપસ્વીનો અસીમ બ્રહ્મજ્ઞાનસમ્પન્ન આ જ્ઞાનોપદેશ સાંભળી વિજયસિંહ મોહ પામ્યો. તેને મુખેથી બીજો પણ ઉપદેશ સાંભળવાની ઇચ્છાથી તેણે કહ્યું: "યુવક! તમારાં લગ્ન થયાં છે કે? ક્યા મહાત્મા તમારા પિતા થઇ ભાગ્યશાળી થયા છે? તેમનું નામ શું? યોગીશ્વર સિદ્ધાંતદેવ હમણાં ક્યાં નિવાસ કરે છે? ઉત્તર આપી મ્હારા ચિત્તને શાંત કરો."

તપસ્વી કુમાર તેજસિંહ પુનઃ બોલવા લાગ્યો: "હું પિતામાતાનું નામ જાણતો નથી. સિદ્ધાંતદેવ મ્હારા પાલક પિતા છે એટલુંજ જાણું છું પુજનીય પાલક પિતા અને હું, એ બે સિવાય જગત્‌માં અસંખ્ય મનુષ્યો નિવાસ કરતાં હશે તે હું જાણતો નહતો. પિતાને મુખેથી સાંભળ્યું છે કે હું ક્ષત્રિયપુત્ર છું. તેજ દિવસે મ્હારી પ્રબળ ઇચ્છા થઇ કે જગત્‌ની સમસ્ત બાબતો જાણી લેવી. બીજે દિવસે તપોવનમાંથી બહાર નિકળી ચાલ્યો. વનમાં ફરતાં ફરતાં આપના બગિચામાં આવી પહોંચ્યો; અને હમણાંની સ્થિતિએ પહોંચ્યો છું. બગિચામાં એક દેવી સ્વરૂપા રમણી રત્નનાં દર્શન થયાં. તે પહેલાં કોઇ દિવસ સ્ત્રીનું મુખ મેં જોયું નહતું. સિદ્ધાંતદેવ હમણાં આશાવલ્લી પર્વતનાં ઉચ્ચાં શિખરો ઉપરના તપોવનમાં રહે છે. મ્હને નહિં દેખે તો તેમને કેટલું કષ્ટ થશે? હાય! મહારાજા! મ્હને જવા દો, હું હમણાંજ આશ્રમમાં ચાલ્યો જઇશ."

" યુવક ક્ષત્રિય પુત્ર." આ શબ્દો જાણે મહારાજાના હૃદયમાં પ્રતિધ્વનિત થવા લાગ્યા તેમના મનમા સર્વ આશાનો સચાર થયો. મનમાંજ બોલ્યો: " હમણાં જ સિદ્ધાંતદેવના આશ્રમમાં જઈ સર્વ વૃતાન્ત જાણવો જોઈએ. " મહારાજાએ કહ્યું: " યુવક ! ચિન્તા કરશો નહિં. હું તમને કેદી બનાવી રાખીશ નહિં. જ્યારે તમે જન સમૂહને જોવાની ઈચ્છા રાખો છો ત્યારે થોડાક દહાડા અહિં રહો. બધું જૂવો. જ્યારે ઇચ્છા થાય ત્યારે ચાલ્યા જજો. હુ તેમાં અડચણ કરીશ નહિ ! હુ પણું યોગીશ્વરનાં દર્શન કરવા આવીશ. " વિજયસિંહે આ વખતે સંકલ્પ કર્યો કે રાજકુમારી યામિનિને આ યુવક સાથેજ પરણાવવી. સિદ્ધાંતદેવની પાસે જઈ યુવકની બાબત જાણી લેવી જોઇએ.

મહારાજાએ યુવકને આજથી અંતઃપુરમાં રહેવાનો બંદોબસ્ત કરી આપ્યો. યામિનિની આશાલતા પણ દ્રઢ થઇ. તેણે દેવતાઓને સાક્ષી રાખી જેને પ્રાણેશ્વર બનાવ્યો હતો તેની તે આશા આજે પૂર્ણ થઇ. અને તેજ દેવતાને હમેશાં નજર સ્હામુ જોઈ શકશે અને તેની સેવા સુશ્રુષા કરશે એવું જાણીને હૃદયમાં અતિશય આનંદ પામવા લાગી. દિવસે દિવસે તેનું સુખકમળ પ્રફુલ્લિત થવા લાગ્યું.

વિજયસિંહે તપસ્વી કુમારને પોતાનો ભવિષ્યનો જમાઈ જાણી સર્વ પ્રકારનો બંદોબસ્ત કર્યો. રાજના અમલદારો પણ તેને માન આપવા લાગ્યા. સભા બરખાસ્ત કરી તેજ ક્ષણે દ્વારપાળે આવી સમાચાર આપ્યા કે, " મહારાજ ! લાહોરથી પત્ર લઇને દૂત આવ્યો છે અને બહાર ઉભો છે. આજ્ઞા આપો તો આપની પાસે લાવું. "

આ શબ્દો સાંભળતાંજ વિજયસિંહનું મ્હોં ઉતરી ગયું. તેણે જાણ્યું કે પત્રમાં લગ્નનીજ માગણી હશે. તેના ચ્હેરા ઉપર દિલ-

ગીરીની છાંયા છવાઇ. ત્હેના સુખના પ્રવાહમાં વિઘ્ન પડ્યું. યામિનિને તપસ્વી કુમાર સાથે પરણાવવાના વિચારમાં તે સુખ–સ્વપ્ન જોતો હતો. પરંતુ પંજાબથી દૂત આવ્યો છે, એ વાત સાંભળતાં તે સુખ-સ્વપ્ન ચાલ્યું ગયું. શું કરવું ? શો ઉત્તર દેવો ? આવા વિચારમાંજ દ્વારપાળને કહ્યું કે દૂતને આવવા દ્યો. દૂને સભામાં આવી રાજાને નમન કર્યું અને પત્ર આપ્યો. પત્ર વાંચતાજ વિજયસિંહના હૃદયમાં મ્હોટી વ્યથા થઇ. તેનું માથું ફરવા લાગ્યું. તેની આખે અંધારાં આવ્યાં. તેણે મનમાંજ કહ્યું: " જે ધારતો હતો તેજ થયું આદિત્યસિંહ, સંગ્રામસિંહ, ચિતોડનો રાજપૂત સાધનસિંહ અને તેનો સેનાપતિ, સર્વે લશ્કર લઇને આવે છે. યુદ્ધ થશે. સાહસ એજ ક્ષત્રિયોનો ધર્મ, યુદ્ધ એજ ત્હેમનું નિત્ય કાર્ય. હું જો યુદ્ધ નહિં કરૂં તો સર્વે મ્હને કાયર કહેશે. " આમ વિચારી તેણે ધૈર્ય ધારણ કરી સેનાપતિને યુદ્ધની તૈયારી કરવા કહ્યું. પંજાબથી આવેલા દૂતને તેવીજ મતલબનો ઉત્તર લખી આપ્યો. તેમાં એમ પણ લખ્યું, કે ક્ષત્રિય વીર પુરૂષો યુદ્ધ કરવામાં કદી પણ બ્હીતા નથી. વિજયસિંહ કાયર પુરૂષ નથી કે જેથી ત્હેને યુદ્ધનો ભય બતાવી, લુંટારાઓ ત્હેની કન્યાનું હરણ કરી જશે ! સંકલ્પની સિદ્ધિ થવી જોઇએ કિંવા દેહનું પતન થવું જોઇએ એજ નિશ્ચય છે. જ્યાં સુધી નસોમાં લોહીનું એક પણ બિન્દુ હશે ત્યાં સુધી કોની મગદૂર છે કે યામિનિને મ્હારી નજર આગળથી લઈ જશે ! યુદ્ધ કરવા તૈયાર છું. દૂત પત્ર લઇને ચાલ્યો ગયો. અયોધ્યામાં યુદ્ધની તૈયારી થઇ. વિજયસિંહે પણ ઢીલ કરી નહિં. તે સમરક્ષેત્રમાં ઉતરવાની તૈયારી કરવા અને મહારાણીની આજ્ઞા લેવા અન્ત:પૂરમાં ગયો.

## પ્રકરણ છત્રીસમું.

### પ્રણય—સંચાર.



મહત્વના કામની તૈયારી થતાંજ મહત્વની વસ્તુનો જન્મ થાય છે. રેતીના રણમાં કદી પણ સુગંધીત પુષ્પ આપનારાં વૃક્ષો ઉગતાં નથી. જે સ્થળે જે જે વસ્તુઓ વડે જેનાં બીજ રોપાયાં હોય છે તે સ્થળે, તે વસ્તુના ગુણને પ્રભાવે, તેનાંજ વૃક્ષો ઉગી નિકળે છે. પ્રકૃતિની વિરૂદ્ધ કોઇથી થઇ શકાતું નથી. પ્રકૃતિનો સમય—નિશ્ચય જોતાં, મનુષ્યો પોતાની કૃત્રિમ કૃતિને માટે પસ્તાય છે. વર્ષાકાળમાં વસંતઋતુ જેવો આનંદ કોણ લાવી શકે એમ છે ? અને ગ્રીષ્મકાળમાં વર્ષાદ કોણ વર્ષાવી શકે એમ છે ? સમય આવતાં પ્રત્યેક વસ્તુ પોતપોતાની મેળેજ દ્રષ્ટિ:સ્હામે આવી ઉભી રહે છે. સમય વગર કોઇ કાર્ય નજરે પડતું નથી. એજ ભગવાનની માયા લીલા ! ભગવાને જેના અંધારણમાં જે વસ્તુનાં બીજ રોપ્યાં છે તે એક સમયે પ્રફુલ્લિત થાય છે. સમય વિના તેનું પ્રફુલ્લિત થવું અસંભવ છે. જો કે તેજસિંહ, બાલ્યાવસ્થાથીજ ઋષિ—આશ્રમમાં પ્રતિપાલિત થયો હતો, જો કે તેજસિંહનું અન્તઃકરણ આટલા દિવસ પરમાર્થ તત્વ શોધતું હતું, જો કે તેણે આટલા દિવસ સાધુના સહવાસમાં વિતાડયા હતા, જો કે તેણે આટલા દિવસ સન્ધ્યા, જપ, તપ અને ઉપાસનામાં ગાળ્યા હતા, જો કે

આટલા દિવસ ત્હેના હ્રદયમાં ભગવત્ ચિન્તન સિવાય બીજા વિચારોએ પ્રવેશ કર્યો નહતો છતાં તેના ભાગ્યમાં જે લખેલુ છે તે કોણ મિથ્યા કરી શકે એમ છે ? આજે સુંદર યુવતિના નેત્ર કટાક્ષમાં તેનું હ્રદય પરતંત્ર થયું છે. રૂપસુંદરી યામિનિના રૂપ સાગરમાં તે ડૂબ્યો છે ! યામિનિના વદન ચન્દ્ર આગળ આ વીર તપસ્વી, બ્રહ્મજ્ઞાની, આત્મજ્ઞાની તેજસિંહ તપભંગ થયો છે; એક ક્ષુદ્ર નક્ષત્ર જેવો જણાય છે. બ્રહ્મજ્ઞાનીને બદલે રૂપ ધ્યાની થયો છે. આત્મજ્ઞાનીને બદલે પ્રેમજ્ઞાની બન્યો છે. તેના સાત્વિક હ્રદયમાંથી ભગવાનનું અતિશય સુંદર રૂપ ભુસાઈ જઇ તેને બદલે યામિનિનું ક્ષુદ્ર રૂપ ચિતરાઇ ગયું છે. પરમ મંગલમય ભગવાનની ઉપાસના છોડી દઇ અમંગલકારક યામિનિની ઉપાસના કરવા લાગ્યો છે. નિત્યાનંદ, અજર, અમર ભગવાનનું નામ સ્મરણ છોડી દઇ, ક્ષણજીવી અને મરણથી નાશ પામનાર યામિનિનું સ્મર્ણ કરેછે ! શી ભગવાનની અકળ માયા ? શી ભગવાનની અકળ લીલા ? જેની ઉપાસના, જેનું ધ્યાન અને જેનું સ્મરણ કરવાથી અનેક નર નારાયણરૂપ થઇ ગયા છે, અનેક પુરૂષો અમર થઇ ગયા છે તેનું ધ્યાન, ઉપાસના છોડી સંસારની મોહજાળમાં ફસાવી નરકધામમાં લઇ જનાર એક ક્ષુદ્ર યુવતિની ઉપાસનામાં તેજસિંહ ફસાયો છે ! તે અતુલ બળશાળી છતાં એક યુવતિનાં ચંચળ નેત્રકટાક્ષથી બળહીણ થઇ ગયો છે? હાય ! રમણી નેત્ર કટાક્ષ ! ત્હારૂં અસીમ બળ છે ! તું યોગીને યોગભ્રષ્ટ કરી શકે છે ! સંસારથી વિરકત થયલા વિરાગી મહાપુરૂષોને પણ તું પતિત કરી શકે છે ! સંસારી જનોને વનવાસી કરી શકે છે. વનવાસી સાધુ પુરૂષોને સંસારી કરી શકે છે ! ત્હારા જેવું બળ, જગતમાં બીજા કોઇનું નથી ! રમણીનાં નેત્રકટાક્ષમાં

અમૃત પણ છે, વિષ પણ છે, સાત્વિક સાધનાવાળી રમણીઓ નેત્રકટાક્ષ કરી પુરૂષોના હૃદયમા અમૃત રેડે છે, તામસિ ભાવનાવાળી સ્ત્રીઓનાં નેત્રકટાક્ષ થતાંજ પુરૂષોના હૃદયમાં વિષય-વિષ રેડે છે। તેથીજ કહેવામા આવે છે કે જેના હૃદયમાં એક વખત પ્રેમનો પ્રવેશ થયો છે, રમણીના કટાક્ષબાણવડે જેનું હૃદય વિંધાયું છે તેજ જાણે છે કે એ બાણ કેવું ભયંકર છે? જે મનુષ્યનું હૃદય એ બાણથી વિંધાયું છે તે મનુષ્યની કેવી સ્થિતિ થઈ છે તે તેનેજ ખબર છે. આપણો તેજસિંહ આજેજ જાણી શકયો છે કે રમણીના નેત્રકટાક્ષથી મનુષ્યની કેવી ગતિ થાય છે! તે સંસારિક માયા પાસથી બંધાયો છે. હમણાં તે રાજાના અંતઃપુરમાં નિવાસ કરે છે. યામિનિ ઉપર તેને અગાધ પ્રેમ, અગાધ મોહ ઉત્પન્ન થયો છે. અને યામિનિની શી દશા છે? તેણે હથેળીમાં ચન્દ્ર મેળવ્યો છે. તેના હૃદયમાં જે પ્રેમ ઉછળે છે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. તે તેજસિંહને જોઇનેજ જીવે છે એમ કહીએ તો તે ખોટું નથી! તેજસિંહજ તેનું જીવન, તેજસિંહજ તેનું પોષણ અને તેજસિંહજ તેનું ધ્યાન-ઉપાસના થઇ પડયો છે. અહા! મોહ, પ્રેમ! તમે જગતમાં કેટલા અનર્થ કર્યા છે? તમે કેટલા સત્યાચરણીને દુરાચરણી બનાવ્યા છે? તમે કેટલા તપસ્વીની તપશ્ચર્યા છોડાવી છે કોણે તેની ગણત્રી રાખી છે? કોણે તેનું લીસ્ટ રાખ્યું છે? જો તેનું લીસ્ટ રાખ્યું હોત અને જો તેના વર્ણનો લખાયાં હોત તો તેને લખવાને સમુદ્ર જેટલી શાહી, આકાશ જેટલા કાગળ અને જગતની વનસ્પતિઓની લેખણોની જરૂર પડત! પ્રેમ બે પ્રકારનો છે. એક સ્વર્ગિય, બીજો નાર્કિક. સ્વર્ગિય પ્રેમ જીવમાત્રને સ્વર્ગમાં લઈ જાય છે. નાર્કિક પ્રેમ પ્રાણીમાત્રને નર્કના

કુણ્ડમાં ધકેલી પાડે છે ! સુરદાસ અને મીરાં બાઇને પણ એક દિવસ પ્રેમજ ઉત્પન્ન થયો હતો ! તે બન્નેએ સ્વર્ગના સુખ ધામમાં પ્રવેશ કર્યો છે. રાવણ અને કુબ્જાને પણ એક દિવસ પ્રેમજ ઉત્પન્ન થયો હતો, તે બન્ને નરકના કુણ્ડમાં હજુ દુઃખ પામતાં હશે ! અમે સ્વર્ગિય પ્રેમના ઉપાસક છીએ. તે પ્રેમમાં દુઃખ નથી, ભય નથી, સ્વાર્થ નથી, કલેશ નથી, કંકાસ નથી ! ઇર્ષા નથી, અભિમાન નથી ! ત્યાં તો ચીરાનદ છે, ત્યાં તો ચીર સુખ છે, ત્યાં નિર્ભયતા છે, ત્યાં તો સરળતા છે ! અને ત્યાં તો ઇશ્વરી આશિર્વાદ છે ! આવો બન્ધુઓ ! આપણે તે સ્વર્ગિય પ્રેમરાજ્યમાં પ્રવેશ કરીએ !

યામિનિ એક ઘડી પણ જો તેજસિંહનાં દર્શન કરતી નથી તો તેની છાતી ફાટી જાય છે. તેજસિંહ એક પળ પણ જો યામિનિને દેખતો નથી તો ગાંડો ઘેલો થઇ જાય છે ! બગિચામાં એક પળનાં દર્શનથી બન્નેની આવી સ્થિતિ થઇ છે. તેજસિંહે પોતાનું મન–પ્રાણ યામિનિના હાથમાં સોંપી દીધું છે. યામિનિએ પોતાના પ્રેમનું પડીકું તેજસિંહના હૃદયમાં નાંખી દીધું છે ! બન્નેએ એક બીજાને પોતાનું હૃદય તન યૌવન સર્વસ્વ સોંપી દીધું છે, બન્ને નિશ્ચિંત થયાં છે.

તેજસિંહ એક દિવસ આહારાદિ કરીને એક શાસ્ત્રને ગ્રંથ લઇ બેઠો છે. ગ્રંથ વાંચવામાં તે નિમગ્ન થઇ ગયો છે, તેજ સમયે યામિનિ ત્યાં આવી પહોંચી. યામિનિનું કમળ જેવું પ્રફુલિત મુખ મ્લાન થયું છે. મુખ એજ મનુષ્યના હૃદયનું દર્પણ છે. હૃદયમાં થતા વિચારોની સાક્ષાત્ છબી બતાવી આપનાર મુખજ છે. આજે યામિનિનું અંતઃકરણ કોઇક દુશ્ચિંતાના સમુદ્રમાં ડુબ્યું છે.

તેજસિંહે ત્હેના સ્હામું જોયુ. "મુખની મ્લાનતા જોઈ પૂછ્યું:
"યામિનિ ! દેવિ ! આજે ત્હમારૂં મુખ કેમ ઉદાશ જણાય છે ? આજે
ત્હમારો ચ્હેરો કેમ કરમાઈ ગયો છે ? ત્હમારા જેવી રાજકુમારીને
ચિન્તા શી ? સૂર્ય ઉદય થવા છતા આજે કેમ ચન્દ્રગ્રહણ થયું છે ?"

યામિનિએ તેજસિંહનાં વાક્યો સાંભળી કહ્યું: "વીર વર !
અમારી ભવિષ્યની વિપત્તિ સંબંધી આપ કંઈ જાણતા નથી શું ?"

તેજસિંહ: "ના દેવિ ! મ્હને કંઈ પણ ખબર નથી."

યામિનિએ પોતાના હૃદય દેવતા આગળ સર્વ વૃતાન્ત સંભ-
ળાવ્યો. તેણે એમ પણ કહ્યુ કે "કદાચિત્ આવતી કાલેજ પિતા
યુદ્ધ કરવા જશે." એટલુ કહીને વળી પાછું નિચું જોયું. તેજસિંહ
પોતાની પ્રાણાધિક યામિનિનું ખિન્ન વદન જોઈ બોલ્યો. "યામિનિ !
વિચાર કર કે એક સાધારણ તપસ્વીના પ્રેમમાં પડીને તે કેવું તોફાન
મચાવ્યું છે ? સંગ્રામસિંહ સાથે લગ્ન કરીને તું જીવનપર્યંત સુખી
થાત. મ્હારા જેવા અજાણ્યા પુરૂષ સાથે લગ્ન કરીને ઉલટું નુકસાન
વ્હોરી લે છે. હજુ પણ વિચાર કર યામિનિ !"

યામિનિ કેટલીકવાર ચુપચુપ ઉભી રહી. હવે ત્હેનાથી બોલ્યા
સિવાય રહેવાયું નહિં. ત્હેણે કહ્યું: "યુવક ! ધન વડે શું પ્રેમની
તૃપ્તિ થઇ શકે છે ? ધન એ તો નાશવંત વસ્તુ છે, પ્રેમ એ અજર-
અમર વસ્તુ છે. ધનની સાથે પ્રેમને શું સંબંધ છે ? હૃદયનો ખરો
પ્રેમ એ કાંઇ ધનને બદલે બદલાઇ શકે છે ? પ્રેમ એ શું બજારની
કોઈ વસ્તુ છે કે તેને વેચાતી લઇ શકાય ? પ્રેમ એ શું કોઈ એવી
વસ્તુ છે કે બળવાન માણસો બળથી લઇ શકે છે ? તપસ્વીજી !
પ્રેમ, અંતઃકરણનું અદૃશ્ય ધન છે. તે જોર જુલમથી લઈ શકાતું

નથી, તે ધનને બદલે વેચી શકાતુ નથી. લોખંડની ત્રીજોરીમાંથી ધન લુટી શકાય છે, પણ હાડકાં ચામડાંની અંતઃકરણરૂપ ત્રીજોરી-માંથી તે કદી પણ લુટી શકાશે નહિં! અતુલ ધનવાન અયોધ્યાપતિ વિજયસિંહની કન્યા ધનની આશા રાખતી નથી. ધનને માટે પોતાના હૃદયનો નિર્મળ પ્રેમ, ધનમદમાં છકેલા રાજકુમારને આપી દઇને આલોક અને પરલોકમાં દુ:ખ ભોગવશે નહિં. સતિકુળ શિરોમણી સાવિત્રીએ ધનને માટે વનનિવાસી સત્યવાનને પોતાનો પ્રેમ અર્પણ કર્યો નહોતો! મહા સતી તારામતીને ધનની ઇચ્છા હોત તો હરિ-શ્ચંદ્રની સાથે અતિશય દુ:ખ વેઠી ઢેડને ઘેર વેચાત નહિ! ધન વડે પ્રેમ મળતો નથી. ધનના લોભને માટે પ્રેમ અર્પણ કરી શકાતો નથી! પ્રેમ એ ઇશ્વરી સ્ફુર્ણુ છે. અને પાત્ર હોય તેનેજ તે અર્પણ થાય છે. દેવ! મ્હે પાત્ર જોઇનેજ પ્રેમ અર્પણ કર્યો છે. લાભ કિંવા નુક-સાન, એ વિધાતાને હાથ છે."

યામિનિના આ શબ્દો સાંભળી તેજસિંહના હૃદયમાંથી "ધન્ય ધન્ય" કહેવાઇ ગયું. તે થોડીવાર ચુપચુપ ઉભો રહ્યો. ઉભાં ઉભાં યામિનિના મુખકમળ સ્હામુ જોયાં કર્યું. ત્યાર પછી ધીમે ધીમે યામિનિની પાસે આવી તેનો કમળનાળ જેવો સુકોમળ હાથ ઝાલી બોલ્યો: "યામિનિ! પ્રિયતમે! ચિન્તા શામાટે? કોની મગદુર છે કે સિંહના હાથમાંથી સિંહણને લઇ શકશે? ક્ષત્રિયના હૃદયમાં એક બિન્દુ લોહી રહેશે ત્યાં સુધી ત્હારા વાળને સ્પર્શ કરવા દઇશ નહિં. તેમજ ત્હારા પિતાનું પણ કોણ નામ દઇ શકે તેમ છે? દેવિ! હૃદયેશ્વરી! ચિન્તાનો ત્યાગ કર! જરા મ્હારા સ્હામું જો! જરા હાસ્ય કર! ધૈર્ય ધર! ક્ષત્રિય બાળા થઇને આમ દિલગીર શા માટે થાય છે?

પ્રિયે ! હુ સિદ્ધાતદેવના આશ્રમમાં રહીને યુદ્ધકળા શિખ્યો છું. એ કળા આગળ સાક્ષાત્ કાળ આવશે તોપણ પરાજય પામશે! કુમારિકે ! વીરબાળે ! હું મ્હારા ગુરૂદેવનુ નામ સ્મર્ણ કરી ત્હમારા પિતા સાથે યુદ્ધમાં જઇશ. જોઇશ કે સંગ્રામસિંહ કેવી રીતે જય મેળવે છે ? ગભરા ના! શાન્ત થા ! "

તેજસિંહના આવા શબ્દો સાંભળી યામિનિના હૃદયમાં ધૈર્ય આવ્યું. તેણે ધીમે રહીને આડે નેત્ર તેજસિંહ સ્હામુ જોઇ સ્મિત હાસ્ય કર્યું. એક, બે, ત્રણ વખત નેત્રકટાક્ષ ફેંક્યા! આહ ! તે હસવું તે નેત્ર કટાક્ષ, બ્રહ્માંડને ડોલાવી નાંખે તેવુ હતું. સૃષ્ટિને મોહ પમાડે તેવુ હતું. તેના હોઠ ઉપર હાસ્ય ફરકતું હતું. નેત્રમ પ્રણય રંગ રમતો હતો ! મુખ પ્રફુલ્લિત થયું હતું, અને તેની મધુર હાસ્યની છટાથી તેજસિંહનું હૃદય પ્રકાશિત થઇ ગયુ હતું. તેણે યામિનિ-નો કોમળ હાથ હલાવી તેને હસાવવાનો પ્રયત્ન કર્યો. જેથી તે હસી અને હસતા હસતાં તેના ગુલાબી ગાલમાં ન્હાના ન્હાના ખાડા પડત હતા, તે જોઇ તેજસિંહનું હૃદય પ્રેમના આવેગથી ઉછળી આવ્યું

યામિનિએ આનંદમાં આવી જઇ કહ્યું: " હૃદયેશ્વર ! આપન જેવા અજાણ્યા ક્ષત્રિયકુમારને પ્રેમ અર્પણ કર્યો છે તેનું ખાસ કારણ વિદ્યા, બુદ્ધિ અને બળ એજ ! હવે સમજ્યા ? મનુષ્યનો ચ્હેરે એ બધું બતાવી આપે છે. મ્હેં તે બધું જોઇનેજ મ્હારૂં હૃદય આપનું મુઠીમાં મુકી દીધું છે. નાથ ! પ્રાણેશ્વર ! " કહેતા કહેતાં તેણે તેજસિંહના મુખ સ્હામું જોયાં કર્યું.

એટલામાં કોઇએ બુમ પાડી: "યામિનિ ! બ્હેન ! યામિનિ જમવાની વખત થઇ છે બેટા ! "

યામિનિએ પોતાની માતાનો સ્વર ઓળખ્યો. તેજસિંહની પાસેથી ખસવું ગમ્યું નહિં, અમૃતપાન કરતાં ધરાઈ નહિં, છતાં તેની પાસેથી રજા લીધી. એક દ્રષ્ટિએ જોતાં તેજસિંહે ત્હેને ક્ષીણ સ્વરે રજા આપી. તેના ગયા પછી તેજસિંહને યુદ્ધની વાત સાંભરી આવી. ગુસ્સામાં ભરાયલો વાઘ જેમ રાતીચોળ આંખો કરી શિકાર ઉપર ત્રાપ મારવા તૈયાર થાય છે તેમ તેજસિંહ યુદ્ધ કરવા તૈયાર થયો.

## પ્રકરણ સત્તાવીસમું.

### યુદ્ધ—ભૂમિ.



દ્ધ થવાનાં ત્રણ કારણો હોય છે. એક પૈસા, બીજું રમણી, ત્રીજું પૃથ્વી! આ ત્રણમાંથી એક કારણને લીધેજ જગતમાં મ્હોટાં મ્હોટાં યુદ્ધ થયાં છે. મ્હોટા મ્હોટા રાજાઓમાં જેટલાં યુદ્ધ થયાં છે તેનું કારણ આ ત્રણમાંથી એકજ છે. એકાદ કારણને લીધે ઘણા રક્તપાત થયા છે. લોહીની નદીઓ વહી છે, અનેક કિમતિ જીવોની હાની થઈ છે. બળવાન રાજાઓ સંકલ્પની સિદ્ધિ કરે છે. નિર્બળ રાજાઓ પરાજય પામીને કલ્પાંત કરે છે. મહાભારતનું મ્હોટું યુદ્ધ થવાનું કારણ માત્ર થોડી જમીન!

તેનો સવિસ્તર ઇતિહાસ લખાયો છે તેનું નામજ મહાભારત ! રાજા દુર્યોધને અહંકારને વશ નહિં થતાં થોડી જગ્યા પાણ્ડવોને આપી હોત તો આટલું મ્હોટું યુદ્ધ થાત નહિં શ્રીકૃષ્ણે જ્યારે વચમાં પડી થોડીક જમીન આપવા ભલામણ કરી ત્યારે અભિમાની દુર્યોધને માન્યું નહિ. અહંકારને વશ થઈ ત્હેણે જમીન આપી નહિં, એટલુંજ નહિ પણ પતિવ્રતા મહા સતી દ્રૌપદિની લજ્જા લેવાનો યત્ન કર્યો. તેથીજ ત્હેને પાયમાલ થવું પડ્યું. ત્યારેજ ત્હેનો અહંકાર-મદ ઉતર્યો. મહાભારતમાં જગત્‌નાં મનુષ્ય પ્રાણીઓને એજ શિખામણ આપી કહ્યું છે કે "અહંકાર ન કરો, લોભ ન કરો, પાપ ન કરો અને મોહ ન ધરો. દયાથી વર્તો, સત્યથી વર્તો, પરોપકાર કરો, અને આલોક, પરલોકમાં મુક્તિ મળે એવાં સત્કાર્યો કરો.

ત્રેતાયુગમાં સતિ સીતાદેવીનું રાવણે હરણ કર્યું તેને લીધેજ રામાયણ જેવો મ્હોટો ઇતિહાસ લખાયો. દુરાત્મા રાવણ, જો કામાન્ધ ના થયો હોત અને સતિ સાધવી સીતાનું હરણ કર્યું ના હોત તો રામ અને રાવણનું યુદ્ધ થાત નહિ અને અનેક રાક્ષસોના લોહીની નદીઓ વહેત નહિ ! અરે ! લંકા બળીને ભસ્મ થાત નહિ. જ્યાં જ્યાં યુદ્ધ થયાં ત્યાં ત્યાં જર, જોરૂ અને જમીનનેજ માટે ! હમણાં પંજાબના મહારાણા આદિત્યસિંહ યુદ્ધ કરવા આવે છે તે પણ રાજકુમારી યામિનિનેજ માટે ! યામિનિ સાથે સંગ્રામસિંહનાં લગ્ન થયાં હોત તો યુદ્ધ થાતજ નહિં અને આ નવલકથા લખનાર ક્ષુદ્રજીવને પણ આટલી મેહેનત કરવી પડત નહિ. વાચક ! જુવો હમણાં તમે વિશાળ રણભૂમિની સ્હામે ઉભા છો. આવો, આપણે એક વખત રણક્ષેત્રનાં દર્શન કરી આવીએ.

પંજાબ કેસરી આજે અસંખ્ય લશ્કર સાથે રણભૂમિમાં ઉભા છે. એક એક વજ્ર દેહધારી યોદ્ધા જાણે લોખંડના થાંભલા પેઠે અડગ ઉભો છે, શરીરે અસ્ત્રશસ્ત્ર ધારણ કર્યા છે અને યુદ્ધ કરવાને તલ્પી રહ્યા છે એક તરફ ચિતોડરાજ સાધનસિંહ યુદ્ધનો અગ્રેસર થઈ ઉભો છે. તેની એક બાજુએ મુસલમાન વિજયી, રણશૂર સેનાપતિ હમીરસિંહ સેનાપતિ થઈને આવ્યો છે, તે સર્વ લશ્કરને મોખરે ઉભો છે. તેનો ઘોડો ક્ષણ પણ થોભતો નથી. તે હણહણાટ કરતો પોતાની પીઠ ઉપર સ્વાર થયલા વીર પુરૂષને રણમાં ધસવા ઉતાવળ કરી રહ્યો છે. આજે જાણે સ્વયં ભીષ્મદેવે કૌરવના લશ્કરનું સેનાપતિપણું લીધું હોય તેમ જણાય છે. વૃદ્ધ રાણા ભીમસિંહ, ઘોડેસ્વાર થઈ આવ્યા હોય તેમ યુદ્ધ ઉપર દેખરેખ રાખે છે. હમીરસિંહની રણનિપૂણતા જોઇ સઘળાં ચમકે છે. ઘોડાના હણહણાટ અને ચળકતી તલવારોના ખણખણાટથી યુદ્ધભૂમિ ગાજી રહી છે.

સામી બાજુએ, અગંખ્ય લશ્કર લઇને સેનાપતિ ઉભો છે. તેનો હૃષ્ટપુષ્ટ ઘોડો, દુશ્મનોની છાતી ઉપર પગ દેવાને થનથનાટ કરી રહ્યો છે. તેના લશ્કરી યોદ્ધા પણ વજ્રદેહધારી, બળવાન પુરૂષો છે. જો કે હેના પક્ષમાં પ્રખ્યાત યોદ્ધાઓ નથી તોપણ તે પરાજય પામે તેવા જણાતા નથી. મહારાજા વિજયસિંહ પોતે આજે યુદ્ધમાં ઉતર્યો છે. તે ઠીક પણ પેલું કોણ છે? ભગવાં વસ્ત્ર ધારી, ભીમ સમાન પરાક્રમી, મલ્લવેશથી સજ્જિત, યુવક કોણ? મધ્યાન્હના સૂર્ય જેવા તેજસ્વી શરીરવાળો, સાક્ષાત યમરાજની મૂર્તિ જેવો, અસ્ત્રશસ્ત્રથી સજ્જ થયેલો, સમરક્ષેત્રમાં ઉભેલા યોદ્ધા-

ઓને ત્રાસ ઉત્પન્ન કરનારો, એ યુવક કોણ? વાચક! શું ત્હમે તેને ઓળખી શક્યા છો? તે રાજકુમારી યામિનિનો જીવનપ્રાણ, નેત્રમણિ, હૃદયવલ્લભ, પ્રાણજીવન, તપસ્વી રાજકુમાર તેજસિંહ છે. અહા! તેનું તેજસ્વી મુખ કેવું શૌર્યભરેલું જણાય છે! તેજસિંહના હાથમાં ચળકતી તલવાર છે તેણેજ યુદ્ધનો આરંભ કર્યો છે. જૂવો, જૂવો! જાણે પ્રચણ્ડ સૂર્યદેવ, સર્વને બાળી ભસ્મ કરવા માટેજ યુદ્ધમાં ઉતર્યા છે. સ્હામે ઉભેના યોદ્ધાઓ એવુંજ અનુમાન કરવા લાગ્યા છે. તેમની છાતી થડકવા લાગી છે વીર યોદ્ધાઓ હોવા છતાં પણ જયની આશા નથી. યુદ્ધ શરૂ થયું. રણભેરી વાગવા લાગી. યોદ્ધાઓના શરીરમાં નવું બળ આવ્યું. ચારે દિશામાં મારામારી અને કાપાકાપી થવા લાગી નર રક્તવડે પૃથ્વિ ઉપર પ્રવાહ ચાલવા લાગ્યો. વિજયસિંહ અને સેનાપતિ, ચતુરાઇથી તલવાર ચલાવવા લાગ્યા. અને તેજસિંહ! તે તેજસ્વી યુવક યુદ્ધમાં એટલો બધો ઉન્મત્ત થયો છે કે તેને બીજું ભાન જ નથી. તેની તલવારનો એક પણ ઘા ખાલી જતો નથી. કાળની જીભ જેવી તલવારનો ઘા પડતાંજ પંજાબરાજના યોદ્ધાઓ ધડાધડ પૃથ્વી ઉપર પડવા લાગ્યા છે. સમુદ્ર જેવી વિશાળ સેનામાં જાણે તે તરતો હોય તેમ જણાય છે. જાણે ખેતરમાં કોઈ પુરૂષ ઘાસ કાપી રહ્યો હોય તેમ દુશ્મનના લશ્કરને કાપી રહ્યો છે. કેટલાક સિપાહીઓ તો તેનું તેજ જોઈનેજ જમીન ઉપર ગબડી પડે છે ત્હેના સ્હામુ જે કોઈ આવે છે તે કાળના મ્હોંમાંજ જતો જણાય છે. સઘળા સિપાહીઓ ત્હેને સાક્ષાત્ યમરાજ સ્વરૂપ જ જાણે છે! પંજાબરાજના લશ્કરમાં હાહાકાર થઈ રહ્યો છે. સઘળા વિસ્મય પામ્યા છે. ઘણા સિપાહીઓ કપાઇ ગયા છે. ઘણાં ઘાયલ થયા છે.

તે જાણતાં જ સેનામાં ન્હાસભાગ થઇ રહી છે. સઘળા ત્રાહિ ત્રાહિ કરતા રણમાં ભગ કરી જીવ બચાવે છે. તત્ક્ષણાત સાધનસિંહ તેજસિંહના સ્હામે આવી પહોચ્યો. તેણે કહ્યું. "રે દુષ્ટ ! આજે જોઉં છું કે ત્હારા જેવા તપસ્વીના શરીરમાં કેટલુ બળ છે ! આજે તું મ્હારા હાથમાંથી છૂટી શકશે નહિં. ત્હારા ઇષ્ટ દેવતાનું સ્મરણ કર " તેજસિંહ સાધનસિંહને પોતાના સ્હામે આવેલો જોઇને ઘણો ખુશી થયો. તેણે કહ્યું: " અત્યાર સુધી માત્ર નબળા મનુષ્યો ઉપર મે હથીઆર ચલાવ્યા છે. હવે તું બળવાન આવ્યો છે. પણ યાદ રાખજે કે તું જીવતો જઈ શકશે નહિ. ' એટલું કહીને તેણે તલવાર ચલાવી. યુદ્ધકુશળ સાધનસિંહે પણ તલવાર ચલાવી. બન્ને સમાન વીર યોદ્ધા હતા. કોઇ કોઇને હરાવી શકતો નથી. તેજસિંહે તપોવનમાં યુદ્ધશિક્ષણ મેળવ્યુ હતું તેણે યુક્તિથી સાધનસિંહના ઘોડા ઉપર તલવાર મારી ઘોડાના બે કટકા કરી નાંખ્યા. સાધનસિંહ ક્ષત્રિય વીર હતો. ઘોડો જમીન ઉપર પડયો, છતાં તે જમીન ઉપર ઉભો ઉભો જ યુદ્ધ કરવા લાગ્યો. તલવારના ફરવાથી કાન બ્હેરા થવા લાગ્યા. તેજસિંહે લાગ જોઇને સાધનસિંહનું માથું છેદી નાંખવાને કુદકો માર્યો. તેજ ક્ષણે કોઈ એક તેજસ્વી, જટાજુટધારી, મહાપુરૂષ બન્નેની વચમાં આવી ઉભા. બે હાથવડે બન્નેને અટકાવ્યા. મહાત્માએ કહ્યું: " વત્સ ! શાન્ત થાઓ. ભ્રાતૃવિરોધ કરવો ઉચિત નથી. " સઘળા આ બનાવ જોઇ આશ્ચર્ય પામ્યા. આવા રણ મેદાનમાં, મારામારી અને કાપાકાપીની વચમાં, એક દેવાધિદેવ ઋષિનું અકસ્માત આવવું સર્વને ચમત્કારિક થઈ પડયું. સઘળા આશ્ચર્ય પામ્યા અત્યાર સુધી તેજસિંહ ઉન્મત્તની પેઠે યુદ્ધ કરતો હતો. પણ હમણાં મહાત્માના દર્શનથી એકદમ શાંત થઈ ગયો.

તેણે તલવાર વેગળી ફેંકી દીધી, અને મહાત્માને પગે લાગ્યો. તેને લજ્જા આવી, અને માથુ નીચુ કરી બે હાથ જોડી ઉભો રહ્યો. વાચક! શું ત્હમે આ મહાત્માને ઓળખી શકો છો? એજ આપણા ઋષિ સિદ્ધાંત દેવ! એજ આપણા તેજસિંહના પાળક પિતા. તેજસિંહને તપોવનમાં નહિ જોયો એટલે યોગબળવડે સર્વ બીના જાણી લીધી અને પછી જ યુદ્ધ ક્ષેત્રમાં આવી ઉભા રહ્યા છે. ઘણા દિવસની આશા તૃપ્ત કરવાને જ તેઓ અહિં આવી પહોંચ્યા છે. આજે ત્હેમના મનમા ઘણો આનંદ થયો છે. સિદ્ધાંતદેવ જાણે સાક્ષાત્ શાંતિની જ મૂર્તિ હતા. શાંતિમય યોગીના આવવાથી સમરાનલ શાંત થયો. શાંતિ! શાંતિ!! શાંતિ!!! ચારે દિશામાં શાંતિ પથરાઈ રહી છે. સર્વના હાથમાં તલવારો સ્થિર થઈ છે. સાધુ પ્રકૃતિ જેવા મહારાણા ભીમસિંહે મહાપુરૂષને જોઈ તેમના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા. સિદ્ધાન્તદેવ મહારાણા ભીમસિંહને ઓળખી શક્યા અને આશિર્વાદ આપતાં બોલ્યા: "વત્સ! પૂર્વની બીના યાદ છે કે? એક દિવસ સંસારના સુખનો ત્યાગ કરી ત્હેં જ વન ગમન કર્યું હતું કે? તું જ પુત્રની ઇચ્છા માટે જંગલમાં ભટકતો હતો કે? ત્હને યાદ છે કે મ્હેં જ ત્હને અનેક બોધદાયક વાક્યો કહીને આશિર્વાદ આપી આશ્વાસન આપ્યું હતું! યાદ છે કે મ્હેં જ ત્હારો સન્યાસી વેશ ત્યાગ કરવા અને ગૃહસ્થ ધર્મ ધારણ કરવા કહ્યું હતું તે! એક પુત્ર મેળવીને સુખી થયો છે, હમણાં ત્હને એક બીજો અસીમ બળ, પરાક્રમવાળો પુત્ર આપું છું. લે, તે લઇને સુખી થા." એટલુ કહીને તેજસિંહનો હાથ પકડી ભીમસિંહના હાથમાં મૂક્યો.

તેજસિંહે ઉચુ જોયું. તેણે જોયું કે સાક્ષાત્ સિદ્ધાંતદેવ પોતે

જ આ આ છે. તેજસિંહ સિદ્ધાંતદેવના ચરણમાં પગે લાગ્યો. મહારાણા ભીમસિંહે પણ મહાત્માના ચરણમાં પડી ચરણ રજ લીધી. સિદ્ધાંતદેવે ભીમસિંહને ઉઠાડ્યો અને કહ્યું: " વત્સ ! શોક કરશો નહિ. તમે મુસલમાન સાથે યુદ્ધ કરવા ગયા તે વખતે પક્ષમાતીનું જે ન્હાનું બાળક પારણામાં ઝુલતું હતું અને જેને તમે નષ્ટ થયલું જાણતા હતા તે જ આ બાળક, તે જ આ યુવક તેજસિંહ છે. મ્હેં ત્હેનું પ્રતિપાલન કર્યું છે. મ્હેં ત્હેને સર્વ વિદ્યાઓ શીખવી છે. સાહસ અને બળમાં તે અપૂર્વ છે. તે ત્હારૂં નામ રાખે તેવો થશે. તેથી જ મેં એનું નામ તેજસિંહ પાડ્યું છે. જા, તેને લઇને તું ત્હારા રાજ્યનું પ્રતિપાલન કર. ત્હારી મેવાડભૂમિનું રક્ષણ કર. " ભીમસિંહે હાથ જોડી માથું નમાવ્યું. તેજસિંહે માથું નમાવ્યું. સાધનસિંહે પણ માથું નમાવ્યું સિદ્ધાંતદેવે તેમને માથે હાથ મૂકી આશિર્વાદ આપ્યો. મહારાણા એક ચિત્તે સાંભળતા હતા. તેને પોતાનું ગુમાવેલું પુત્રરત્ન પુનઃ મળ્યું તેથી તેના હૃદયમાં આનંદ ઉછળી જાય છે. રાજા, મહારાજા અને સર્વે લશ્કર સ્થીર થઇને, હાથ, જોડીને ઉભું છે.

મહારાણાએ પુત્ર તેજસિંહને છાતી સાથે દબાવ્યો. અહા ! આ વખતે કેટલો આનંદ ! પુત્રની વિરહવ્યથા જેણે અનુભવી છે ત્હેને જ ખબર છે કે પુત્ર શોકથી હૃદય કેવું બળે છે ! સાધનસિંહે પોતાના બંધુને ઓળખ્યો. તેજસિંહે પણ પોતાના મોટા ભાઇને ઓળખ્યા પછી કહ્યું: " ભાઈ! ક્ષમા કર ! અજાણતાં જે થયું તે ક્ષમા કર ! ન્હાના ભાઈના દોષની ક્ષમા આપવી એજ મ્હોટા ભાઇનું કર્તવ્ય છે." તે સાધનસિંહને પગે લાગ્યો. સાધને ન્હાના ભાઇને છાતી સાથે દાબ્યો. તેનું મુખચુમ્બન કર્યું. સેનાપતિ

હમીરસિંહે આવી તેજસિંહને નમસ્કાર કર્યા. સમરસાગર, સુખ સાગરના રૂપમાં બદલાઈ ગયો.

મહારાણા ભીમસિંહના હૃદયમાં આજે આનંદની સીમા નથી. તેણે વિજયસિંહને પ્રણામ કર્યા અને કહ્યું: "આજે આપની કૃપાવડેજ હું મારા પુત્રરત્નને મેળવી શક્યો છું. નઠારૂં થાય છે તે સારા માટે જ. જેને દુઃખરૂપ જાણવામાં આવે છે તે પરિણામે સુખરૂપ નિવડે છે, તેનો મ્હને આજે અનુભવ થયો. ભગવાન જે કરે છે તે સારા માટે! પરંતુ મનુષ્યને વિશ્વાસ રહેતો નથી. આપનાં દર્શનથી મ્હને પરમ કલ્યાણ પ્રાપ્ત થયું. હવે શત્રુતા ભૂલી જાઓ. આવો, આપણે સર્વ આલિંગન કરીએ. સર્વ બંધુતાના એક સૂત્રમાં બંધાઇએ. આવો, આપણે સઘળા એકઠા થઇ મહાત્મા સિદ્ધાંતદેવનું આદરાતિથ્ય કરીએ."

સર્વે મહારાણા ભીમસિંહનું માન રાખતા હતા. સર્વે તેમનો આદરસત્કાર કરતા હતા. આજનો બનાવ જોઈ સર્વે મોહ પામ્યા હતા. અયોધ્યાપતિ વિજયસિંહે બે હાથ જોડી સિદ્ધાંતદેવને પ્રણામ કર્યા. તેમણે પણ મહારાણા ભીમસિંહની ક્ષમા માગી. પરસ્પર આલિંગન કર્યું. શત્રુ તે મિત્ર થયા રાજા વિજયસિંહે સર્વને કહ્યું: "કૃપા કરી સેવકનું ઘર પાવન કરો. મહાત્મા સિદ્ધાંતદેવની ચરણ રજથી હું અને મ્હારૂં રાજ્ય પવિત્ર થશે." મહારાણા ભીમસિંહે કહ્યું: "પ્રથમ સર્વ મ્હારા રાજમેહેલમાં ચાલો. રાણી પદ્માવતી તેજસિંહને જોઇ બહુ આનંદ પામશે. વિજયસિંહે કબુલ કર્યું. તે પોતાના લશ્કર સાથે ભીમસિંહની સાથે ગયો. આ સમાચાર ચારે દિશામાં ફેલાઇ ગયા. સઘળે આનંદ પ્રવર્તિ રહ્યો.



## પ્રકરણ અઠાવીસમું.

### ગુમાવેલું પુત્ર રત્ન.



પુત્ર, એ માતાપિતાની કેવી અમૂલ્ય વસ્તુ છે ? હેની ગેરહાજરીમાં માતાપિતાને કેટલું કષ્ટ થાય છે, તેનો બીજાને શો અનુભવ? તે માત્ર માતાપિતાજ જાણે છે. સંન્તાન એ હેમના હૃદયનું કેવું અમૂલ્ય ધન છે ? તે માતાપિતાજ જાણે છે. પુત્રના મુખનું દર્શન નહિં કરવાથી માતાપિતાને કેટલું હૃદય–વિદારક કષ્ટ થાય છે, તે વિરહી માતાપિતાજ જાણે છે. જેનો એકનો એક પુત્ર મરણ પામે છે તેને કેટલુ કષ્ટ થાય છે તે હેનેજ પૂછો. તેના સિવાય બીજું કોઈ વર્ણન કરી શકશે નહિ.

મહારાણા ભીમસિંહ, વૃદ્ધ ઉમ્મરે જે દુઃસહ દુઃખ ભોગવતા હતા અને પુત્ર શોકથી હૃદય બાળતા હતા તે આજે ભગવાનની કૃપા થતાંજ આનંદ કરે છે. આજે હેમનુ બળતું અંતઃકરણ શાંત થયુ છે, આજે હેમના હૃદયમાં સુખની લહરો ઉછળી રહી છે. ગુમાવેલુ પુત્રરત્ન મળવાથી આજે તે સુખના સરોવરમાં તરવા લાગ્યા છે.

ભાગ્યની વાત કોઇ કહી શકતું નથી. સંસારમાં કોના ભાગ્યમાં કયારે સુખનો ઉદય થશે અને ભાગ્ય આકાશ, ક્યારે દુઃખના અંધકારમાં અંધકારમય થશે તે કહેવાને કોઈ શક્તિવાન નથી. ભવિષ્યવેત્તા

જોશીઓ ગમે તેટલો અહંકાર કરે તોપણ તે વ્યર્થ છે. ગમે તેટલા રૂપિયાના ઢગલા લઈ જન્માક્ષરો જૂવે તોપણ તે વ્યર્થ છે. કેટલાક વિદ્વાન જોશીઓ જન્માક્ષર ઉપરથી ભવિષ્યની કાંઇ ઝાંખી રૂપરેખા આંકી શકે છે પરંતુ તે નિશ્ચય નહિંજ. જો ભવિષ્યવેત્તા જોશીઓ સાચુંજ ભવિષ્ય કહેતા હોય તો તેમને પોતાને નના પ્રકારના દુઃખ વખતે આંસુ કાઢતા જોઇએ છીએ તેમ થાય નહિ! મનુષ્યના જન્મ વખતે વિધાતાએ જે જે વાતો ભાગ્યમાં લખી છે તે થવાનીજ છે. છતાં અધીરાં માણસો જોશીઓને ત્યાં અથડાઇ અથડાઇ પૈસાનું પાણી કરી નંખે છે! આજે જેને સુખી જોઇએ છીએ તે કાલે દુ:ખી જણાય છે. આજે જેને ઉતરેલે ચ્હેરે અને ફાટેલે લુગડે ફરતાં જોઇએ છીએ તે કાલે હસને ચ્હેરે, રાજરાજેશ્વર થઇ ફરતા જણાય છે એકજ મનુષ્યની એવી અવનવી સ્થિતિ જોઇ મનુષ્યો આશ્ચર્ય પામે છે. વિધાતાનું કામ જ એવું છે કોઇને હસાવે છે, કોઇને રડાવે છે. વિધાતાની લીલા, ભ્રમિત ચિત્તનાં માણસો જાણવા છતાં જાણતાં નથી સુખીને દુ:ખી કરે છે દુઃખીને સુખી બનાવી દે છે વિધિની લીલા નહિં જાણવાથી જ મનુષ્યો ચિન્તાની અગ્નિમાં જરજરિત થાય છે. તેઓ ભગવાનની માયા જાણવા છતાં સુખમાં, દુ:ખમાં ભગવાનના ચરણનું સ્મરણ કરતાં નથી. અજ્ઞાન મનુષ્યો પોતાનું ભાગ્ય ભગવાનનાં ચરણ કમળમાં અર્પણ કરતાં નથી, પરંતુ અમૂલ્ય સમય ચિન્તામાં નષ્ટ કરે છે. એજ ત્હેમની મૂર્ખતા! એ જ ત્હેમના દુ:ખનું કારણ!

અધર્મની રીતે વર્તવું, અધર્મને માર્ગે જવું, એ સ્હેલું હોવા છતાં પરિણામે તે ભયંકર ફળ આપે છે. અધર્મી માણસો અધર્મા-

ચરણ કરીને પ્રથમ તો સુખ જૂવે છે, પ્રથમ તો ત્હેમને આનંદજ થાય છે; પરંતુ પરિણામે તેમાંથી દુ:ખજ ઉપજે છે. ધર્માચરણ આચરતા મનુષ્યોને પ્રથમ બહુ દુઃખ વેઠવું પડે છે, પરંતુ પરિણામે ત્હેમને સુખ અને શાંતિજ મળે છે. ધૈર્ય અને ઇશ્વર ઉપર આસ્થા રાખનાર જીવાત્માઓને ધર્મમાંજ સુખ મળે છે. કળિયુગના ઘણા જીવો સુખની આશામાં ને આશામાં અનેક પ્રકારના પાપકર્મો કરી બેસે છે. જ્યારે કેટલાક ધર્માત્માઓ ધર્મના માર્ગમાં ગમે તેટલા કાંટા વાગવા છતાં, ગમે તેટલાં દુ:ખો સહન કરવા છતાં, તે રસ્તેથી વેગળા ખસતા નથી. કેટલાક જીવો, ધર્મને માર્ગે જતાં દુ:ખ પામે છે, તેથી ધૈર્ય રહેતું નથી, એટલે અધર્મના માર્ગમાં પડે છે, અને તેમ કરીને આલોક અને પરલોકનાં સુખોથી ભ્રષ્ટ થાય છે. પરંતુ ધૈર્યવાળા, આસ્થાવાળા જીવો, ગમે તેટલાં દુઃખ સહન કરીને પણ ધર્મમાર્ગેજ જાય છે, અને તેથી પરિણામે સુખજ મેળવે છે. મ્હોટા મ્હોટા ધર્મપ્રચારકો, પરમાર્થી મહાત્માઓને પ્રથમ ઘણાં દુ:ખ પડયાં છે, પરંતુ પરિણામે તે માર્ગ સુખકર થઇ પડયો છે. શાસ્ત્ર, ઇતિહાસ, પુરાણુમાંથી ત્હેનાં અનેક ઉદાહરણો મળી આવે છે.

ધર્મમાં આસ્થા સ્થાપન કરીને, ધૈર્ય ધારણ કર્યું હતું તેથીજ ધર્મરાજ યુધિષ્ઠિરે અનેક દુ:ખ વેઠવા છતાં પરિણામે સુખ ભોગવ્યું હતું. મહાપુરૂષ નળ રાજાએ અનેક દુ:ખ વેઠયા પછી સુખ ભોગવ્યું હતું. આપણા ધાર્મિક મહારાણા ભીમસિંહના દુ:ખી ભાગ્યનું પરિવર્તન કેવું સુખરૂપ નિવડયું છે તે વાચક પોતેજ જાણી લેશે. તેથીજ કહેવામાં આવે છે કે સુવિમલ સુખ ભોગવવાની ઇચ્છા રાખનાર મનુષ્યોએ ધર્મપૂર્વક વર્તવું. ધર્મ એ જ અત્યન્ત સુખ આપનાર છે. ધર્મમાંજ મનુષ્યોને નિર્મળ આનંદ મળે છે.

મહારાણા ભીમસિંહ, પોતાના બન્ને પુત્રો તથા પરિષદ્દ વર્ગ સાથે સિદ્ધાંતદેવની સેવા કરતા કરતા લાહોરના પોતાના રાજ મહેલમાં ગયા. ચારે દિશામાં આનંદદુન્દુભિ વાગવા લાગ્યાં મહારાણાએ સિદ્ધાંતદેવને પોતાના રાજસિંહાસન ઉપર બેસાડી પોતે તેમના પગ આગળ બેઠા. સાધનસિંહ અને તેજસિંહ, મહારાણાની બન્ને બાજુએ ઉભા રહ્યા. બીજા રાજકર્મચારીઓ અને પરિવાર વર્ગ યોગ્ય સ્થાને બેઠા. આ વખતની રાજસભાનાં દર્શન કરતાંજ એવું ભાન થતું કે જાણે અમરધામમાં ઇન્દ્રસભા ભરાઈ છે. અથવા સ્વયંભૂ ભોળાનાથ જાણે સિદ્ધાંતદેવના રૂપમાં કૈલાસ છોડી મર્ત્યલોકમાં આવી, ધાર્મિક મહારાણા ભીમસિંહને આશિર્વાદ આપી રહ્યા છે. રાજાના આનંદ વડેજ પ્રજાને આનંદ છે. મહારાણાના ભાગ્યનું આવું પરિવર્તન જોઈ, પ્રજાજનોએ જયનાદ કરી, ચારે દિશા ગજવી મૂકી.

સિદ્ધાંત દેવે સિંહાસન ઉપર બેઠા પછી સર્વેને બેસવા આજ્ઞા કરી, અને મહારાણાને કહ્યું "વત્સ ! પુત્ર શોકમાં દુઃખી થયલી રાણીને આ શુભ સમાચાર કહી આવ."

ભીમસિંહે સન્યાસીની આજ્ઞા માન્ય કરી. તેઓ અન્તઃપૂરમાં ગયા. સિદ્ધાંતદેવે, સભામાં બેઠેલા રાજાઓ સાથે ધર્મચર્ચા કરવા માંડી.

ભીમસિંહ અંતઃપૂરમાં ગયા કે તુરત જ બન્ને રાણીઓ તેમની પાસે આવી યુદ્ધની વાત પૂછવા લાગી. તેમને ખબર નહતી કે આજના યુદ્ધમાંથી તેમને પોતાનું ગુમાવેલું અમૂલ્ય રત્ન મળ્યું છે. મહારાણાએ રાણીઓને કહ્યું "આ વખતે યુદ્ધ શરૂ થતાંજ જય

લાભ થયો છે. તેના ઇનામ તરીકે તમારો જીવન પ્રાણ–ગુમાવેલું પુત્ર રત્ન, તમને લાવી આપ્યું છે. વૃદ્ધાવસ્થામાં મ્હારા ભાગ્યમાં આવું સુખ ભોગવવાનું લખ્યું હશે તે હું જાણતો નહતો. ઘણા દિવસથી ગુમાવેલું, પારણામાનું ન્હાનું બાળક ફરીથી મળશે અને મ્હને "પિતા" કહીને બોલાવશે એવી આશા નહતી. ભગવાન સર્વ જીવોનું રક્ષણકર્તા છે તેમણે સિદ્ધાંતદેવના રૂપમાં મ્હારી મનોવાંચ્છના પૂર્ણ કરી છે આવો આપણે તેમના ચર્ણની રજ લઇએ. આવો. આપણે ત્હેમને પ્રણામ કરી પવિત્ર થઇએ. તે પરમ યોગી રાજસભામા વિરાજ્યા છે. ચાલો, આપણે તેમનાં દર્શન કરી કૃતાર્થ .થઇએ. "

રાણી સુશીલા અને પદ્‌માવતી આશ્ચર્ય પામ્યાં. અત્યારે તેમના હૃદયમાં જે આનંદ થતો હતો તેનું વર્ણન થઈ શકે એમ નથી. એમણે મહારાણાને બે હાથ જોડી પ્રણામ કર્યાં. એ સમયે સિદ્ધાંતદેવની આજ્ઞાથી સેનાપતિએ સાધનસિંહને અને તેજસિંહને લઈ અંતઃપૂરમાં પ્રવેશ કર્યો સેનાપતિએ કહ્યુ· "વીરપ્રસવિની મા પદ્‌માવતિ ! આ લ્યો, તમારા હૃદયનું ધન, તમારા દેહનું જીવન ! તમારૂં ગુમાવેલું પુત્ર રત્ન ! આ લ્યો, ત્હમારા હૃદયાકાશનો નિર્મળ ચન્દ્ર! આ તમારો ત્રીસ દિવસનો પારણુ માં ઝુલતો બાળક પુત્ર ! જેને માટે તમે આટલા દિવસ શોકસાગરમાં ડુબ્યાં હતાં, જેને માટે તમે જીવન્મૃત દશા ભોગવી કલેશ કરતાં હતાં તેજ પુત્ર ! દયામય, કરૂણાસિંધુ, ભગવાનની કરૂણાથી તેજ બાળક આટલા દિવસ જીવતો રહી, આરાવલ્લી પર્વતની અંધારી ગુહામાં પૂજ્યપાદ ઋષિવર સિદ્ધાંતદેવના તપોવનમાં પ્રતિપાલિત થઈ, યુવાન થયો છે.

ઋષિદેવે તમારા પુત્રને સર્વ વિદ્યા શીખવી હોંશીઆર બનાવ્યો છે. એનું અપૂર્વ બળ, કૌશલ્ય જોઇનેજ એનું નામ તેજસિંહ પાડયું છે. એનામાં માતાપિતાના સર્વ ગુણ જણાય છે. એ યુદ્ધવિદ્યામાં બહુ નિપૂણ છે. આટલા દિવસ સિદ્ધાંતદેવે એનું પ્રતિપાલન કર્યું છે હવે તમે તમારો પુત્ર લ્યો, અને જીવનનું સાર્થક કરો."

એટલું કહીને સેનાપતિએ તેજસિંહનો હાથ પદ્માવતિના હાથમાં આપ્યો. તેજસિંહ માત ને પગે લાગ્યો. પિતા અને સાધનસિંહને પગે લાગી તેમની ચર્ણરજ માથે ચ્હડાવી. પદ્માવતિએ પુત્રને કપાળે ચુમ્બન કર્યું, તેના સ્હામુ જોઇ રહી, અને નેત્રમાંથી હર્ષનાં આંસુ નિકળ્યાં. સુશીલાએ પણ હસતાં હસતાં તેને કપાળે ચુમ્બન કર્યું. તેને માથે હાથ ફેરવ્યો. અને કુશળ સમાચાર પૂછ્યા. મહારાણા પુત્રના મૂખ સ્હામું જોઈ રહ્યા.

સર્વ મનમજ વિચારવા લાગ્યાં કે: "કયા પુણ્યના બળ વડે આજે ગુમાવેલું પુત્રરત્ન ત્હેમને મળ્યું હશે? જે મળવાની સ્વપ્ને પણ આશા નહોતી, તેજ યુવક પુત્ર આજે મળી આવ્યો છે. ભગવાનની દયા થઈ છે." આજે પદ્માવતીને વિશેષ આનંદ થયો હતો. તે અંતઃકરણપૂર્વક પરમાત્માની પ્રાર્થના કરતી હતી. પુત્રના મુખ સ્હામું જોઇ રહી હતી.

અતિશય આનંદ થવાથી મનુષ્યને બાહ્યજ્ઞાન રહેતું નથી. હૃદયમાં આનંદનો પ્રવાહ વહેવાથી બીજા વિચારો તેમાં પ્રવેશ કરતા નથી. આટલી વાર સુધી તેને બીજો કાંઇ વિચાર થતો નહતો. હવે તે બોલી "પ્રભુ. ! મ્હારૂં હૃદય ધન, આટલા દિવસ તું કેવી સ્થિતિમાં રહ્યો હશે? બેટા! હું તને ત્રીસ દિવસનો પાર-

ણામાં મૂકી, ત્હારા પિતાના ઉદ્ધાર માટે યુદ્ધમાં ગઈ હતી. ત્હને દાસીને સોંપ્યો હતો. મ્હારા પ્રાણજીવન! તેજ પૂણ્યબળ વડે આજે ત્હને પુનઃ મેળવી શકી છું. ચાલ, બેટા! ત્હારા પ્રતિપાલક સિદ્ધાંત-દેવનાં દર્શન કરાવી કૃતાર્થ કર."

જન્મદાતા માતાના મીઠા શબ્દો સાંભળી તેજસિંહે કહ્યું: "મા! તેને જોયાથી આશ્ચર્ય શું છે? તે આપણને કૃતાર્થ કરવાને તો રાજસભામાં બેઠા છે. પિતાની આજ્ઞા લઇને તેમનાં દર્શને ચાલો. મા! તે યોગીશ્વર છે, મહાપુરૂષ છે. મહાદયાળુ છે, મહાજ્ઞાની છે, મહાપવિત્ર છે, તેમના આશિર્વાદથી પ્રાણી માત્રનું કલ્યાણ થાય છે."

તેજસિંહના મુખમાંથી "મા" શબ્દ સાંભળતાજ પદ્માવતિના હૃદયમાં અતિશય આનંદ થયો. ખોવાઈ ગયલો પુત્ર આજે પદ્માવતિને "મા" કહે છે. પદ્મા તે સાંભળી અતિ આનંદ પામે છે. આજે પદ્માને કેટલો આનંદ થાય છે તેનું વર્ણન કોણ કરી શકે એમ છે?

ઘણો વખત થયો છે મહારાણા અંતઃપુરમાંથી સભામાં ગયા છે. સેનાપતિ અને સાધનસિંહે મહારાણાની આજ્ઞા લઇને રાજન્ય વર્ગ માટે જમવાની વ્યવસ્થા કરી છે. ઋષિ સિદ્ધાંતદેવ માટે નાના પ્રકારનો ફળાહાર તૈયાર થયો છે. મહારાણાએ બે હાથ જોડી ત્હેમને અંતઃપુરમાં પધારવાની પ્રાર્થના કરી, અંતઃપુરમાં રત્ન, હિરા, મોતીથી જડેલ એક કિમતિ સિંહાસન ઉપર ઋષિજી બિરાજ્યા છે. ત્હેમના સ્હામે સર્વ ફળાહાર મૂક્યો છે. ઋષિજીએ પોતાના ઇષ્ટ દેવતાનું સ્મરણ કરી ફળાહાર કર્યો અને સેનાપતિ અને સાધનસિંહે પણ રાજન્યવર્ગને જમાડ્યા. યોગીશ્વર સિદ્ધાંતદેવના પધારવાથી રાજમેહેલમાં

મ્હોટી ધામધુમ થઈ રહી છે. મેહેલમાં ન્હાનાં મ્હોટાં સર્વે આનંદમાં છે. સૌ કરતાં રાણી પદ્માવતીનો આનંદ વર્ણવી શકાય તેમ નથી. આજે ત્હેને ગુમાવેલો પુત્ર મળ્યો છે. જાણે આજે કૌશલ્યા માતાને બાર વર્ષ વનવાસ પામેલા રામચન્દ્રજી મળ્યા છે. માતાના હૃદયમાં અનિવાર્ય આનંદ પ્રવાહ વહી રહ્યો છે.

રજની દેવી પણ ઋષિવરનાં દર્શન કરવા અધીરી થઈ હતી. તે પણ આજના આનંદમાં ભાગ લેવાને ધીમે ધીમે પૃથ્વી તલ ઉપર ઉતરવા લાગી. શુક્લાંબર ધારણ કરીને, તારાનો હાર પહેરીને, રજની દેવી જાણે હસવા લાગી. રાત્રિને સમયે મહારાણાના મહેલમાં દરબાર ભરાયો અયોધ્યાપતિ વિજયસિંહે સિદ્ધાંતદેવના દેખતાંજ તેજસિંહ સાથે પોતાની કન્યાનો વિવાહ કરવાની મહારાણાને પ્રાર્થના કરી સભામાં બેઠેલા સઘળા મનુષ્યોએ હા કહી. વિજયસિંહની માગણી સાંભળી સિદ્ધાંતદેવે પણ અનુમોદન આપ્યું. જ્યારે સિદ્ધાંતદેવની હા થઇ તો પછી બીજા કોની મગદુર છે કે તે ના કહે! ત્યાર પછી કોઇની ના રહી નહિ! સર્વેએ સિદ્ધાંતદેવની હામાં હા મેળવી પ્રાચીન સમયે, અમારા દેશમાં એક એવો રિવાજ હતો કે બાળકો પ્રથમ ગુરૂને ઘેર વિદ્યાભ્યાસ કરતા. બ્રહ્મચર્યના સર્વે નિયમો શિખતા, અને ત્યાર પછી ગૃહસ્થાશ્રમી થતા. આ નિયમને લીધે કોઇ પણ ગૃહસ્થાશ્રમીને સંસારનો ત્રાસ દુખ આપી શકતો ન હતો. અને અનેક પ્રકારના ક્લેશ-કંકાસ ભોગવવા પડતા નહોતા. કુમાર તેજસિંહ આપણા આર્યોના પ્રાચીન નિયમ પ્રમાણે બ્રહ્મચારી હતો. ગુરૂને ઘેર અનેક વિદ્યાઓ શિખ્યો હતો. હવે તે સંસારી થવા યોગ્ય થયો છે.

અયોધ્યાપતિ વિજયસિંહની કન્યા યામિનિ સાથે તેજસિંહનો વિવાહ નક્કી થયો. થોડા દિવસમા લગ્ન થશે.

ભીમસિંહે બે હાથ જોડી સભાજનોને કહ્યું "જ્યારે મ્હારા પૂજ્યપાદ ગુરૂદેવે, તેજસિંહનુ પ્રતિપાલન કર્યું છે ત્યારે તે વાસ્તવિક રીતે ત્હેમનો પણ પુત્ર છે. જન્મદાતા અને વિદ્યાદાતા એ બન્ને પિતા ગણાય છે. ગુરૂદેવે મ્હારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. તેમની ઇચ્છા છે ત્યારે હું તેજસિંહના લગ્ન યામિનિ સાથે કરવાને ખુશી છું. તેમ છતાં મ્હેં સાભળ્યુ છે કે યામિનિની સાથે પંજાબ રાજકુમાર સંગ્રામસિંહનો વિવાહ થવાની વાત નક્કી થઇ છે. સંગ્રામસિંહ પણ મ્હને પરમપ્રિય છે. એ વિવાહનું શું કરવું તે હવે નક્કી કરવું જોઇએ."

મહારાણાની વાત સાંભળી વિજયસિંહે કહ્યું: 'મહારાજ! એ માટે ચિન્તા નથી. મ્હારા ભાઇની પુત્રી "અનુપમા" સાથે તેમનાં લગ્ન કરાવી આપીશ. તે કન્યા જેવી રૂપમાં લક્ષ્મી સ્વરૂપ છે તેજ પ્રમાણે ગુણમાં સરસ્વતિ જેવી છે." આ શબ્દો સાંભળતંજ સભામાં બેઠેલા સર્વે જનોએ વિજયસિંહને ધન્યવાદ આપ્યો. તેજસિંહ અને સંગ્રામસિંહનાં લગ્ન ઠર્યાં. શુભ દિવસ નક્કી થયો. અંતઃપૂરમા આ સમાચાર કહાવ્યા. સર્વના આનંદમાં વૃદ્ધી થઇ. પદ્માવતીના આનંદનો પાર રહ્યો નહિં. અત્યાર સુધીમાં ત્હેને આવો આનંદ થયો નહતો. રાત્રિ વધારે થવા લાગી. સર્વે નિદ્રાદેવીના સ્નિગ્ધ રાજ્યમાં વિશ્રામ લેવા લાગ્યાં.

## પ્રકરણ ઓગણત્રીસમું.

### તેજસિંહનાં લગ્ન.



મનુષ્યના જીવનમાં લગ્ન સમાન આનંદ નથી. અન્ય જાતિઓના લગ્ન કરતાં હિંદુઓનું લગ્નકાર્ય ઘણું આનંદદાયક છે. આટલું બધું ધન હિંદુઓ બીજા કોઇ પણ કામમાં ખર્ચતા નથી. આવો આડમ્બર પણ તેઓ બીજા કોઇ પ્રસગે કરતા નથી બે અપરિચિત પ્રાણને એક સૂત્રમાં બાધી આપવા એજ લગ્ન-વિધાન કહેવાય છે. બે પ્રાણ એકઠા મળીને -એકત્ર થઇને જગતનાં દરેક કાર્યો કરે એજ વિવાહનું પ્રયોજન કહેવાય છે. પારકુ માણસ પોતાનું થય એવુ બીજું કોઇ બન્ધન જગતમાં નથી. પારકાને પોતાનું કરવા માટે જ લગ્નનું બંધન બાંધવામાં આવે છે. તેથી જ એકના પ્રાણને બીજાના હૃદય સાથે પ્રતિજ્ઞાની પવિત્ર દોરીથી બાંધવામાં આવે છે, એક બીજા સાથે પ્રેમનાં બંધનથી બાંધી દેવામાં આવે છે. આવું પ્રેમબંધન એજ વિધાતાની સૃષ્ટિ-તત્ત્વનું આદિ અને મૂળ કારણ છે. પતિ પત્નીમાં એકતા થાય, તે બન્નેનાં હૃદય એક બીજા ઉપર અતિશય પ્રેમ રાખે અને એક બીજાને રાજી રાખવા બનતા પ્રયત્નો કરે, એજ વિધાતાની રચના છે. જો એવું પ્રેમબન્ધન ના હોત તો ભગવાનના આવા વિશાળ વિશ્વ રાજ્યનો વિસ્તાર થાત નહિં, નિયમ રહેત નહિં, સુખ, સંતોષ અને આનંદ રહેત નહિ ! સ્ત્રી પુરૂષનું મિલન

થવું અને પરસ્પર દિવ્ય પ્રેમ વધારવો એજ સંસારનું લક્ષ્ય છે. બ્રહ્મચારી તરુણ પુરૂષને એક પતિવ્રતા, સાધવી, સુલક્ષણી યુવતિ મળે અને તે બન્ને શાસ્ત્રના નિયમો પ્રમાણે ગૃહસ્થાશ્રમ ચલાવી સંસારને દેદિપ્યમાન કરે એજ તેમને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ નામના ચાર પદાર્થ આપે છે એટલા માટે જ હિંદુ સંસારમાં વિવાહના બન્ધનનું વિશેષ પ્રયોજન છે લગ્ન એ માત્ર કામી જનોના કામની શાંતિનું વિધાન નથી, લગ્ન એ માત્ર સંતાનની ઉત્પત્તિ કરવાનો સંબંધ નથી, લગ્ન એ કન્યાને ધનવાનોની દાસી બનાવનાર ક્રિયા નથી, લગ્ન એ ધનવાન કન્યાના હાથમાં, ગરિબ વરનું ભાગ્ય વેચનાર ગુલામી ખત નથી. લગ્નનો ઉદ્દેશ, મહાન પવિત્ર છે. લગ્નનું બંધન એ મહાન પવિત્ર બંધન છે. યોગ્ય યુવક યુવતિનાં લગ્ન એ સંસારમાં સ્વર્ગ બનાવી આપે છે. અને પતિ પત્નીને અનંત સુખ સાગરમાં આનંદ કરાવી અન્તે તે મહાન જગદીશ્વરના અમર ધામમાં લઇ જનાર ક્રિયા છે. આજ કાલ તે ક્રિયા કેવી વિચિત્ર થઈ ગઇ છે! તે ઢીંગલા ઢીંગલી પરણાવનાર કે વગર વિચારે ગમે તે યુવકની સાથે ગમે તે બાળાને પરણાવી દેનાર અજ્ઞાન માતાને ખબર છે! હિંદુ શાસ્ત્રમાં લગ્નનું મહત્વ સવિસ્તર વર્ણવ્યું છે. તેમાં કહ્યું છે કે લગ્ન એ આલોક અને પરલોકનું સાધન વિધાન છે. લગ્ન એ જીવતાં જીવન્મુક્ત અને અવસાન થતાં મોક્ષધામ મેળવવાની પવિત્ર ધર્મક્રિયા છે.

આજે તેજ અતિ મ્હોટી જવાબદારીથી ભરેલા, પ્રેમબંધનમાં બંધાવાને અમારો તેજસિંહ તૈયાર થયો છે. તે બ્રહ્મચારી છે. સર્વે વિદ્યાકળા શીખ્યો છે. અયોધ્યાપતિ વિજયસિંહની સુલક્ષણા, પતિ-

ગતા કન્યા યામિનિની સાથે ત્હેનાં લગ્ન થવાનાં છે. બન્નેનાં હૃદ-
યમાં પવિત્ર પ્રેમના અંકૂરો ફુટયા છે. લગ્ન થયા પછી તે પ્રેમ-
વિકાસ પામશે, તેને સારાં ફળો થશે. આજે મહારાણાના મેહેલની
શોભા વધી છે, મેહેલને અનુપમ સામગ્રીથી શણગાર્યો છે. જે સ્થળે
દ્રષ્ટિ ફેરવશો તે સ્થળે નયનાનંદ વસ્તુઓ જણાશે. રાજમહાલયના
સિપાહીથી તે મહારાણા પર્યંત સર્વ મનુષ્યોએ સુંદર પોષાક ધારણ
કર્યો છે. રાજમાર્ગમાં સુંદર ફુલનાં તોરણો તથા ધ્વજા, પતાકા બં-
ધાઇ ગયાં છે. મહારાણાનો પંજાબનો મેહેલ આજે હસી રહ્યો છે.
પંજાબના રાજકુમાર સંગ્રામસિંહનાં પણ લગ્ન હોવાથી તે રાજ-
મેહેલ પણ અપૂર્વ શોભા વિસ્તારી રહ્યો છે. બે લગ્ન હોવાથી
પંજાબમાં આજે આનંદ ઉત્સવ થઇ રહ્યો છે. અયોધ્યાપતિ વિજય-
સિંહ પોતાની કન્યા યમિનિ અને ભાઇની પુત્રિ અનુપમાને લઈ
પંજાબ આવી પહોંચ્યો છે અને તેમનાં પવિત્ર લગ્ન થશે. આજે
ચાર પ્રાણીઓ લગ્નનાં પવિત્ર બંધનમાં બધાશે.

ધીમે ધીમે સન્ધ્યા સમય થયો. રાજમેહેલ ઉપર દિપમા-
ળા પ્રકટી. અંધકારનો નાશ થયો લગ્નની શુભ ઘડી આવતાં જ
સિદ્ધાંતદેવે મહારાણાને વરયાત્રા કહાડવાનું કહ્યું. મહારાણા પોતાના
જાનૈયા સાથે લઈ, સિદ્ધાંતદેવ સહિત કન્યાના મંડપ આગળ જઇ
પહોંચ્યા. બીજી બાજુએ સંગ્રામસિંહ પણ આવી પહોંચ્યો. અનેક
પ્રકારનાં વાજીંત્રોનો મધુર સ્વર કાનને તૃપ્ત કરવા લાગ્યો. રાજમ-
હિલાઓ મંગળ ગીત ગાવા લાગી. ચારે દિશામાં આનંદની ધૂમ
મચી રહી.

વિજયસિંહે સિદ્ધાંતદેવની આજ્ઞા લઇને પ્રથમ પોતાની કન્યા

યામિનિનો તેજસિંહ સાથે હસ્તમેળાપ કરાવ્યો. ત્યાર પછી સંગ્રામ સિંહ સાથે અનુપમાનો હસ્તમેળાપ કરાવ્યો. સભાજનોમાં આનંદ પથરાઇ રહ્યો સઘળાંએ શુભ આશિર્વાદ આપ્યા. સિદ્ધાંતદેવે પણ બન્ને વરકન્યાને શુભાશિર્વાદ આપ્યા. લગ્ન થઈ ગયાં. યામિનિ અને તેજસિંહ તથા સગ્રામસિંહ અને અનુપમાને જુદા જુદા શયા ભવનમાં મોકલી દીધાં.

મનુષ્યો ગમે તેટલાં આનંદનાં કામ કરે પણ સૌથી પહેલાં જમવાની વ્યવસ્થા કરવામાં આવે છે. જમવાની વ્યવસ્થા થાય નહિં તો દરેક કામ સારૂં થતું નથી. તેથી જ અમારાં દરેક કામમાં બ્રહ્મ ભોજન અને જ્ઞાતિ ભોજન કરાવવામાં આવે છે. અનેક મનુષ્યો જમીને સંતોષ પામે એના જેવો બીજો આનંદ કયો? જેમણે અનેક મનુષ્યોને ભોજન આપ્યું છે તેજ ઉદાર મનુષ્યોને ખબર છે કે જમાડવાથી કેટલો આનદ થાય છે! જેઓ કૃપણ છે તેમને એ આનંદનો વિચાર આવશે નહિં. સંતાનનું મુખ જોઈ પુત્રવતિ માતાને કેટલો આનદ થાય છે તે વંઝા સ્ત્રીને શી રીતે ખબર પડે!

લગ્નના ઉત્સવમાં આવેલાં સર્વે મનુષ્યો જમી પરવાર્યા. મિષ્ટાન્ન ભોજન જમી સર્વ સંતોષ પામ્યાં અને પોતપોતાને ઘેર ગયાં. આખી રાત ભોજન કાર્યમાં વીતિ ગઇ. પ્રાતઃકાળ થતાં જ વિજયસિંહ કન્યા વળાવવાના કામમાં ગુંથાયો. કિમતિ વસ્ત્રાલંકાર આપી વરકન્યા વિદાય કર્યા. આટલા દિવસ પ્રતિપાલન કર્યા પછી, હૃદયનું ધન યામિનિ આજે પારકા ઘરનો આનંદ વધારવા ગઇ. આટલા દિવસ લાડકોડમાં ઉછરેલી, સ્વતન્ત્રતાપૂર્વક વર્તતી, પિતામાતાના માયાના બંધનમાં બંધાયલી એકની એક પુત્રી યામિનિ આજે પારકાની થઇ.

કન્યા રત્નનો વિવાહ થતાં જ પિતાના ગોત્રમાંથી નિકળી પતિના ગોત્રમાં પ્રવેશ કરે છે. તેથી હિંદુ શાસ્ત્ર પ્રમાણે પિતા માતાની એક પ્રકારની સગાઈ ઓછી થાય છે. તે દ્વારા પિતાનું કોઈ પણ કાર્ય થઈ શકતું નથી.

વિજયસિંહે ભીમસિંહને પોતાની કન્યાની ભળામણ કરી. મહારાણા ભીમસિંહે પોતાના વ્હેવાઈ વિજયસિંહને નાનાવિધ મધુર વાક્યો કાઢી આશ્વાસન આપ્યું. સર્વ પોતપોતાના રાજભવન તરફ ચાલ્યાં. સંગ્રામસિંહ પણ અનુપમાને લઈ પોતાના મહેલ તરફ ગયો. જોતજોતામાં લગ્ન જેવો શુભ સમય ચાલ્યો ગયો.

મહારાણાએ પુત્રના વિવાહ પ્રસંગે અનેક ધન, રત્ન, અન્ન, વસ્ત્રનું દાન કર્યું. રંક જનોનાં દરિદ્ર મટાડી દીધાં. સર્વનો આશિર્વાદ લીધો. પૂર્વે સમયે અમારા દેશમા કોઇ રાજાને ઘેર શુભ સમય આવતાં અનેક દુઃખી દરિદ્રીઓના દુઃખ દારિદ્રય ઓછાં થતાં, પ્રજાનાં કલ્યાણાર્થે અનેક કાર્યો સ્થપાતા, અનેક ભિક્ષુકોનું અને આશ્રિત જનોનું કલ્યાણ થઇ જતું. તે વખતે રાજાઓના ભણ્ડાર ભરપૂર હતા આજે અમારા દેશી રાજાઓની સ્થિતિ બદલાઇ ગઇ છે. તેમની વિદ્યા પદ્ધતિ બદલાઇ ગઇ છે. આજે તેમનાં મન તેટલાં ઉદાર નથી. આજે દુઃખી દરિદ્રીઓનાં દુઃખ દારિદ્ર જતાં નથી. આશ્રિત પ્રતિપાલિત જનો ઉપર તેમને તેટલો પ્રેમ નથી. તે વખતની અને આજની સ્થિતિમાં આસમાન જમીન જેટલો ફેરફાર થઇ ગયો છે!

રાણી પદ્માવતિને પુત્ર મળ્યો ત્યારે આનંદ થયો હતો. આજે પુત્રવધૂ મળતાં બેહદ આનંદ થયો. ઘરમાં વહુ જોવાની કોની

ઇચ્છા થતી નથી. પણ વહુને સુખી સંતોષી રાખવી એ આજે ઘણી સાસુઓને આવડતું નથી. આજે તો વહુ ઘરમાં આવી ત્યારથી સાસુ પોલીસ ઇન્સ્પેકટર જોઇ લેવી! અને નણંદ ડિટેકટીવ પોલીસ જોઈ લેવી! નણંદ ભાભીની ચાડી કરી જાય અને સાસુ વહુને ધમકાવી રાત દિવસ ત્હેનું લોહી શોષણ કરે, છોકરાને ચ્હડાવી બીચારી વહુનાં હાડકાં ખોખરાં કરાવે; એજ આવડે છે! આપણી પદ્માવતી તેવી નહતી. તેણે વહુ આવી ત્યારથી પોતાની પુત્રી પેઠે ત્હેને સુખ સંતોષ આપવા માંડયાં. વહુ આવતાં જ તેણે દુ:ખી દરિદ્રી સ્ત્રીઓને અન્ન વસ્ત્ર અને ધનનું દાન કર્યું, અને સર્વનો આશિર્વાદ મેળવ્યો.

રાણી સુશીલા પણ પુત્રવધૂને જોઈ આનંદ પામતી હતી. તેનું કારણ એ હતું કે બીજી સ્ત્રીઓની પેઠે તે પોતાની શોકયને દ્વેષની નજરે જોતી નહતી. પરંતુ પદ્માવતિને પોતાની બ્હેન જેવીજ ગણતી હતી. પદ્માવતિના પુત્રને પોતાનાજ પુત્ર પેઠે ગણતી હતી. તેથી તેના આનંદનો પાર ન હતો. દરેક કામમાં તેજ અગ્રેસર થતી અને પોતાનોજ પુત્ર પરણ્યો હોય તેટલો લ્હાવો લેતી! સુશીલા અને પદ્માવતી વચ્ચે કોઈ પણ દિવસ કલેશ કંકાસ થયો નહતો. બંને સંપીને રહેતી હતી. તેથીજ તેમને આજે આનંદ થતો હતો.

સુશીલા પોતાના પુત્ર સાધનસિંહ અને સરોજિનીને મેળવી સુખી થઈ હતી. આજે પદ્માવતિ પણ તેજસિંહ અને યામિનિને મેળવી સુખી થઇ. વાચક! તમે કહી શકશો કે આવા અતુલ સુખનું કારણ શું? વિચાર કરવાથી તમને જણાશે કે ધર્મ એજ આવા સુખનું કારણ છે.



# ઉપસંહાર.



પુત્રવિયોગી માતાને પુત્ર મળ્યો. એક મહિના સુધી સર્વે પંજાબમાં રહ્યાં પછી પોતાની રાજધાની ચિતોડમાં આવી પહોચ્યાં ધર્મના રાજ્યમાં શાંતિનો પ્રવાહ વહેવા લાગ્યો. પરમધાર્મિક રાજાના રાજ્યમાં મૂર્તિમંત શાંતિદેવી અને પવિત્રતાનો નિવાસ થાય તેમાં આશ્ચર્ય શું ? સૂર્યવંશી ચિતોડ અને મેવાડના રાજાઓ હમેશાં પ્રજાવત્સલ છે. એક સમયે તેઓનાં યશનાં કિરણો વિશાળ ભરતખંડની ચારે દિશામાં પ્રકાશી રહ્યાં હતાં. એક સમયે વિંધ્ય મેખલા, જાહ્નવી પ્રવાહિત આ પવિત્ર દેશમાં અસંખ્ય વીર સન્તાનોનો જન્મ થયો હતો. એક સમયે સમસ્ત ભરતખંડ દેશ તે વીર ક્ષત્રિયોના બળ પરાક્રમથી ધ્રુજી રહ્યો હતો એક સમયે તે બ્રહ્મચારી, ધર્મપરાયણ ક્ષત્રિય રાજાઓના પવિત્ર છત્ર નીચે સમસ્ત ભરતખંડ શાંતિની છાયા ભોગવતું હતું. એક સમયે મેવાડની પવિત્ર સ્વતંત્ર ભૂમિ, પોતાની કીર્તિમાળા વડે શોભાયમાન થઇ સર્વોન્નત થઈ હતી. એક સમયે તે બળ–બુદ્ધિશાળી ક્ષત્રિય રાજાઓએ ટેકને ખાતર પોતાના પ્રાણની દરકાર કર્યા વગર ભયંકર યુદ્ધો કર્યાં હતાં. એક સમયે મેવાડની ધર્મપરાયણા, સતી પતિવ્રતા, કૂલ કામિનિઓએ દેશ અને ધર્મનું રક્ષણ કરવા માટે યુદ્ધમાં જઈ વિજય લક્ષ્મી મેળવી હતી, એક સમયે તે પવિત્ર ક્ષત્રાણીઓએ પતિવ્રતપણાનું રક્ષણ કરવા બળતી ચિતામાં પડી જ્વલંત ઉદાહરણો મુક્યાં છે. તે વખતે તે વીરભૂમિની એવી દશા કેમ હતી ? હમણાં

તેની આવી દશા કેમ છે? તેનું કારણ માત્ર સ્વધર્મપરાયણ, પ્રજા-વત્સલ રાજાઓ નથી તેજ છે! જો કે હજુ ઉદેપુર, જયપુર જેવા મેવાડ મારવાડના કેટલાક રાજાઓ ધર્મપરાયણ છે, પરંતુ તેરમા સૈકા જેવા રાજાઓ નથી! તે વખતે જે ઉદારતા, ધર્મપરાયણતા, જે ધર્માનુષ્ઠાન અને જે અતિથિસત્કાર હતો તે હવે નથી! મનુષ્ય ધર્મના માર્ગમાંથી જેમ જેમ વેગળો જતો જાય છે તેમ તેમ તેની લક્ષ્મી અને કીર્તિ ઓછી થતી જાય છે. કેટલાક રાજાઓ સુધારાના પૂજારી થવા લાગ્યા છે. પ્રાચીન નીતિ, નિયમોને ઓછા કરવા લાગ્યા છે. એવો પણ એક સમય હતો કે જે વખતે પરદેશી લોકો ભરતખંડમાં આવી દર્શન, વિજ્ઞાન, નીતિ અને ધર્મની શિક્ષા મેળવતા. એવો પણ એક સમય હતો કે જે સમયે પરદેશી લોકો ભરતખંડમાં રાજનીતિ અને યુદ્ધનીતિ શીખી જઈ પોતાના દેશમાં પ્રચાર કરતા. પણ આજે? શું આજે અમે તેજ આર્ય જાતિ છીએ? શું આજે અમે તેજ ભારતવાસી છીએ? શું આજ અમે તેજ ધર્મવીર ક્ષત્રીઓ છીએ? કયાં છે તે બ્રહ્મચર્ય શિક્ષણ શાળાઓ? કયાં છે તે અમારા પરમદયાળુ પ્રાચીન ગુરૂઓ? કયાં છે અમારી તે પ્રાચીન વિદ્યાઓ? તે બધું કયાં થઇ ગયું? તે બધું મેવાડ–મારવાડની પવિત્ર ભૂમિને છોડી કયાં ચાલ્યું ગયું? કયાં છે તે મેવાડની પ્રાચીન દાન પ્રથા? કયાં છે તે વીર ક્ષત્રાણીઓ? તે કયાં? અમે કયાં? ગયું! ગયું! અમારૂં તે પ્રાચીન, સર્વ શુદ્ધ, સર્વ ગયું! વાચક! તે પ્રાચીન સમયની પવિત્ર વાત યાદ આવતાં શું તમારા નેત્રમાંથી આંસુ વહેતાં નથી? શું પવિત્રાત્મા વીર પુરૂષો અને વીર બાળાઓનાં ચરિત્રો વાંચતાં તમારા હૃદયમાં ખળભળાટ થતો નથી? શું તમને રોમાંચ થતો નથી? પરંતુ હવે તે સર્વનું સ્મરણ કરવું વ્યર્થ છે. મનુષ્ય

પોતાની અજ્ઞાનતાને લીધે સર્વ ગુમાવે છે. તેને માટે શોક કરવો વ્યર્થ છે. જે ગુમાવ્યું છે તે શું પુનઃ આવવાનું છે? નહિં! કદી નહિં! મહારાણા ભીમસિંહ જેના ધર્માત્મા રાજાના ધર્મરાજ્યમાંજ આપણે સુખ ઉપભોગ કરીએ છીએ. એટલુજ સદ્ભાગ્ય! જુવો આજે તે ચિતોડની પ્રજા કેવો આનંદ ઉત્સવ કરી રહી છે?

* * * *

મહાત્મા સિદ્ધાંતદેવ ચિતોડ આવ્યા. મહારાણાની સાથે કેટલાક દિવસ રહ્યા પછી તપોવનમાં ચાલ્યા ગયા. તપોવનમાં જતી વખતે પ્રાણોપમ તપસ્વી કુમાર તેજસિંહને અનેક સદ્બોધ આપ્યો. તેમણે કહ્યું: "વત્સ! સંસાર એ સુખનુ ધામ છે. એના જેવો બીજો કોઈ આશ્રમ નથી. ગૃહસ્થાશ્રમમાં રહીને એક સાચા ગૃહસ્થાશ્રમીને યોગ્ય સર્વ નિયમો પાળવા, તેથીજ દુર્બળ મનનાં માનવીઓ સબળ મનનાં થાય છે. ઇન્દ્રિયોને સંયમમાં રાખવી, ધર્મ અને જાતિના માર્ગથી જરા પણ વેગળા જવું નહિ દયા, દાન અને દીનતા છોડવી નહિ. પ્રજાને પુત્ર પેઠે પાળવી. તેના ઉપર ગુસ્સો કરવો નહિ! તેના ઉપર જોરજુલમ કરવો નહિ સત્યનિષ્ઠાથી ચાલવાથી રાજ્યમાં શાંતિ રહેશે ગૃહસ્થાશ્રમમાં રહીને ભગવાનનું ભજન કરવું એજ આશ્રમમાં ભોગ ભોગવતા છતાં મોક્ષ મળશે બેટા! ભોગમાં લીપ્ત ના થવું. તેમાં મન પરોવી દેવું નહિ. વત્સ! સંસારમાં ડગલે ડગલે કઠિન પરીક્ષા આપવી પડશે. તેમાથી પસાર થશે તોજ મોક્ષ મળશે. તોજ યશ, કીર્તિ, લક્ષ્મી અને સર્વ સુખસાધન મળશે. તને મેં સર્વ વિદ્યા શીખવી છે. તું ધર્મનાં સૂત્રો પણ ભણ્યો છે. હવે તેનો ઉપયોગ કરજે. વત્સ! સંસારમાં માત્ર ધર્મ તરફજ લક્ષ

રાખજે. તેમ થવાથી ત્હારૂં પતન થશે નહિં: સમયે સમયે નાના પ્રકારની વિપત્તિમાં આવી પડશે. તે માત્ર સંસારમાં પરિક્ષા આપવા માટેજ. પણ ધર્મની દિશા તરફ લક્ષ રાખીને ચાલવાથી તે વિપત્તિઓ થોડીવારમાં જ ચિત્તના ચાંચલ્યનું નિવારણ કરી સુખ ઉપભોગ કરાવશે. સંસારમાં પ્રથમ માતાપિતાની સેવા કરવી જોઇએ. એના જેવું બીજું તિર્થસ્થળ નથી. અડસઠ તિર્થો તેમાંજ નિવાસ કરી રહ્યાં છે. સાક્ષાત્ દેવતાસ્વરૂપ માતા પિતાની સેવા કરવી, તેમના મનને સંતોષ આપવાથી જે આશિર્વાદ મળશે તેથી ત્હારૂં કલ્યાણ થશે. તેમના ઉપર હૃદય પૂર્વક ભક્તિ રાખજે. એક પત્નીવ્રત પાળવું એજ ત્હારે માટે શ્રેષ્ઠ છે તેમાં પણ મ્હેં જે કેટલાક નિયમો બતાવ્યા છે તે પ્રમાણે વર્તવું. પ્રજા એ ત્હારી કામધેનુ છે. તેને સંતોષમાં રાખવાથી મનકામના પૂર્ણ થશે. તેને જરા પણ દુભવવી નહિ. સહજ પણ દુઃખ દેવું નહિ. ગાયને જેમ વધારે ખોરાક મળે તેમ વધારે દૂધ આપે છે. તેમ પ્રજાને પણ સુખી રાખવાથી ત્હારા ઉપર વધારે ભક્તિ બતાવશે. પ્રજાને અસંતોષ આપવાથી પરિણામ હિતકર થશે નહિં. તે ત્હારા બાળકો છે. તું તેમનો પિતા છે એટલામાંજ બધું સમજજે. વત્સ! હવે હું તપોવનમાં જઇશ. ત્હારૂં કલ્યાણ થશે "

મહારાણા ભીમસિંહ, રાજકુમાર સાધનસિંહ, સેનાપતિ હમીરસિંહ, રાણી પદ્માવતી, રાણી સુશીલા વગેરે સઘળાં માણસોએ ઋષિ સિદ્ધાંતદેવના ચરણમાં નમન કર્યું. સર્વે આનંદ કલ્લોલ કરતાં પોતાનાં કાર્યમાં પ્રવૃત્ત થયાં.

-સમાપ્ત.

૧—પ્રાચીન અને અર્વાચીન રાજાઓની રાજ્યાભિષેક ક્રિયા કેવી થતી હતી તેના વર્ણનો છે. શ્રી રામ, યુધિષ્ટીર, શિવાજી, ઔરંગઝેબ, અને શાહજહાંના રાજ્યાભિષેક વખતે થયલા ઠાઠમાઠનાં વર્ણનો પ્રકટ કર્યા છે

૨—નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જ અને નામદાર મહારાણી મેરી તથા પ્રિન્સ ઑફ વેલ્સનાં શિક્ષણપ્રદ જીવન ચરિત્રો, ઇંગ્લંડમાં થતી રાજ્યાભિષેકની ક્રિયા તથા રાજમુકુટનું વજન, ઇંગ્લંડના રાજ્યાભિષેકને લગતી જાણવાજોગ બાબતો, શહેનશાહ તથા શહેનશાહ બાનુ સબંધી ખાનગી બાબતો પ્રકટ કરવામાં આવી છે.

૩—દિલ્હીનું પ્રાચીન અર્વાચીન વર્ણન, દિલ્હીમાં જાણવા જેવાં સ્થાનો અને દિલ્હીનો ટુંકો ઇતિહાસ પ્રકટ કર્યો છે.

૪—દિલ્હી દરબારમાં થયલી ક્રિયાઓ વાચતાંજ જાણે આપણે દિલ્હી દરબાર જોઈ રહ્યા છીએ એવો આનંદ થાય છે.

એ ઉપરાંત જૂદા જૂદા લેખકોએ લખેલા વિદ્વત્તાપૂર્ણ લેખો, જુદા જુદા કવિઓએ બનાવેલી ખાસ રાજ્યાભિષેકને લગતી કવિતાઓ અને બીજી કવિતાઓ તથા ગજલો પ્રકટ થઈ છે.

## લગભગ ૧૦૦ છબીઓ.

**દરબાર–અંકમાં** દિલ્હીના દેખાવો તથા દરબાર વખતના દેખાવો ઉપરાંત નામદાર શહેનશાહ અને તેમના બાનુની કુટુંબ સહિતની ત્રણ રંગની સુંદર છબી આપવામાં

આવી છે. આ બધી છબીઓ ગણતાં લગભગ એક સો થઇ જાય છે. લગભગ ૧૫૦ પાનામાં લખાણો ઉપરાંત ૩૨ પાનાં છબીઓના છે વાચક ! વિચારી જૂવો કે આ છબીઓ અને લખાણોની શું કિમ્મત થાય ? દર વર્ષે ચારસો-પાંચસો મ્હોટા કદનાં પાનાં ભરેલાં લખાણો, ૧૫૦ ઉપરાંત છબીઓ અને તેમ છતાં પણ તમારા આનંદને માટે

# એક પુસ્તક ભેટ.

દર વર્ષે એક મનોવેધક, શિક્ષાપ્રદ નવલકથા ૨૫૦-૩૦૦ પાનાંની ભેટ આપવામાં આવે છે. આ વર્ષે પણ લગભગ ૨૫૦ પાનાંની એક ઐતિહાસિક નવલ કથા

# તપસ્વી--રાજકુમાર

ભેટ આપવામાં આવે છે. એટલુ છતાં પણ તમે જોઇ શકશો કે તેનું લવાજમ, પોષ્ટેજ સાથે ફક્ત રૂ ૩) લેવામાં આવે છે. ભેટનુ પોષ્ટેજ ૦-૨-૦ તથા વી. પી. ખર્ચ ૦-૧-૦ વધુ.

**આફ્રિકાના ગ્રાહકોએ** રૂ. ૩-૧૨-૦ ભેટના પોષ્ટેજ સાથે એટલે શીલીંગ ૫-૪ પેનીના પોષ્ટલ ઑર્ડર નીચલે સરનામે મોકલવા જોઇએ.

તાકીદે ગ્રાહક થઇ તમારી માતૃભાષાને ઉત્તેજન આપવું એજ તમારી ફરજ છે

**સર્વ પત્ર વ્યવહાર:-- નીચેના સરનામે કરવો.**

**ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.**

**મેનેજર-ભારતજીવન-મુંબઇ પો. નં. ૧૩**

દેશભક્તિને ખાતર કુંવારા રહી કેવું શર બતાવ્યું, વગેરે વૃતાન્ત ઘણી અચ્છી રીતે લખ્યુ છે. વખતે શર, વખતે દયા વખતે પ્રેમ, અને વખતે આંસુની ધારાઓ ચાલી જાય છે. પ્રેમનુ ચિત્ર જોઇ માણસ સ્તબ્ધ થઈ જાય છે, અને ઇશ્વર પાસે એવાજ પ્રેમીઓ ઉત્પન્ન થવાની માગણી કરે છે. દરેક પ્રકરણ હૃદયને ઉથલાવી નાંખે છે. અવશ્ય વાંચો. પાકું પુંઠું, સોનેરી નામ, ચિકણા કાગળ. કિ. રૂ. ૧-૮-૦

**૨. અયોધ્યા અને અંગ્રેજ**—આ ઐતિહાસિક નવલ કથામાં અયોધ્યાના નવાબી રાજ્યનો બહુ કરૂણાજનક ચિતાર છે. અયોધ્યાનું રાજ્ય ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના હાથમાં કેવી રીતે ગયું તથા છેલ્લા નવાબની કેવી દશા હતી તેમાંથી કેવી થઇ ગઇ ? નવાબના અમલની જાહોજલાલી તથા જોરજુલમનાં વૃતાન્તો વાંચતાં શરીરના રૂવાડાં ઉભાં થઇ જાય છે પણ જ્યારે નવાબ સાહેબનો રાજ મુકુટ ઉતરે છે ત્યારે આંખમાંથી આંસુ ટપક્યા વગર રહેતાં નથી. આ નવલ કથામાંથી અનેક પ્રકારનો બોધ મળે છે. પુરૂષને પત્નીવ્રતપણુ અને સ્ત્રીઓને પતિવ્રતપણું શીખવનાર આ એકજ ઉત્કૃષ્ટ નવલ કથા છે. એમાં પાણીપતની લડાઈ પછીથી મુસલમાન બાદશાહો થયા ત્યારથી તે નવાબી અમલ સુધીનો ઇતિહાસ જણાઇ આવે છે. હિંદુ અને મુસલમાન વગેરે સર્વેને વાંચવા લાયક, સંગ્રહ કરવા લાયક છે. જરૂર વાંચો. ચિકણા કાગળ, સોનેરી નામ, કિંમત રૂ. ૧-૮-૦

**૩. પતિવ્રતા બેગમ**--(લુત્કુન્નિસા) મુસ-લમની ભાષામાં ઘણાં નોવેલ પ્રકટ થયાં છે પણ આ એતિ-હાસિક નવલ કથા તે સર્વ પુસ્તકોમાં ઉત્તમ છે એમ કહે-વાની અમે હિમ્મત કરીએ છીએ. અને તે દરેકે દરેક હિંદુ તથા મુસલમાન ભાઇઓએ વાંચવી જ જોઇએ. એમાં બંગા-ળાના છેલ્લા મહાન નવાબ સિરાજુદ્દૌલાની માનીતી બેગમનું રસથી ભરેલું વર્ણન સરળ ભાષામાં લખ્યું છે. મુસલમાન બેગમોને કલંક લગાડનારા લેખકો કેટલા જુઠ્ઠા છે તેની સાક્ષી આ પુસ્તક પૂરે છે. પ્રેમનો આબેહુબ અને અદ્‌ભૂત ચિતાર વાંચવો હોય તો આ પુસ્તક વાંચો. પતિવ્રતપણું જાળવવાની ઇચ્છા હોય તો આ પુસ્તક વાંચો. નવાબ સિરાજુદ્દૌલાને કેવા પ્રપંચથી રાજ છોડવું પડયું અને એવા પ્રપંચીઓથી બચવાને કેવી રીતે વર્તવું પડ્યું તે વાંચતું હોય તો જરૂર આ નવલકથા વાંચો. તમારૂં હૃદય નવોજ અનુભવ મેળવશે. પ્રેમ અને કરૂણારસનો ઝરો આ પુસ્તકમાં વહ્યાં કરે છે. તમારે જોઇએ તે મેળવી સુખી થાઓ. ચિકણા કાગળ, સોનેરી નામો, પાકું પુઠું, કિંમત રૂ. ૧–૮–૦

**૪. દેવી અન્નપૂર્ણા**—અથવા સાત્વિક **જીવનનો મહામંત્ર**—આ સાંસારિક નવલકથા દરેક સ્ત્રી, પુરૂષે કિંવા યુવાન, નર નારીએ જરૂર વાંચવી જોઇએ. ગુજરાતી ભાષામાં ઘણાં નૉવેલો બહાર પડયાં છે પણ આ નવલકથા વાંચ-

કના હૃદયને જીંદગીના સાર્થક તરફ લઈ જાય છે, અને જીવન મોક્ષ બનાવી દે છે. સંસારના ધર્મોમાં રહીનેજ માણસ અપૂર્વ સુખ મેળવે અને પરલોકમા મોક્ષધામ મેળવે તોજ તેનુ જીવન સાર્થક થયલું ગણાય છે. આ નવલકથામાં તેજ શિક્ષા ભરી છે દરેક માણસને પોતાના ધર્મના રહસ્યો પણ સાથે સાથે શિખવે છે પરોપકાર, દયા, ધર્મ અને જગતના પ્રાણી માત્ર ઉપર ઉપકાર કરવાની કુચી શોધતા હો તો આવો, આ પુસ્તક વાંચો ! આટલાં મોટા શાસ્ત્રોને અમે ફક્ત એક ન્હાની નવલકથામા સમાવી દીધા છે. આ નવલકથામાથી પણ તમને વખતે રડવું આવશે, વખતે હસવુ આવશે અને વખતે અપૂર્વ શિખામણ મળશે જેવું તમારૂં હૃદય ! તમારે જે જોઇએ તે મળશે વળી એમાં નિર્મળ પ્રેમનું એવું ચિત્ર ખેંચ્યું છે કે તમને તેવો સ્વર્ગીય પ્રેમ મેળવવાનીજ ઇચ્છા થશે ગમે તેવી હઠીલી સ્ત્રીઓ પતિવ્રતા થઇ જશે, ગમે તેવા વ્યભિચારી પુરૂષો એક પત્નીવ્રતધારી થશે, એમાં સંદેહ નહિ. જુવાન માણસો જો આ નવલકથા વાંચીને સંસારમા પ્રવેશ કરશે તો તેઓ પોતાના સંસારને સોનાનો બનાવી મુકશે વળી આ નવલકથામાં તમારે માટે હાસ્ય રસ પણ બાકી રાખ્યો નથી. આવો, ખરીદો અને વાંચો વિલાયતમાં આવા નવલકથાનાં પુસ્તકોની લાખો કોપીઓ વેચાઇ જાય છે. પ્રષ્ટ લગભગ ૨૭૫, ચીકણા કાગળ, પાકુ સુંદર પુઠું, સોનેરી નામો સાથે કિંમત રૂ. ૧-૪-૦

**૫. માલવિકા અગ્નિમિત્ર**—ભાગ ૧લો

આપણા સંસ્કૃત કવિ કાલિદાસનો આ મનોહર નવલ-કથા તેમના સંસ્કૃત ગ્રંથ ઉપરથી લખાઈ છે. પ્રાચીન રાજાઓના રાજમાં એક સુંદર અને ચતુર, સુભાગી અને નમ્ર સ્ત્રી ઉપર રાજાઓને કેટલો મોહ થતો તથા તેને મેળવવાને રાજાઓ કેટલી અદ્ભુત યુક્તિઓ વાપરતા તેમજ રાણીઓ, રાજાની મરજી જાણી જતાં તેવી સુંદરીઓને કેવું દુઃખ પાડતી તે આ નવલકથામાં ડગલે ને પગલે જણાઈ આવે છે. પ્રેમનું જો કોઈ પણ અદ્ભુત વર્ણન કરી શક્યું હોય તો તે મહા કવિ કાલિદાસજ છે. તમારે તમારા તે પ્રાચીન પ્રેમી કવિની પ્રસાદી ચાખવી હોય અને પ્રેમના ગુપ્ત તત્વો જાણવાં હોય તો આ નવલકથા વાંચો, ઉંચા કાગળ, પાકું પુંઠું સોનેરી નામ કિંમત રૂા. ૧-૪-૦

**૬. રતિશાસ્ત્ર-કોકશાસ્ત્ર**—(સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ) ગુજરાતી પ્રજા ઘણાં વર્ષો થયા જે ગુપ્ત ગ્રંથની શોધમાં હતી અને જેને માટે રાત દિવસ મહેનત કરતી હતી તેવું પુસ્તક અમે શોધીનેજ ગુજરાતી પ્રજાને ઉપયોગી થઇ પડે એવા વિષયો આ પુસ્તકમાં પ્રકટ કરેલ છે. એમાંના ગુપ્ત વિષયો તથા જૂની શોધખોળની રામબાણ દવાઓ ખાસ અજમાવી જોવા જેવી છે. કેટલાક

કેહોએ અને અનેક વાંચકોએ આ પુસ્તકની ભારે પ્રશસા કરી છે એક ચિત્તે વાંચો, અને પછી જૂઓ કે તમને કેટલા બધા લાભ થાય છે આ ગ્રંથ અદ્વિતીય છે, અપૂર્વ છે, સર્વોપરી છે ગુજરાતી ભાષામા આવો બીજો કોઇ પણ ગ્રંથ નથી મજબુત કાગળો, મોહોટું કદ, પાકું સુંદર બાઇન્ડીંગ, સોનેરી નામો, કિંમત રૂ. ૩-૦-૦

## ૭--દિલ્લી દરબાર- (સુંદર એક સો ચિત્રો

સહિત) ૧૯૧૧ ના ડીસેમ્બર માસમા દિલ્લીમા દરબાર ભરવામા આવ્યો હતો આ પુસ્તકમા તેજ દિલ્લી દરબારનુ રંગીલુ વર્ણન પ્રકટ કરવામા આવ્યુ છે ના. શેહેનશાહ જ્યોર્જે મુંબઇમા પધરામણી કરી ત્યારથી તે દિલ્લીમા દરબાર ભર્યો અને ત્યાર પછી કલકત્તામા જે ઉત્સવ થયા ત્હેનુ સવિસ્તર વર્ણન; જાણે એક નવલકથા વાચતા હોઇએ તેવી મનોહર શૈલીથી લખાયુ છે. જાણે આપણે નામદાર શેહેનશાહની સાથે સાથે ફરીનેજ દિલ્લી દરબારનો આનદ મેળવી રહ્યા છીએ. વળી એમા પ્રાચીન અર્વાચીન રાજાઓના રાજ્યાભિષેકના વર્ણનો, દિલ્લીનો પ્રાચીન અર્વાચીન ઇતિહાસ, આપણા હિંદુ શાસ્ત્રોમાં બતાવેલી રાજ્યાભિષેક વિધિ, ના. શેહેનશાહ અને મહારાણી સબધી કેટલીક જાણવા જેવી બાબતો, ઇગ્લંડમા થતી રાજ્યાભિષેકની ક્રિયા વગેરે ખાસ જાણવા અને સગ્રહ કરવા જોગ લેખોનો સમાવેશ કરવામા આવ્યો છે વાચતા વાંચતા ઉત્કંઠા વધે છે, અને ચિત્ત તેમાજ પરોવાઇ રહે છે.

**૧૦૦ છબીઓ.**--આ પુસ્તકની મહત્વતા વધારવા માટે એમાં નામદાર શેહેનશાહ અને શેહેનશાહ બાનુ, યુવરાજ અને પ્રિન્સ ઓફ વેલ્સ, જુદા જુદા સમયના મુલકમાં પધરામણી વખતના દેખાવ, દિલ્લીમાં ભરાયેલા દરબાર વખતના જુદા જુદા આકર્ષક દેખાવો, ચાલતી રેલ્વે, જુદા જુદા મહારાજાના ચિત્તાકર્ષક, સુંદર તેઓના દેખાવો, દિલ્લીના જોવા લાયક ઐતિહાસિક ઠેકાણાંની અનેક છબીઓ, મળીને **એક સો છબીઓ** થઈ જાય છે તે ઉપરાંત દરેક ગ્રાહકને નામદાર શેહેનશાહ અને શેહેનશાહ બાનુની **એક ત્રણ રંગની છબી**, ફ્રેમમાં મઢવા લાયક ભેટ તરીક આપવામાં આવશે

આ પુસ્તક દરેક **રાજ્ય ભક્ત** પ્રજાના ઘરમાં વસાવવું જોઈએ. અને તેથી તેનો પ્રચાર વધારવો જોઈએ જાડા ચીકણા કાગળ પાકું પુંઠું સોનેરી નામો સાથે ફક્ત **કિમ્મત રૂ. ૨-૦-૦** પોસ્ટેજ જુદું (પાછળથી કિમ્મત વધશે.) અગાઉથી નામો નોંધાવવાની તજવીજ કરવી

**છપાય છે.**

૧. અમારાં કેટલાક પુસ્તકો શીલીકમાં નથી જે **ફરીથી** છપાય છે.

૨. **૧૯૧૦ નો જાનેવારીનો ખાસ અંક**—આ અંક ૧૫૦ પાનાં, લગભગ ૫૫ છબીઓ, ઉપયોગી લેખો—૦-૮-૦

૩ **૧૯૧૧ નો જાનેવારીનો ખાસ અંક—આ અંક પણ** ખાસ લાયબ્રેરીમાં સંગ્રહ કરવા લાયક અને વાચવા લાયક છે. એના ૧૫૦ પાના, ૭૫ છબીઓ ઉપયોગી લેખો ૦-૧૨-૦

સર્વેનું પોસ્ટેજ જુદું સમજવું

પત્ર વ્યવહાર **નીચેને** સરનામે કરવો—

**ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા,**

**મેનેજર-ભારત-જીવન-મુંબઈ, નં-૧૩.**

**કુંવારી કન્યા**—હિંદુ ઘર સંસારના મનોવેધક ચિતાર બતાવનારી આ એક ચિત્તાકર્ષક નવલકથા છે. એના લખનાર કવિરાજ શ્રી ભવાનીશંકર નરસિંહરામે જૂદાં જૂદાં સાંસારિક ચિત્રો લખવામાં ખરેખરી ચાતુરી વાપરી છે. વાંચનાર એક તરફ વાંચતા જાઓ અને બીજી તરફ તમારા સંસારને સુધારતા જાઓ. એમાં હિંદુ લલનાઓની હાલની હાલત, દેશની પરિસ્થિતિ, હિંદુ લોકોના આજના આચાર, વિચાર અને હિંદુ સંસારને સુધારવાના સંગીન સાધનોનાં મનોહર ચિત્રો આંકવામાં આવ્યાં છે. આ પુસ્તકની રસ ભરેલી છટાદાર ભાષા વાપરવા માટે એક સાક્ષરે પુસ્તકને 'કરણઘેલા' ની ભાષાની ઉપમા આપી છે. વાંચવાથી ખંત અને ખર્ચેલા પૈસાનું સાર્થક થશે. **હાલ અડધી કિંમત ૦-૧૦-૦**

**કુદરતનો ખેલ**—ભાગ ૧ લો તથા ૨ જો (સંપૂર્ણ). આ રસમય નવલકથા દરેકે દરેક મુસલમાન ભાઇઓને વાંચવા જેવી છે ઉપરાંત હિંદુ ભાઇઓને પણ વાંચવા લાયક છે. એમાં ભાષા એટલી બધી સરલ વાપરી છે કે જેથી ન્હાનું બાળક પણ તે સમજી શકે છે. વળી પ્લૉટ—વસ્તુ સંકલના—એવી રીતે ગુંથી છે કે મ્હોટા બે ભાગ હોવા છતાં વાંચનારને તે યાદ રહી જાય છે, અને તેથી વાતાનો ટેસ્ટ પડે છે. જૂવો તો ખરા કે ઇસ્લામી ભાઇઓમાં પણ કેવું સાહિત્ય છે? વારૂ, આજે જે તુરકી રાજ્યની પાછળ ઈટાલી

મંડયુ છે તે તુરકી રાજ્યની એક વખતની જાહોજલાલી કેવી હતી? અહા! જાણે સ્વર્ગપુરીજ નહિ હોવી! બદમાસ સલાદીનના પ્રપંચો અને ખટપટ, અને ખુબસુરતીની રાણી ઝુબયેદા ઉપર ગુજરતી એક પછી એક અનેક આફતો, તેમ છતા તે સર્વ સહન કરતી અને તેમાથી બચવાને ચાલાકી બતાવતી કેવી રીતે પોતાનુ ધારેલુ કામ પાર પાડે છે તે, હયલાએ પોતાના બાપના નિર્દોષપણા માટે ઉઠાવેલાં અનેક સંકટો વાચી છોકરાઓ પિતૃભક્તિ કરતાં શિખે છે, એટલુજ નહિ પણ લયલાની પેઠે જીવ જાય તો ભલે પણ પોતાની પવિત્રતા સાચવે છે સલીમની વફાદારીનુ કેવુ પરિણામ આવ્યુ તે વાચી વફાદાર થતા શીખવે છે, હસનબીન સુરતકા તથા જીન્નતની પણ વફાદારી વાચો! આશ્ચર્યમા ગરક થઈ જશો. સલાદીનનો પ્રપચનો ઘડો કેવી રીતે ફુટે છે? ખુરશીદ અને હલીમાનો દિલગીરીભરેલો પ્રેમ શુ બતાવે છે? ઝયતુને પોતાના બાપના વશનો નાશ કરવા સોગદ લીધા તે તથા તે પ્રપચી અબળાએ કરેલો નાટક, અન્તે પાપીઓ અનેક પાપ કર્યા પછી પોતાના પંજામા કહો કે ખુદા પાક પરવરદિગારના પંજામાં કેવી રીતે સપડાય છે તેના અનેક બનાવો વાચી છેવટે ખુદાની કુદરતની બલીહારીના અનેક અચાણકારક, શિખામણ લેવા જેવા બનાવોથી આ "કુદરતનો ખેલ" ભરપૂર છે. પાકા પુઠાના સોનેરી નામો સાથે દળદાર પુસ્તક.

**પહેલો ભાગ રૂ. ૧-૮-૦; બીજો ભાગ રૂ. ૨-૦-૦.** બન્ને ભાગ સાથે લેનારને માટે **રૂ. ૩-૦-૦ પોષ્ટેજ, વી. પી. ખર્ચ જુદું.**

## રામેશ્વરની મહા યાત્રા— (છપાય છે

તાકીદે બહાર પડશે.) સુંદર ૧૦-૧૨ છબીઓ સહિત. આ તીર્થયાત્રાનું પુસ્તક છપાય છે ધર્માભિમાની હિંદુ માત્રે આ પુસ્તક ખરીદવુ જોઈએ. જેઓ તીર્થમા સ્નાન, દાન, ધર્મ કરવા જઈ શકતા નથી, તેમને ઘેર બેઠાં આ પુસ્તક એક ચિત્તે વાચવાથી અને માનસિક ધ્યાન કરવાથી તે તે તીર્થોમાં જવા જેટલુ પુણ્ય મળે છે. એમાં મદ્રાસ ઇલાકાનાં તથા રામેશ્વરના દરેક તીર્થોનુ સંપૂર્ણ પૌરાણિક ઉપાખ્યાન સાથેનું વર્ણન આપવામા આવ્યું છે. દક્ષિણનાં ચમત્કારિક તીર્થોની ઉત્પત્તિ અજાયબીમાં ગરક કરી નાખે છે અને હિંદુ ધર્મનુ ઉંડુ રહસ્ય સમજાવી આપે છે. વળી આ પુસ્તકમાં તીર્થોની જાણવા જેવી ખાસ ઉત્પત્તિ આપવા ઉપરાત તેને લગતી છબીઓ છે અને વળી દક્ષિણમા વેપારવણજ કરનારા શ્રીમંતો માટે પણ માહિતી આપેલી છે યાત્રાએ જનારાઓને કયાં કેવી સગવડ છે તથા કયાં કેવી મુશીબત છે તે પણ બતાવી આપ્યું છે. પાકા પુઠાનાં, સોનેરી નામ સાથેનાં પુસ્તકની કિંમત ફક્ત રૂ. ૧-૮-૦

## તારા (અથવા જોધપૂરનું રમણી રત્ન)

—આ એતિહાસિક નવલકથાની બીજી આવૃત્તિ-સુધારાવધારા સાથેની સત્વર બહાર પડશે. એમાં મોગલ બાદશાહ શાહજહાંના વખતનો બનેલો એક ખરો બનાવ લખવામાં આવ્યો છે. શાહજાદો દારાં, જયપૂરના રાજપૂત્ર અમરસિંહની પૂત્રી રાજકન્યા તારા ઉપર આશક થયો હતો.

તેને મેળવવાને તેણે કેટલા કેટલા પ્રયત્નો કર્યા, લાલચો દેખાડી અને છેવટે ભયંકર લડાઈ સળગી તેમ છતાં પતિવ્રતા રાજકન્યા તારાએ હિંદુધર્મનું અભિમાન રાખીને અને તેના પિતા રાજકુમાર અમરસિંહે આર્યોનું ગૌરવ જાળવવાને પોતાની પુત્રીને એક રાજપુત રાજકુમાર સાથેજ પરણાવી દીધી. એવા વીર કેસરી બહાદુર લડવૈયાઓની જનનીને અનેક પ્રણામ છે. તેમજ તારા જેવી શુદ્ધ ક્ષત્રાણી, પરમપતિવ્રતા સાધ્વી રમણીને અમારા નમસ્કાર છે! પાકું બાઈન્ડીંગ, સોનેરી નામ સાથે **કિમ્મત ફક્ત રૂ. ૧-૪-૦.**

એ શિવાય મુંબઈમાં મળતા જૂદાં જૂદાં પુસ્તકો મંગાવનારને વેલ્યુપેબલથી મોકલવામાં આવશે. મંગાનુ પોસ્ટેજ. વી. પી. ખર્ચ જૂદું પડશે આફ્રિકાના ગ્રાહકોએ ફક્ત **અમારૂં નામ લખીનેજ પોસ્ટલ આર્ડરો** મોકલવા, જેથી તેઓને બુકપોસ્ટદ્વારા રવાના કરવામાં આવશે.

સર્વ પત્રવ્યવહાર, મનીઆર્ડર વગેરે નીચલે સરનામે મોકલવા જોઈએ.

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

**મેનેજર–ભારતજીવન–મુંબઇ નં–૧૩**

આ પુસ્તક અમદાવાદમાં પીરમશા રોડ પાસે આવેલા 'શ્રી સત્યનારાયણ પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યું. અને ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા, મુંબઈ, ગ્રાન્ટરોડ, ટ્રામ ટરમીનસ પાસે, એમણે પ્રસિદ્ધ કર્યું.

# પ્રાઈસ લીસ્ટ.

# દવે કેમીકલ વર્કસ.

દવે બ્રધર્સની કું. દવે ઔષધાલય.—આણંદ.

## હેડ ઓફીસ—અમદાવાદ.

તમામ રોગને મટાડી અખૂટ શકિત આપનાર

## ૧. સર્વ વ્યાધિહર ગુટિકા

થી તમામ રોગ મટે છે એટલુંજ નહિ પણ તે નપુંષકને ખરૂં પુરૂષાતન આપી પહેલવાન અને પુષ્ટ બનાવી વિર્યની વૃદ્ધિ કરી વિજળીક શકિત આપે છે. એ ઉપરાંત આ દવાથી તમામ જાતના રોગ મટે છે. કોઇ પણ રોગ થયો કે માત્ર એ ગોળી મદ સાથે ખાવી કે તુરતજ તે રોગ મટે છે. અનુભવ સિદ્ધ અને અકસીર છે હજારો દરદીને ફાયદો થયો છે. તેનાથી ઝેરી તાવ, તાવ, ટાઢીઆ, એકાંતરીઆ અને મલેરીયા વિગેરે તમામ પ્રકારના તાવ, ઝાડો, મરડો, સંગ્રહણી, અજીર્ણ, મંદાગ્નિ, હરસ, સન્નિપાત ભષ્મકરોગ, ખાંસી, કફ, ઉટાંટીઓ, ક્ષય, દમ, સાદ બેસી જવો, પાંડુ, કમળો, અમ્લપીત, અરૂચી, ઉલટી, દાહ, કૃમી, આફરો, સોજા વાઇ, ફેફરૂ, ગાંડપણુ, ચકરી, મૂર્છા, વા, આમવાત, વાતરકત, પત, શીળસ, શરદી, મેદરોગ, રકતપીત, શૂળ, ગુંમ, ગોળો ચઢવો, બરોળ, ઉદરરોગ, મોંઢાના રોગ, દાંતના રોગ, કંઠરોગ, કાનના રોગ, ગુમડાં, કંઠમાળ, ઉપદંશ, પ્રમેહ, પ્રદર, સ્ત્રીના આર્તવ (રસ્તાન)ના રોગ, મૂત્રકચ્છ, પથરી, કોઢ, રતવા,

ઝેર, ધાતુક્ષય, વાતપીત, કફપીત, વીંછી, ખરજવું, સર્પ વિષ, કૉલેરા, અંતરગળ, જલંદર, ઉદરરોગ, ભગંદર, બાળરોગ, બંધકોશ, ફેફસાનો બિગાડ, કંઠમાળ, વિસ્ફોટક, સંધિવા, પક્ષાઘાત વિગેરે તમામ પ્રકારના રોગ મટાડી પુરૂષોના ધાતુગતના અને સ્ત્રીના આર્તવના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરી અખૂટ શક્તિ આ એકલીજ દવા આપે છે. માત્ર વનસ્પતિનીજ આ દવા છે. કીં. ડબી ૧ ના રૂ ૩, પો. ૦—૩—૦ નપુષકને ખરૂ પુરૂષાતન આપનાર આ એકજ દવા વિજયી નીવડી છે.

આ એકલીજ દવા પાસે હોય તો પછી દવાખાનાની ડૉક્ટર કે વૈદની જરૂર પડતી નથી થોડાક સરટીફીકેટ અત્રે આપ્યાં છે. તે વાંચી ખાત્રી કરશો.

**સીંગાપોરથી** નેણુસી લધા લખે છે કે તમારી વ્યાધિહર ગુટિકા મી. શીવશંકર કાશીરામ પર આવેલી તેના ચમત્કારો જોઇ આપને ધન્યવાદ ઘટે છે. તે દરેક રોગને માટે અકિસર ઇલાજ જણાઇ છે માટે તેજ દવાની ડબી તથા સંજીવની ગુટીકા તુરત મોકલો.

**સુરતથી**—કંસારા રણછોડ ખુશાલ સર્વ વ્યાધિહર ગુટિકાથી તમામ રોગ મટે છે તેની અમોએ ખાત્રી કરી છે માટે બીજી ડબી ૧ વી. પી. થી મોકલો.

**મુંબાઇથી**—રામનારાયણ શીવલાલ લખે છે કે આપની સર્વ વ્યાધિહર ગુટિકાની તારીફ વાંચી ખાત્રી કરવા અમે એક ડબી મંગાવેલી અને તે અત્યાર સુધી એકેએક રોગપર વાપરતાં અક્સિર માલમ પડી છે. માટે બીજી બે ડબી વી. પી. થી મોકલો. આ સિવાય ઘણાં સરટીફીકેટો મળ્યાં છે જે સ્થળ સંકોચથી આપી શક્યા નથી.

## સર્વ વ્યાધિહર ગુટિકા.

**જેને માટે ચાંદબાસા** જી. સીંગબોમથી કરમણુ ભારા લખે છે કે તમારી સર્વ વ્યાધિહર ગુટિકાથી અમોને ઘણો ફાયદો થયો છે માટે તમને વારવાર યાદ કરીએ છીએ. વળી આ પત્ર દેખતાં બીજી દશ **હરસ**નિવારણ ગુટિકા વી. પી થી મોકલો.

**મદ્રાસથી રામ**ચંદ્ર ભાષ્કર લખે છે કે, મને પેપરોમાં છપાતી જાહેર ખબરો ઉપર વિશ્વાસ ન હતો પરંતુ તમારી સર્વ વ્યાધિહર ગુટિકા મંગાવી અને અનુભવ કર્યો ત્યારેજ સમજાયુ કે ખરેખર આવી અમુલ્ય દવાઓ જગતમાં છે, અને બીજી નકામી દવાઓ સાથે આ દવાની વાત પણ મારી જાય છે. તમારી દવાથી મેં આરામ મેળવ્યો એટલુજ નહિ પરંતુ તેનાથી એક મારા મિત્રને **હરસ** થયલા તે મટયા છે. બીજા મારા એક સ્નેહીને **પ્રમેહ**નું દરદ ઘણા વખતથી થયેલું મટયુ છે તથા મારા ભાઈની સ્ત્રી કે જે પ્રદરના વ્યાધિથી ઘણા વખતથી પીડાતી હતી તેનો તે રોગ પણ આ દવાથી નિર્મૂળ થયો છે. જેથી અત્રે ઘણા માણસો આ દવાના ગુણ જોઇ આશ્ચર્ય પામે છે. માટે બીજી ત્રણ ડબી વી. પી. થી મોકલો તો ઉપકાર થશે.

**નસવાડી દરબાર**ના રાજવૈદ ગરબડભાઇ રામનારાયણ બાધરપુરના સંખેડા રોગાન્તક દવાખાનાના માલીક લખે છે કે તમારી સર્વ વ્યાધિહર ગુટીકા વાપરતાં તમોએ પંચાંગમાં દવાના જે ગુણોનુ વર્ણન કરેલું છે તેવા ગુણોથી સુશોભિત છે ને તેનો અનુભવ અમોએ કરેલો છે. ખાત્રીથી કહીએ છીએ કે સર્વ વ્યાધિહર ગુટિકા જે કોઇ જે જે દરદ ઉપર વાપરશે તે ફતેહ મેળવી પોતાના વ્યાધિને દુર કરશે, એવી અમો ભલામણ કરીએ છીએ. કારણ કે દેશી ઔષધ અને એવા ગુણો એ સોનું અને સુગંધ જેવા છે.

**વડોદરાથી ચિમનલાલ** મણીશંકર જોશી લખે છે કે તમારી સર્વ વ્યાધિહર ગુટિકા વિગેરે કેટલીક દવાઓ અમોએ મંગાવી ખાત્રી કરતાં બરોબર ગુણ કરે છે માટે વળતી ટપાલે–સર્વ વ્યાધિહર ગુટિકા ડબી ૩, સુંદરી સાથી, અમૃત પાન, દર્દનિવારણ ગુટિકા, વીંછીની જુલાબની વિગેરે દવા વી. પી.થી મોકલો. વળતી ટપાલે મોકલજો કારણ પ્રથમ મંગાવેલી દવા અમને ઘણીજ અકસિર નીવડેલ છે. માટે તુરત વી. પી. થી મોકલી આપશો.

**ગરમીના તમામ રોગ મટાડી પુષ્ટ કરનાર**

# ૨ વિષ્ફોટક મસા ચાંદી પીલ્સ.

આ દવાથી ખરાબ રસ્તે જવાથી કે એવાજ બીજા કારણથી પુરૂષ તેમજ સ્ત્રીને લાગુ થતો વિષ્ફોટક રોગ કે જે અસાધ્ય ગરમીનો રોગ મનાય છે તે. જે રોગથી આખા શરીર ઉપર ચકામાં પડી રસી વહ્યા કરે છે અને હાથ પગનાં ટેરવાં ખરી જાય છે જે ઘણી ઘણી દવાઓ કર્યા છતાં મટતો નથી તે રોગ તેમજ 'ચાંદી, ટાંકી, ઉપદંશ વિગેરે ગરમીના તમામ રોગ એકદમ મટેછે. ઘણા માણસોના અસાધ્ય રોગો આ દવાથી મટયા છે. જેણે હજારો દરદીઓને ફાયદો આપ્યો છે તેવી આ એક અનુભવ કરેલી **વિસ્ફોટક ગુટિકા** એકવાર અનુભવ કરવા મંગાવો અને રોગને નિર્મૂળ કરો. તમારા સગા–સ્નેહી અને ઓળખાણવાળા જે જે લોકોને આ રોગ લાગુ પડ્યો હોય તે તે તમામ લોકોને આ દવા ખવરાવવા ભલામણ કરજો.

માત્ર રોજ સવારમાં બે ગોળી સાકર અને ઘી સાથે ખાવી. ખાટું ખારૂં તેલ, મરચાં, વાલ, આંબલી વિગેરે પદાર્થો ખાવા નહિ. પંદર દિવસમાં આરામ થાય છે.

દવાની કીં. રૂ. ૨–૦–૦ પો. ૦–૪–૦

**સાંગહાર્ઈથી**–લખમીજી કેવળજી લખે છે કે'' વિષ્ફોટકનો અસાધ્ય રોગ, ઘણી દવાઓથી ન મટયો છેવટ નિરાશ થયો તેવામાં એક મિત્રની ભલામણ પરથી દવે બ્રધર્સની વિષ્ફોટક ગુટિકા મંગાવી તેથી આ રોગ જડ મુળથી નાબુદ થયો છે. જે એક વર્ષ થયાં ફરી થવા પામ્યો નથી.

**મુંબાઈના કેશવ ગણેશ** ગીરગાંમથી લખે છે કે મને બે વર્ષથી વિષ્ફોટક થયો હતો, ઘણી ઘણી દવાઓ કરી પણ જ્યારે ન મટયો ત્યારે હું નિરાશ થઈ બેઠો હતો તેવામાં તમારૂ હેન્ડબીલ વાંચવામાં આવ્યુ. પ્રથમ તો મને વિશ્વાસ ન બેઠો પરંતુ માત્ર બે રૂપિઆ ભલે છૂટી પડે એવી આશાથીજ તમારી વિષ્ફોટક પીલ્સ મંગાવી અને આપના લખવા મુજબ ઉપયોગ કર્યો ત્યારે ખરેખર મને આ દવાથી ફાયદો થતો ગયો અને એક માસમાં તો તમામ ચકામાં સૂકાઈ ગયાં અને રોગ મટી ગયો. ત્યારથી તમારી દવાઓ ઉપર મને શ્રદ્ધા બેઠી છે, અને અત્રે બીજા માણસોને આપનીજ દવાઓ ખરીદવા ભલામણ કરૂં છું. બીજી બે ડબી મારા મિત્ર માટે વી. પી. થી મોકલશોજી. હું સદા આપનો આભારી છું.

# ૩ વન્ધ્યા રોગ નિવારણ ગુટિકા.

મંગાવી ઉપયોગ કરો, મશ્કરી કરી વાત કાઢી નાંખશો નહિ, માત્ર એકવાર ધૈર્ય ધરી શ્રદ્ધા રાખી આજેજ વંધ્યા ગુટિકા મંગાવો, અને વાપરો. નિરાશ ન થાવ. એકવાર અનુભવ તો કરો, આ અનુભવ સાચોજ પડશે. અને આ વન્ધ્યા ગુટિકા થી અવશ્ય તમારી આશા ફળશે. આ એક નિર્માલ્ય વાત ગણી કાઢી નાંખશો

નહિ, કારણ કે આ દવા એક મહાત્માની અખંડ શુશ્રુષાથી તેમની કૃપાનુસાર પ્રાપ્ત થઈ છે જે, વન્ધ્યા સ્ત્રીઓનું મેણું ભાગવા, તેમને નિરાશામાંથી બચાવવા અને પુત્રવતી કરવા જનસેવાર્થે પ્રગટ કરી છે. ઘણી અક્સિર છે. જેની સેંકડો ડબીઓ વી. પી. થી જાયછે, અને મંગાવનારને ફાયદો થાય છે. વળી તે મહાત્માનો આશીર્વાદ, પણ છે કે "આ વન્ધ્યા ગુટિથી અવશ્ય પ્રજા થશેજ" આ સેંકડો સ્ત્રીઓને પુત્ર થયા છે. આશા છે કે આપ હવે નિરાશ ન થતા તુરતજ આ દવા મંગાવો ખાત્રી કરો અને સ્ત્રીઓને વંન્ધ્યા દોષમાંથી મુક્ત કરી પુત્રવતી કરો. માત્ર અનુભવ કરવા પણ આ દવા મંગાવો. તેમજ આવી જે જે વન્ધ્યા સ્ત્રીઓ તમારી ઓળખીતી કે સબંધી હોય તેમને વાપરવા ખાસ ભલામણ કરશો કે જેથી તેમનો **वन्ध्यत्व** રોગ મટાડી તેને **पुत्रवती** કરવાથી તમને પણ આશીર્વાદ મળશે. ડબી ૧ ની કીંમત રૂ. ૪-૦-૦ પોષ્ટ ૦-૪-૦

સ્ત્રીને અટકાવ આવ્યા પછી ત્રીજા દિવસથી આઠ દિવસ સુધી રોજ સવારમા બે ગોળી મધ-સાકર સાથે ખાવી. ખાટું ખારૂ અને તેલના પદાર્થ ખાવા નહિ. આઠ દિવસ સુધી પુરૂષ સંગ ન કરવો. જેથી અવસ્ય પ્રજા થાય છે. પ્રજા જીવતી ન હોય તો લાંબો વખત જીવે તેવી પ્રજા થાય છે. ડબીની કીં. રૂ. ૪) પો. ૦-૪-૦

**ભુજથી ગોવીંદજી ત્રીકમજી** લખે છે કે, મારા એક મિત્રની સ્ત્રીને ૩૫ વર્ષ થયાં પણ બીલકુલ પ્રજા થતી જ નહોતી, અને ઘણી દવાઓ, બાધાઓ અને ભુવાઓની આખડીઓ રાખી પણ ફાયદો થયો નહતો. ત્યારે પછી આ રોગની દવા હોય જ નહિ, એ તો ઈશ્વરના ખેલ છે માટે નકામા પઇસા બગાડવા નહિ એમ વિચારી તે મિત્ર બીજી વાર લગ્ન કરવા તૈયાર થયો. તેવામાં મારી પાસે આપની દવાની નોટીસ વાંચવામાં આવી, અને માત્ર ખાત્રી કરવાનાજ હેતુથી દવા મંગાવી ઉપયોગ કર્યો હતો. આ દવા મંગાવી ત્યારે ઘણાક મારી મશ્કરી કરતા હતા કે "એવી છોકરાં થાય તેવી દવા તે વળી હશે ;! નાહક શું કામ પઇસા બગાડો છો ?"

તોપણ માત્ર તે મારા મિત્રને માત્ર છેલ્લી વાર ખાત્રી કરવા દવા મંગાવવા મે ભલામણ કરી હતી, અને તે ખરેખર ઇશ્વર કૃપાએ આપની દવાને જશ મળ્યો છે. તે દવા વિધિસહ ખાધા કેડે તે સ્ત્રીને બાજે૪ માસથી ગર્ભ રહ્યો હતો અને છેવટ પુત્રરત્નની પ્રાપ્તિ થઇ છે, જેથી અમો સર્વ આપનો ઉપકાર માનીએ છીએ. ત્યાર પછી આ દવા આપની પાસેથી મંગાવ્યા બાદ બીજાં બે ચાર બૈરાને માટે મંગાવી તેનો ઉપયોગ કર્યો જેથી તેમને પણ લાભ થયો છે. જેથી આવી શોધ કરનાર આપને ધન્યવાદ ઘટે છે.

## ૪ હરસ નિવારણ ગુટિકા.

ગમે તેવા હરસ આ દવા જાશ સાથે રોજ સહવારમાં બે ગોળી ખાવાથી માત્ર પંદર દિવસમાં મટે છે ડબીના કી. રૂ. ૩.

## ૫ હરસ નિવારણ તેલ.

હરસ ઉપર લગાવવાથી વગર ઇજાએ હરસ ખરી પડે છે પંદર દિવસ સુધી આ દવા રૂનું પુમડું બોળી હરસ ઉપર ચોપડવી. જેથી બળત્રા બળતી નથી. અને પંદર દિવસે હરસ ચીમળાઇને ખરી પડેછે. એક અજાયબી પમાડે તેવુ તેલ છે. બા. ૧ ની કીં. રૂ. ૧.

**અમદાવાદથી કેશવચંદ્ર રામચંદ્ર લખે છે કે, મને આજકાલ ત્રણ વર્ષથી હરસનું દરદ હતુ. ઘણી દવાઓથી ફાયદો ન થયો પણ આપની દવા, હરસ ગુટિકા તથા હરસ તેલ બંને મંગાવી ઉપયોગ કર્યો તો જેથી મને હરસ મટી ગયા છે અને હાલ બીલકુલ દરદ નથી. તેલથી આપોઆપ હરસ ખરી પડયા છે જેથી મને ઇજા થઇ નથી. અત્રે ઘણા માણસો આ દવાનો ઉપયોગ કરે છે જાણી આનંદ થાય છે. બીજી બે ડબી ગુટિકાની તથા બે બાટલી હરસ તેલની મારા એક સ્નેહિ માટે વી. પી. થી મોકલશો તો ઉપકાર થશે.**

ધર્મચુસ્ત બંધુઓને કોડલીવર ઓઇલ જેટલાજ ગુણ આપનાર.

# ૬ દવેનું અમૃતપાન.

અકિસરમાં અકિસર દવા છે. આ દવાથી તાવ, આદી, ઉનવા, હરસ ત્વચા રોગ દાદર, ખરજવું, કોઢ, ખાસ, લુખસ, નબળાઇ, ખાંસી, દમ, પ્રમેહ, ધાતુક્ષય, પ્રદર, રકત સ્ત્રાવ, અશ્વિલા, પક્ષાઘાત, અજીરણ, દમ અને આગ્ની મટાડી વિર્યની વૃદ્ધિ કરે છે. બગડેલા લોહીનો સુધારો કરી, પુષ્કળ લોહીનો જમાવટ કરે છે, ચહેરો લાલ ગુલાબી રંગનો થાય છે, અને કોડલીવર ઓઇલના જેટલાજ ગુણ આપે છે દિવસમાં ત્રણ વખત અર્ધા અર્ધા ચમચા પપાશેર દુધ સાથે પીવું. બાટલીની કીં રૂ ૧—૦—૦ ત્રણ બાટલીની કીં. રૂ. ૨—૪—૦

**પ્રકાશા, વેસ્ટ ખાનદેશથી** દામોદરદાસ રામદાસ શરાફ લખે છે કે, આપની અમૃતપાનની બાટલી ઘણી અકિસર છે તેનો મેં ઉપયોગ કરવાથી તેના નામ પ્રમાણેજ ગુણ જણાયો છે માટે ઉપકૃત છુ. બીજી વાળ વિનાશક તથા સુખકર મલમ મોકલો.

# ૭ દમ શ્વાસ નિવારણ ગુટિકા.

દમ, શ્વાસ, કફ અને ઉદરસ ઉપર અકિસર નીવડી છે. રોજ સવારમાં બે ગોળી મધ તથા સાકર સાથે ખાવી ડબીની કીં. રૂ. ૩) પો. ૦—૪—૦.

# ૮ બરોળ નિવારણ ગુટિ.

પેટનું ફુલી જવું, બરોળની ગાંઠ, પાંડુરોગ કમળો અને કમળી મટાડી લોહી શુદ્ધ કરે છે. સવારમાં બે ગોળી ખાવી. ડબીની કીં.રૂ. ૧)

## તમારી સ્ત્રીઓને પ્રદર, કસુવાવડ વિગેરે મહા વ્યાધિથી બચાવવા

# ૯ દવેનું સુંદરીસાથી

**મગાવો**—તે સ્ત્રીઓના તમામ રોગને માટે અક્સિર નીવડ્યું છે. સ્ત્રીના કોઠાપણું દરદ જેવાં કે પ્રદર, રક્ત અને શ્વેત જેથી ગુહ્યસ્થાનમાંથી ચીકણી ખાટી, ધોળી, પીળી, મળ-ગુગળી અગર લાલ રંગની લોહી જેવી રસી વહ્યાં કરે છે, પેશાબે અગન બળે, હાથ પગના તળીઆમા, કેડમાં, માથામા અને શ્રાસ વખતે આખા શરીરમાં સણકા મારે, ફાટ, ચુસ અને કળતર થાય, ઝીણો તાવ હમેશાં આવે, શરીર સુકાઇ, ધોળી પુણી જેવું થાય, આંખોનું તેજ કમી થાય, દિવસે દિવસે શરીર સુકાઇ બેહાલ થાય, અશક્તિ આવે અને કામ થઇ શકે નહિ આખો દિવસ કેડ અને માથું ફાટ્યા કરે, તાવ, ઉધરસ, દમ, ખાસી, સોજા, ઉલટી, અરૂચી, માસીક અટકાવ-દસ્તાન સંબંધી તમામ રાગ, ગર્ભાશયની પીડા, કસુવાવડ, સુવારોગ વિગેરે તમામ રોગ અને આવા અનેક દરદોના સમુહને આ **સુંદરી સાથી** એકદમ મટાડી શકે છે

આ **સુંદરી સાથી** બાળ યુવાન અને વૃદ્ધ દરેક સ્ત્રીએ હમેશા વાપરવા લાયક છે જેથી તેઓના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરી દસ્તાનના રોગો થવા પામતા નથી અને ગર્ભાશયને ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવી પુખ્ત વયે ગર્ભ ધારણ થાય છે. પીવામાં સ્વાદિષ્ટ છે. બાટલી ૧ની કીંમત રૂ. ૧) ત્રણ બાટલીના રૂ ૨–૪–૦ પોષ્ટ ૦–૪–૦

## સુંદરીસાથીના ખાસ ગુણ.

**૧ નાની બાળકીઓને** પાવાથી શરીર પુષ્ટ રાખી યુવાન અવસ્થામાં પ્રદર વિગેરે વ્યાધી થવા દેતું નથી. **૨ યુવાન સ્ત્રીઓને** પ્રદરના વ્યાધિમાંથી બચાવી ગર્ભાશયને સુધારી ગર્ભ ધારણ કરી

શકે તેવું બનાવે છે. **૩ ગર્ભ વખતે** પીવાથી અધુરે માસે ગર્ભ પડતો નથી, ગર્ભનું પોષણ કરી પૂર્ણ માસે વિના કષ્ટે પ્રસવ થાય છે. **૪ સુવાવડ પછી** પીવાથી સુવા રોગ થતો નથી. બાળકને પુષ્ટ કરે તેવું તન્દુરસ્ત દુધ બનાવે છે અને બાળકનું શરીર પુષ્ટ રહે છે. **૫ સ્ત્રી રોગ**—તમામ મટાડે છે. હંમેશા પીવાથી આ તંદુરસ્ત રહી શકે છે પ્રદર વિગેરે વ્યાધિ થતા નથી **૬ વૃદ્ધાવસ્થામાં** પીવાથી શરીર પુષ્ટ અને તંદુરસ્ત જુવાન જેવું રહે છે, અને વૃદ્ધાવસ્થાને અટકાવે છે.

દરેક સ્ત્રીએ બાળકીથી વૃદ્ધ થતા પર્યંત આ બાટલી પાસે રાખવીજ જોઇએ.

આ દવામાંથી સવાર બપોર અને સાંજ ત્રણ વખત એકેક ચમચો દવા ઘી અને મધ સાથે પીવી તેથી સ્ત્રીઓના પ્રદર, ગર્ભાશયના, સુવા રોગ વિગેરે ગમે તે રોગ મટાડી હાથ પગ કેડોનું કળતર મટાડી શરીર પુષ્ટ કરે છે

**સુરતથી મોહનલાલ મુળજી** લખે છે કે, મારી સ્ત્રી પ્રદર વગેરે વ્યાધિથી બીલકુલ બેહાલ બની ગઇ હતી, શરીર સુકાઇ ધોળી પુણી જેવું થયુ હતુ, તેનાથી કશુ કામ થતુ ન હોતુ, ઉઠતા બેસતાં કે ચાલતા શ્વાસ ચઢતો હતો. આખો દિવસ કેડ અને માથામાં કળતર અને સણકા મારતા હતા. એક સુવાવડ ગયા પછી આમ થયુ હતુ. પ્રદર લાલ કોઇ વખત ધોળું વહ્યા કરતુ હતું અને છેક ચીંથરે હાલ થવાથી, ઘણી દવાઓ કર્યા છતાં આરામ ન થવાથી મે તેની આશા છોડી હતી તેવામાં આપની જાહેર ખબર વાંચી આપની સુંદરી સાથીની દવા મંગાવી ઉપયોગ કર્યો જેથી ફાયદો થયો અને ત્રણે બાટલી વાપર્યા પછી તેને પુરેપુરો આરામ થયો છે અને શરીર પ્રથમ કરતાં પણ પુષ્ટ થયું છે. આવી અણી ઉપર આવેલી સ્ત્રીને આપે બચાવી તેથી પરમેશ્વર આપનું ભલું કરો એવું માગીએ છીએ.

મારી સ્ત્રીને મટયા પછી બીજી ઘણી સ્ત્રીઓએ આપની દવાનો લાભ લીધો છે તે સર્વને પૂર્ણ આરામ થયો છે. હાલ ત્રણ બાટલી મારે નામે વી. પી. થી મોકલશો જે મારા એક સગાની સ્ત્રીને માટે મંગાવી છે.

## ૧૦ નેત્રફુલ નિવારણ ગુટિ.

ત્રણ વરસ સુધીનુ ફુલ આ ગોળી આંજવાથી મટે છે. સવાર તથા સાંજ બે વખત ગોળી પાણી સાથે ઘસી આંખમાં આંજવી. વળી ઝાંખ, ઝારી અને પડળ મટે છે. ડ ની. કી રૂ. ૧)

## ૧૧ તાવની દવા.

ગમે તેવો તાવ, એકાંતરીઓ, ચોથીઓ અને ટાઢીઓ તાવ મટે છે. ગમે તેવો ન જતો હોય તે તાવને ત્રણ દિવસમાં મૂળ-માંથી કાઢે છે, ત્રીદોષ અને ઝંઝારો મટાડે છે. ત્રણ ગોળી પાણી સાથે પીવી. કી. રૂ. ૧.

## ૧૨ બાધિર્ય તેલ.

કાંનના ધાક, કાનનુ પાકવુ, ચસકા, સણુકા શુળ મટે છે. રોજ બએ ટીપા કાનમાં નાંખવાં. બા ૧ ની કીં. રૂ. ૦-૪-૦

## ૧૩ પંચરસ ચુર્ણ.

૧૩ **પંચરસ ચુર્ણ**-ગમે તેવુ અજીરણ, ચુક, ખાધુ ન પચવુ, આફરો, નળબંધ વાયુ અને ગોળો મટાડી, ખાધુ પચાવી, જઠરાગ્નિ અદિમ કરી ઝાડો ખુલાસે લાવે છે. બા. ની કીં. રૂ ૦-૬-૦.

## ૧૪ સાચા મોતીનો સુરમો.

આંખના તમામ રોગ મટાડી તેજ વધારે છે. ૦। તોલાની કીં. રૂ. ૦-૪-૦ તોલાની કી. રૂા. ૧)

## ૧૫ જુલાબની ગોળી.

માત્ર બે ગોળી ખાવાથી જુલાબ થાય છે જેટલી ગોળી ખાય તેથી એક વધારે તેટલા જુલાબ થાય, ગભરામણ લાગતી નથી, મુખ સ્વાદિષ્ટ થાય છે. પેટમાં ગળગળાટ થતો નથી. નાના બાળકને ૦ા ગોળી કે ૦ll ગોળીથી નરમ જુલાબ થાય છે ડબીની કી. ૦-૮-૦.

## ૧૬ મરડાની રામબાણ.

મરડો, ઝાડા અને અજીર્ણ મટે છે ત્રણ ગોળી જીરું તથા બીલીના પાનના નવટાંક રસ સાથે ખાવી ડબીની કી ૦-૮-૦

## ૧૭ આંખનાં ટીપાં—આઈડ્રૉપ્સ.

આંખમાં બે ટીપાં નાખવાથી દુખવા આવેલી આંખો મટે છે. કી. ૦-૪-૦

## ૧૮ બાળારોગ્યવટી.

આ દવાથી બાળકને થતો ઝાડો, ઉલટી. તાવ ઉધરસ, દમ, સસણી વરાધ અને મગારખી વિગેરે બાળકને થતા તમામ રોગ મટે છે. બે ગોળી મધ સાથે ચટાડવી. ડબીની કીં. ૦-૮-૦

## ૧૯ વીંછીની દવા.

ડંખ ઉપર બે ટીપાં મુકવાથી ડંખમાંથી વીંછી ઉતરે છે. વળી આ એકજ દવા સાત કામ કરે છે. જે વીંછી ઉતારે છે. ખસ, ખરજવું, દાદર,: ગુમડા લુખસ અને ઉંદરી જાય છે. પરીક્ષા તાંબા પીતળ ઉપર ગીલેટ ચાંદીનો થાય છે, બા. ૧ ની કીં. આ. ૪.

## ૨૦ ચેનડાઈ.

ચૂંક, ઝાડા, આમ, કબજી વિગેરે આંતરડાના રોગ મટાડે છે. બા. ની કી. આ. /

૨૧ માથાનો પાવડર માત્ર બે ચપટી સુંઘવાથી માથું ઉતરી જાય છે. કી. આ. -

૨૨ **દંતમંજન**—દાંતના તમામ રોગ, દાંતે સણકા નાંખવા કે અવાળું ફુલવું વીગેરે મટાડી દાંતને મજબુત રાખે છે. ડબીની કી. આ. ૪

૨૩ **ખરજવાનો મલમ**—ખરજવું અને હાડગંભીર મુળમાંથી મટે છે સાબુથી ધોઈ આ મલમ દિવસમાં ત્રણ વખત પાંચ પાંચ મિનીટ સુધી ઘસવો. કી ૦-૮-૦

૨૪ **દાદરનો મલમ**—ગમે તેવી દાદર લાલ કે કાળી મટે છે તે ફરી થતી નથી દાદરપર રોજ ઘસવો. ડબીની કી ૦-૪-૦

## ૨૫ સ્વદેશી સારસાપરિલા.

તમામ સારસાપરિલા કરતાં ઉત્તમ છે, દેશીઓને માટે સ્વદેશમાં બનતી તેમને માફક આવતી આ દવા ઘણી ઉત્તમ છે. તે અર્ધો ચમચો ગરમ પાણી સાથે દિવસમાં બે વખત પીવાથી લોહિ સુધારે છે. બા. ૧ ની કીં રૂ. ૧) ડઝન બાટલીની કી રૂ. /)

## ૨૬ કફ સીરપ.

દમ, શ્વાસ, ખાંસી, કફ અને ઉધરસ મટાડે છે રોજ ત્રણ વખત અર્ધો ચમચો દુધ સાથે પીવું.

## ૨૭ એગ્યુસ્પેસીફીક.

તાવને માટે અકસીર ઇલાજ સવાર બપોર અને સાંજ ત્રણ વખત પાણી સાથે ચમચી ચમચી દવા પીવી. ગમે તેવો તાવ મટશે. બા. ૧ ની કીં રૂ.-૧૨-૦ ડઝન બા. ની કીં. રૂ. ૭).

## ૨૮ જય ગુટિકા.

આ દવાનો ઉપયોગ કરવાથી સ્ત્રીઓના ગુપ્ત રોગો મટાડી અટકાવ લાવે છે એટલે જે સ્ત્રી રજસ્વળા થતી ન હોય તેને તેમજ જેને બબે ત્રણ ત્રણ માસ સુધી અટકાવ આવતો ન હોય તેમને આ દવાનો ઉપયોગ કરવાથી રજસ્વળા થાય છે બે ગોળી મધ સાથે ખાવી. બા. ૧ ની કી. રૂ. ૧).

## ૨૯ કોલેરા પીલ્સ.

ભયંકર કોલેરાનો કે કોગળીયાનો રોગ આ દવાથી મટે છે. દરરોજ ત્રણ વખત ચગાર ગોળી ગાહાના રસમા મટતા સુધી ખાવી. ડબીની કીં. રૂ. ૧).

## ૩૦ પેન હર બામ.

આ દવાથી માથાનો દુઃખાવો, વા, હાથ પગના સણકા કળતર અને શુળ મટે છે. દુઃખના ભાગ પર ઘસવું. બા ૧ની કી. ૦-૮-૦.

## ૩૧ લીવર સોલ્યુશન.

બરોળ, પાંડુ અને કમળો આ દવાથી મટે છે હરરોજ દિવસમાં ત્રણ વખત દશ દશ ટીપાં ઠંડા પાણી સાથે પીવું. બા. ૧ ની કી. રૂ. ૧)

## ૩૨ બાલામૃત.

બાળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે. રોજ બબે ટીપાં દિવસમાં ત્રણ વખત નવટાંકથી પાશેર દુધ સાથે પાવાં. કી ૦-૮-૦.

# ૩૩ કોઠ નિવારણ ગુટિ.

આ દવાથી ધોળા કોઢ મટે છે. બે ગોળી સવાર તથા બે ગોળી સાંજે ગળો તથા બાવચીના રસમાં ખાવી. મરવાં, તેલ, આંબલી ખાવી નહીં.

મઉ, ઘી, ચોખા, દાળ, વિગેરે ખાવું.

**કટકથી નારણ ઘેલા** લખેછે કે મને થયેલા કોઢ આપની અમુલ્ય કોઢ નિવારણ ગુટીથી મટયા છે. તેથી ઉપકાર માનુ છુ.

ડબી ૧ ની. કિ રૂ. ૦-૮-૦ પો ૦-૪-૦.

**ચોપડવાનો મલમ**-ડબીની કી. ૦-૮-૦

# ૩૪ વધરાવળ ગુટીકા.

આની દરરોજ બબે ગોળી દીવેલ રૂ. ૧ ) ભાર સાથે ખાવી. સવાર તથા સાંજ બે વખત આ દવાથી વધરાવળ, આંતરડાનુ ઉતરવું, અંતરગળ અને સારણગાંઠ મટે છે. ઘણી અકિસર છે **ડબીની** કીં. રૂ. ૨) પો. ૦-૪-૦.

ચોપડવાનો મલમ—સવાર સાંજ આ દવા ચોપડવી. કી. ૦-૮-૦

રાજકોટથી લખમજી કેવળજી લખેછે કે આપની વધરાવળ ગુટીકાથી મને ઘણા વખતથી થયેલ **સારણ ગાંઠ** મટી ગઇ છે તેથી આપને આશિર્વાદ આપું છું.

# ૩૫ ઉન્માદ હર ગુટીકા.

આ દવાથી ગાંડપણ, વાઈ, ચકરી, અને હિસ્ટીરીઆ રોગ મટે છે. ગમે તેવા ગાંડા મનુષ્યને શુદ્ધીમા લાવી ગાંડપણ મટાડે છે. ડબીની. કીં. રૂ. ૨) દરરોજ બે ગોળી સવાર સાંજ ઘી તથા સાકર સાથે ખાવી. ખાટું, તેલ, આબલી, મરચાં ખાવાં નહિ.

**કોઇમ્બતુરથી કાસીનાથ રામચંદ્ર** લખે છે કે મહારો ભાઈ જે તદન બેહાલ સ્થિતિમાં હતો અને ગાંડો થઈ ગયો હતો તે આપની આ દવાનો ઉપયોગ કરવાથી સારો થયો છે. હવે તે શુદ્ધીમાં આવેલો છે. ઘણા ઘણા ઉપાય કર્યા પણ ના ફાયદો થયો તે આ દવાથી ફાયદો થયેલો જાણી આનંદ થયો છે અને તેથી આપનો ઉપકાર માનીએ છીએ.

# ૩૬ ક્ષય નિવારણ ગુટીકા.

ક્ષયને માટે આ દવા અક્સિરના અક્સિર ગણાય છે. આ દવા દરરોજ સવાર સાંજ બબે ગોળી મધ તથા ઘી સાથે ખાવી. ઉપર બા શેર દુધ તાજું પીવું. બ્રહ્મચર્ય પાળવું, દહીં, તેલ, આંબલી અને ચહા પીવો નહિ. ડબીની કીં. રૂ. ૩-૮-૦.

**હરદ્વારથી બીશનદયાળ ગુપ્તે** લખે છે, કે મને થયેલો ક્ષયનો રોગ આપની આ ક્ષય નિવારણ ગુટીકાથી મટેલો છે. જેથી હું તે વાપરવા સર્વ મારા મિત્રોને ભલામણ કરૂં છું.

# ૩૭ સર્પવિષ નિવારણ અંજન.

આ દવા આંખમાં આંજવાથી સાપનું ઝેર ઉતરી જાય છે. રૂ. ૧). પો. ૦-૪-૦

# ૩૮ કામરસ ગુટિકા.

આ દવા કે જે નાજુક સ્ત્રીઓને વારંવાર ગર્ભ રહેવાથી શરીરનો બાંધો અશકત થઇ જાય છે અને તેથી ગર્ભપાત જેવા મહા ભયંકર દુઃખ તથા શરીરને મરણ તુલ્ય પીડા આપે છે તેમને માટે બનાવી છે. આ દવાનું સેવન કરવાથી પોતાના ધણી સાથે સંભોગ થવા છતાં પણ ગર્ભ રહેતો નથી, અને તેથી પોતાનું નાજુક શરીર મજબુત રાખી શકે છે. કીં રૂ. ૫

## ૩૯ સુતિકા રોગ નિવારણ ગુટિકા.

સુવાવડ પછી સ્ત્રીઓને સુવારોગ થાય છે તે આ દવાથી તુરત મટે છે. ડબી ૧ ની કીં. ૧-૦-૦

## ૪૦ રાજવંશી યાકુતિ.

રાજા રજવાડા અને ધનવાન માણસો માટે શકિતની અમુલ્ય દવા જેની કીંમત દશ દશ પંદર પદર રૂપિઆ કેટલાક વૈદ્યો લે છે તેજ યાકુતી શુદ્ધ વનસ્પતિનીજ બનાવી અાવે ડબી ૧ની માત્ર રૂ. ૫) જ કિંમત રાખીછે. ધાતુગતના તમામ રોગ મટાડી ખરૂં પુરૂષાતનઆપે છે.

## ૪૧ વિર્ય વૃદ્ધિકર ગુટિકા.

આ દવાથી વિર્ય વિકારના તમામ રોગ મટે છે. શરીરની નબળાઇ મટાડી જ્ઞાનતંતુને સતેજ બનાવી શરીર તંદુરસ્ત અને પહેલવાન બનાવી વિર્યની વૃદ્ધિ કરેછે. કીં ડબી ૧ નો રૂ. ૧)

## ૪૨ નપુષકત્વારિ લેપ.

ગુહ્ય ભાગની કમજોરી દુર કરી નપુષકપણું મટાડી ખરૂં પુરૂષાતન આપી અખુટ શકિત આપી પુરૂષત્વ પ્રાપ્ત કરાવે છે. ડબીની. કીં. રૂ ૩-૦-૦ પો. ૦-૪-૦

## ૪૩ પ્રદર નિવારણ ગુટિકા.

સ્ત્રીઓનો ધાતુસ્રાવ, લોહીવા, તમામ જાતનાં લાલ અને કાળું પ્રદર

મટાડી કેડો ફાટવી, શરીર સુકાનું, અશક્તિ આવવી એ દરદો માટે અકસિરમાં અકસિર ઉપાય છે. તમામ દરદ મટાડી સ્ત્રીનુ શરીર પુષ્ટ કરે છે. કી. રૂ. ૨—૦—૦ પો. ૦—૨—૦

# ૪૪ ઘા તેલ.

વાગવાથી થયેલા ઘા અને ચાંદાં તથા ગુમડાં મટી રૂઝી લાવે છે. આ તેલ વાગેલા જખમ ઉપર લગાવી ઉપર રૂ દાબી પાટો બાંધવો. બા. ૧ની કી ૦-૪—૦.

# ૪૫ વાતારી લેપ.

આ દવા લગાવવાથી સંધિવા તથા પક્ષાઘાત મટે છે. બા. ૧ની કીં. રૂ. ૧).

# ૪૬ પ્લેગ કીલર.

આ દવાનાં બબ્બે ટીપાં દર બબ્બે કલાકે તુલસીના રસમાં પીવાથી પ્લેગ મટે છે. બા. ૧ની કી ૦—૮—૦. પો. ૦—૩ —૦.

# ૪૭ મોહિનિ હેર ઓઇલ.

આ પણ એક અમારી સ્વદેશી વનસ્પતિનીજ બનાવટનું ઉત્તમ સુગંધીયુક્ત તેલ છે. તેના પણ ઉપર પ્રમાણે ગુણો છે. માત્ર એકવારજ વાપરી ખાત્રી કરો. બાટલી એકની કીં. રૂ. ૧)

# ૪૮ દિલરંજન હેર ઓઇલ.

જો ન વાપર્યું હોય તો માત્ર એકજવાર વાપરી ખાત્રી કરો. તેમાં નુકશાનકારક એક પણ પદાર્થ આવતો નથી પરંતુ દેશી વનસ્પતિની બનાવટનું આ તેલ છે અને તે હંમેશાં માથે ઘાલવાથી વાળ ધોળા પડતા નથી પણ વાળ ધોળા હોય તો કાળા સુંવાળા અને નરમ રેશમ જેવા બનાવે છે, ખરી જતા અટકાવે છે, વાળના જથાને વધારે છે તથા લાંબા અને સુશોભિત બનાવે છે. વળી એકવાર માથામાં નાંખ્યાથી તેની અત્તર કરતાં પણ ઉત્તમ સુગંધી જતી નથી. આખું ઘર મઘ મઘ સુગંધીથી શોભિ રહે છે. ઉપરાંત માથું ઠંડુ હીમ જેવું રહે છે. મગજની જ્ઞાન શકિતઓનો વિકાશ કરે છે, આંખોનું તેજ વધારે છે, ગમે તેવું માથું ચડયુ હોય તો ઉતરી જાય છે. બાલ નરમ રેશમ જેવા ચળકતા અને વળે એવા થાય છે તેમ ખરી પડતા વાળને અટકાવી પુષ્કળ જથામાં વાળને ઉગાડે છે. કોઇ પણ તેલ વાપરતા પહેલાં માત્ર એકજવાર અમારૂં તેલ નમુના તરીકેજ વાપરો. પછી તેના ગુણ, સુગંધી અને બાલને જણાતો ફાયદો આપના જાણવામાં આવશે અને પછી નમો અમારૂંજ તેલ વાપરશો એજ પુરાવો બસ છે. વળી ઘણાં સરટીફીકેટો પણ મળ્યાં છે. બા. ૧ ની કી. રૂ. ૧) પો. ૦-૪-૦ ત્રણ બાટલીની કીં. રૂ. ૨-૪-૦ પો. ૦-૭-૦ સેમ્પલ બા. ની કીં. રૂ. ૦-૮-૦ પો.૦-૨-૦.

# ૪૯ દવેનું હેર ગ્રો ઓઈલ.

વાળને મજબુત બનાવી ન ઉગતા હોય તે જગ્યાએ આ તેલ લગાવવાથી વાળ ઉગે છે. વાળ ખરી પડતા નથી, અને દાઢી મુછ કે માથાની ટાલ ઉપર વાળ ન ઉગતા હોય તો જરૂર આ

તેલનો ઉપયોગ કરવો તેથી વાળ ઉગે છે. આ પણ ઉત્તમ સુગંધી આપે છે. બાટલીની કીં. રૂ. ૧)

## ૫૦ દવેનું બ્લેક હેર ઓઈલ.

ધોળા વાળને કાળા કરવા ઘણા કલપો છે પરંતુ આ એક નવીજ શોધ છે. વનસ્પતિનાજ બનાવટ છે. ધોળા વાળ ઉપર લગાવવાથી વાળ કાળા, સુંવાળા અને નરમ રેશમ જેવા થાય છે. વળી ઉત્તમ સુગંધી આપે છે બીજી ચામડી કાળી પડતા નથી કે ડાઘ પડતા નથી. માત્ર વાળનેજ કાળા કરે છે બા. ૧ ની કીં રૂ. ૧)

## ૫૧ ચંદ્રકળા હેર ઓઈલ.

ઉત્તમ સુગંધીયુક્ત વાળને કાળા કરી વધારા કરનાર—બા. ૧ ની કીં. ૦-૫-૦ ડજનની કીં. રૂ. ૩-૦-૦

# ૫૨ દવેનું બાલવિનાશક તેલ.

આ એક અજાયબી પમાડે તેવું તેલ છે તેનાથી બળત્રા બળતી નથી, ચામડી કાળી પડતી નથી તેમજ ખરાબ વાસ આવતી નથી, પરંતુ વાળ કાઢવાની જગ્યા ઉપર લગાવવાથી તે જગ્યાના વાળ વગર અડચણે એક મીનીટમાં ખરી પડે છે, અને ચામડી સાફ જણાય છે. ઉપરાંત વીંછી ઉતારે છે, ખસ દાદર અને ખરજવું મટાડે છે. બા. ૧ની કીં. ૦-૮-૦ પો. ૦-૪-૦

કોડ, ઇંડિઅન પીનલકોડ, ગાંડા માણસના આશ્રય સ્થાન બાબતનો એક્ટ, ફટકાની શીક્ષા બાબતનો એક્ટ, જુગારનો એક્ટ, એક્ષ્ટ્રાડીશન એક્ટ, મુંબાઇનો આબકારી એક્ટ, અફીણ બાબતનો એક્ટ, મીઠાઇ બાબતનો એક્ટ, કારીગર અને મજુર બાબતનો એક્ટ, રેલ્વેનો એક્ટ, ફેક્ટરી એક્ટ, ટેલીગ્રાફ બાબતનો એક્ટ, પોસ્ટ ઓફીસનો એક્ટ, પોસ્ટની રૂલ, સેવીંગ્સ બેંકની રૂલ, ઝેરી જણસો બાબતનો એક્ટ, રાજદ્રોહી સભા અટકાવવા બાબતનો એક્ટ, નાટકના ખેલ બાબતનો એક્ટ, નિધિનિક્ષેપ એક્ટ, બોમ્બ એક્ટ, ડબા એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, ડીસ્ટ્રીક્ટપોલીસ એક્ટ. વિગેરે.

**રેવન્યુ (મુલકી) તથા સરવેના વિષયોને લગતા કાયદાઓ**— લેન્ડ રેવન્યુ કોડ, લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૩ ઉપર થયેલી રૂલ, લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૪ ઉપર થયેલી રૂલ, રેકર્ડ ઓફ રાઇટસ એક્ટ, ઉપર થયેલી રૂલ, જમીન ઉપરનુ હકનું પત્રક તૈયાર કરીને રાખવા બાબતની સમજુતી, તાલુકાના નમુના, ગામના નમુના, મામલતદારોની કોર્ટોનો એક્ટ, સર્કલ ઇન્સપેક્ટરોની રૂલ, માપણીની સમજુતી, ઓરીજનલ તથા રીવીઝન સરવેની રૂલો, વિગેરે.

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજર કોડ (નવો) વારસાનું સરટીફીકેટ લેવાનો એક્ટ, સગીરની જાત તથા મિલકતના વાલી નીમવા બાબતનો એક્ટ, કોર્ટ ઓફ વોર્ડસ એક્ટ, દક્ષિણ રીલીફ એગ્રીકલચર એક્ટ, હિંદુ વિધવાના પુનર્લગ્ન બાબતનો એક્ટ, ગાંડા માણસની માલ મિલકતની સંભાળ કરવા બાબતનો એક્ટ, પારસી લોકોના લગ્ન તથા તલાક બાબતનો એક્ટ, વસિયતનામું કર્યા સિવાય મરનાર પારસીઓના વારસા બાબતનો એક્ટ, કોર્ટ ફી એક્ટ, હિંદુસ્તાનનો પુરાવાનો એક્ટ, હિંદુસ્તાનનો કોરટમાં

સમ ખાવા બાબતનો એક્ટ, કરારનો એક્ટ, રજીસ્ટ્રેશન એક્ટ, વહેંચણ કરવા બાબતનોએક્ટ, ટાન્સફર પ્રોપરટી એક્ટ યુરોપીઅન વેગ્ર-નસી એક્ટ, સીવીલ કોર્ટોનો એક્ટ, પ્રોબેટ તથા વહીવટ ચલાવવ-વાની સનંદો આપવા બાબતનો એક્ટ, નાદારીનો એક્ટ, મુદતો બાબ-તનો એક્ટ, વારસાનો એક્ટ, હિંદુ લો, વારસોને કરજમાંથી છોડા-વવા બાબતનો એક્ટ, મુસલમાની શરેહ સફીલદારી વિષે, સફીલના હક્ક બાબત, સ્ટામ્પ એક્ટ વિગેરે.

**પરચુરણ વિષયને લગતા કાયદાઓ**—તગાવીનો એક્ટ, સને ૧૮૮૩નો ૧૯મો તગાવીનો એક્ટ, સને ૧૮૮૪નો ૧૨મો લોકલ ફન્ડ બાબતનો એક્ટ, ઇનકમ ટેક્ષ એક્ટ, મતાદાર એક્ટ, ગુજરાતના તાલુકદારો એક્ટ, બંદરો બાબતનો એક્ટ, વહાણો બાબતનો એક્ટ, નરવાનો એક્ટ, મ્યુનીસીપાલ એક્ટ, જમીન લેવા બાબતનો એક્ટ, સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો એક્ટ, જંગલી પક્ષી તથા શિકારના રક્ષણ બાબતનો એક્ટ, હિંદુસ્તાનનો ચલણી નાણાં બાબ-તનો એક્ટ, હિંદુસ્તાનનો તારીફનો એક્ટ, જળમાર્ગની કસ્ટમની ડયુટી લેવા બાબતનો એક્ટ, જગલનો વતન બાબતનો એક્ટ, ઈરી-ગેશન એક્ટ, શિતળા કાઢવાનો એક્ટ, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવાનો એક્ટ, સેનીટરી એક્ટ, છાપવાના પ્રેસો તથા વર્ત-માનપત્રો અને બુકો નોંધવા બાબતનો એક્ટ, વર્તમાનપત્રનો એક્ટ, હથિઆર તથા યુદ્ધ સામગ્રી બાબતનો એક્ટ, ફટકાની શિક્ષા કરવા બાબતનો એક્ટ ( નવો ) વિગેર વિગેરે.

ઉપર પ્રમાણે લગભગ તમામ કાયદાઓનો આ પુસ્તકમાં સમજાય તેવી ભાષામાં સમાવેશ કર્યો છે. વળી તેના સંબંધમાં આવેલાં

તમામ સરટીફીકેટ વાંચવાં હોય તો ૦-૦-૬ની ટીકીટ બીડી મોટું કેટલોગ મગાવો.

**વડોદરા રાજ્યના સુબા સાહેબ મે રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ બી. એ. એલ એલ. બી. લખે છે કેઃ**– કાયદાનો શિક્ષક એ નામનું આપનું બનાવેલું પુસ્તક મેં વાંચ્યું, ગુજરાતી ભાષામાં આવા કાયદા સંગ્રહની ખોટ હતી તે આ સંગ્રહથી સારી રીતે પુરી પડે તેમ છે. સરકારી નોકરો જમીનદારો વગેરે સર્વને ઉપયોગી થાય એવી માહિતીવાળા આ ગ્રંથનો બહોળો ફેલાવો થઇ આપે લીધેલી મહેનતનો સારો બદલો મળશે એવી મને ઉમેદ છે. આ પુસ્તક ગરીબ અને તવંગર દરેક માણસને હંમેશા પાસે રાખવાની ખાસ ભલામણ છે.

આ પુસ્તકનો દરેક માણસ લાભ લે તેટલા માટે તેની કિંમત ઘણા સજ્જનોના કહેવાથી ઘણીજ થોડી રાખી છે. જે મંગાવી ખાત્રી કરો.

કિં. માત્ર રૂ. ૫) પોસ્ટ ૦—૭—૦ દવે જુજ કોપી સીલીક છે.

**જેઠાલાલ ડી. દવે, મુ આણંદ. જી. ખેડા. ગુજરાત.**

# દીલપસંદ વૉટર.

મંગાવો. મુખપર થતી ફોલ્લીઓ, કરોળીઆ તથા મસાને મટાડી ચામડી સુંવાળી બનાવી ચેરો ગોરો ગુલાબી બનાવે છે. અત્તરની ખુશબો કાયમ રહે છે. બા. ૧ ની કીં ૦—૮—૦ પો. ૦—૩—૦

**દવે બ્રધર્સની કું. આણંદ-ગુજરાત.**

આસવો વગેરે બનાવવાના પ્રયોગો આપવામાં આવ્યા છે. આ ગ્રંથ જરા વિસ્તારથી લખ્યો છે. કીંમત રૂ. ૦-૧૨-૦

---

સને ૧૯૬૯ની સાલનું પંચાંગ તૈયાર છે. કીં. રૂ. ૦-૧-૦, દરેક સાલના પંચાગ મળે છે. વેપારીઓને પુષ્કળ લાભ.

**જેઠાલાલ ડી. દવે.**
મુ. આણંદ. જીલ્લે ખેડા. ગુજરાત.

---

**દ્રવ્યવાન થવા ઇચ્છનાર સજજનો માટે.**

**થોડાજ વખતમાં બહાર પડશે.**

# ધનવાન.

આ નામનું પુસ્તક મંગાવો. જે થોડાજ વખતમાં બહાર પડશે. જે વાંચી તે પ્રમાણે અનુભવ કરવાથી અવસ્ય તમો ધનવાન થશો.

તેની અંદર દરેક માણુસ ધનવાન શી રીતે થાય, ગમે નો ગરીબ હોય કે તવંગર હોય તોપણ તે પૈસા શી રીતે મેળવા શકે તે માટે અનેક ઉપાયો યોજવામાં આવ્યા છે તેમાંથી જે ઉપાય તમને અનુકુળ જણાય તેને ગ્રહણ કરી તે પ્રમાણે પ્રયત્ન કરવાથી અવસ્ય તમો ધનવાન થશોજ એ નિર્વિવાદ છે.

તેમાં હજારો હુન્નરો, હુન્નર કળાઓ કે જે ઘેર બની શકે તેવા જુદી જુદી જાતના વ્યાપારો કેવી રીતે કરવા, ધંધો કેવી રીતે વધારે વધે અને તેવાજ હજારો વિષયો ઉપરાંત સંપૂર્ણ હકિકતો તેમાં દ્રષ્ટાંત સહિત આવશે.

તેની અંદર જે જે ઉપાયો સેવવાથી આજે મનુષ્યો ધનવાન થયા છે તે તે તમામ ઉપાયો તેમાં સરળ રીતે આપવામાં આવ્યા

છે, અને તે દરેક માણસ સરલ રીતે અનુભવમાં ઉતારી શકશે કે જેથી કરીને અવશ્ય ધનવાન થશે

દરેક માણસે જો સર્વોત્તમ વ્યવહાર સાધી ધનવાનની પંક્તિમાં ગણાવું હોય તો જ આ પુસ્ત મંગાવવું જોઇએ.

દરેક વ્યાપારીએ, ખેડુતે, સરકારી નોકરે તેમજ દરેક માણસ ગમે તો ગરીબ હોય કે પૈસાદાર હોય તોપણ તેણે આ પુસ્તક અવશ્ય મંગાવવુંજ જોઇએ. કારણ કે તે મંગાવવાથી તેમાંથી પોતાના ધંધાનો વિજય શી રીતે કરવો તે મળી શકશે અને તે પ્રમાણે વર્તશે તો તે અવશ્ય ધનવાન થશે. માટે તુરતજ ગ્રાહક થાવ. તેનો દરેક માણસ લાભ લે તે માટે કીંમત માત્ર રૂ. ૩—૦—૦ રાખ્યા છે. પાકું પુઠું, ગ્લેઝ કાગળો અને સુંદર બાઇન્ડીંગ અગાઉથી ગ્રાહક થનાર પાસેથી માત્ર રૂ. ૨—૦—૦ લઇશું.

શું બે રૂપિઆ એ કંઇ તમને ધનવાન કરનાર આ પુસ્તક કરતાં મોટી રકમ છે? તમો તેવી રકમ ગમે ત્યાં નકામી ખર્ચી નાંખો છો, અને જેથી જેનો પાછો બદલો મળતો નથી. તો આ તો તમારા અમુલ્ય એક સાધન રૂપે છે. કે જે બે રૂપિઆ ખર્ચવાથી આ પુસ્તક તમને ધનવાન બનાવી એવા હજારો કે લાખો રૂપિઆને પેદા કરી આપશે. માટે જરૂર આ પુસ્તક મંગાવી ખાત્રી કરશો. આશા છે કે તેના આપ તુરતજ ગ્રાહક થશો. વળી અગાઉના ગ્રાહકનાં નામ તેમાં પ્રસિદ્ધ કરી અમર કરવામાં આવશે. તુરતજ નામ નોંધાવો.

જેઠાલાલ દેવશંકર દવે. મુ. આણંદ.
( ગુજરાત. )

